# સંસાર કે નરકાગાર?

( સામાજિક નવલકથા )



લેખક,

વ્રજલાલ જાદવજી ઠક્કર,

માંડવીની પોળ-અમદાવાદ.



પ્રકાશક,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર એન્ડ પબ્લીસર

ત્રણ દરવાજા-અમદાવાદ.



ખ્રિસ્તાબ્દ ૧૯૧૭. પ્રથમાવૃત્તિ.

વિક્રમાબ્દ ૧૯૭૩. પ્રત. ૧૦૦૦.



મૂલ્ય રૂ. ૧-૪-૦.

# અર્પણપત્રિકા.

પરમકૃપાળુ અભિન્નહૃદય સુહૃદ

**જયશંકર ખોડીદાસ દ્વિવેદી,**

જુહ—મુંબાઈ.

આપના અને મ્હારા ઘણા વર્ષના સ્નેહસંબંધમાં હું આપનામાં અનેકવિધ ગુણોનું દર્શન કરી શક્યો છું. અનેક પ્રસંગોએ આપે આપના મિત્રધર્મનું સર્વાંશે પ્રતિપાલન કરી મ્હને આભારી કર્યો છે. એ આભારના અને આપણી ઉભયની નિષ્કામ મૈત્રીના સંબંધને સ્મરણીય કરવાના શુભ ઉદ્દેશથી મ્હારી આ નવલકથા હું પ્રેમપૂર્વક આપને જ અર્પણ કરી કૃતાર્થ થઉં છું.

લિ૦

નિરંતર સ્નેહાધીન

**વ્રજલાલ જાદવજી ઠક્કર.**

# પ્રસ્તાવના.



પ્રસ્તુત નવલકથા મ્હેં લગભગ બે વર્ષ ઉપર લખી હતી અને તેનો થોડો ભાગ મુંબાઇથી પ્રસિદ્ધ થતા સાપ્તાહિક વર્ત્તમાનપત્ર "મુંબાઇ ગુજરાતી" માં ક્રમશઃ પ્રકટ થયો હતો; પરંતુ એ પત્રના માલિક સાથે કરવામાં આવેલી શર્તો તેમના તરફથી પાળવામાં નહિ આવ્યાથી એ પ્રસંગે આ નવલકથા એ પત્રમાં સંપૂર્ણ પ્રસિદ્ધ થઇ નહોતી; પરંતુ વાર્ત્તાપ્રિય વાંચકબંધુઓના આગ્રહને માન આપી તેમની ઇચ્છા પરિતૃપ્ત કરવાના હેતુથી આ નવલકથા હમણાં પુસ્તકાકારમાં પ્રકટ કરવામાં આવી છે, અને સાહિત્યરસિક વાંચકબંધુઓ તરફથી આ નવલકથાનો યોગ્ય સત્કાર થશે એવી સંપૂર્ણ આશા છે.

વર્ત્તમાનકાળ સુધારણાનો યુગ છે એવું વિદ્વાનોનું જે કહેવું છે તે કાંઇક અંશે ખરું છે; કિન્તુ વર્ત્તમાન પ્રસંગે આપણે જેને સુધારા તરીકે ઓળખીએ છીએ તે યથાર્થ સુધારો છે કે કેમ તેનો નિર્ણય કરવાની અત્યાવશ્યક્તા છે. જો હળાહળ વિષને આપણે સુધા સમજીને તેનું પાન કરતા હોઇએ તો તે દોષ વિષનો નહિ; કિન્તુ આપણો પોતાનો જ છે. જેમ જેમ કાળ પસાર થતો જાય છે તેમ તેમ આપણા આચાર વ્યવહાર, સ્વભાવ આદિમાં અપૂર્વ પરિવર્ત્તન થતું જાય છે. આ પરિવર્ત્તન યોગ્ય છે કે કેમ તેનો પૂરતો વિચાર કર્યા સિવાય આપણે તેને સુધારાની ઉપમા આપીએ તો તે આપણા બુદ્ધિબળની જ ન્યૂનતા છે એમાં સહજ પણ સંદેહ નથી. જેવી રીતે માત્ર બાહ્ય સુંદરતાથી આત્મા સુશોભિત લેખાતો નથી તેવી જ રીતે આપણા બાહ્ય વર્ત્તનથી કિંવા કૃત્રિમ વ્યવહારથી

આપણે સુધારક લેખાતા નથી. બાહ્ય સુધારાનો પ્રચંડ વાયુ અધુના આપણા આર્યાવર્તમાં એટલી પ્રબળતાથી ફુંકાય છે કે એના વિઘુ-દ્વેગમાં આપણે ક્યાં ઘસડાઇ જઈશું અને આપણી અંતિમ અવસ્થા કેવી થઈ પડશે તેની કલ્પના સુદ્ધાં કરી શકાતી નથી. કવિવર નર્મ-દનાં વચનોનું આ સ્થળે સ્મરણ થઇ આવે છે કે, જુનું એ બધું ખોટું નથી તેમ જ નવું સઘળું સારું નથી. બન્નેનું યોગ્ય મિલન જ ઉત્તમ છે. તાત્પર્ય એ છે કે, હમણાં આપણે પૂર્વકાળના આચાર વિચાર અને વ્યવહારને હંબગમાં ગણી કાઢીએ છીએ તેમાંથી પણ યોગ્ય તત્વ સ્વીકારવાની આવશ્યક્તા છે. આ નવલકથા પણ એવા જ વિચારોને અનુસરીને લખવામાં આવી છે. એક નવલકથાકારે વર્તમાનકાળની આપણી આંતરિક પરિસ્થિતિનું તાદ્રશ્ય ચિત્ર દર્શાવે એવી નવલકથાઓ લખવાની અત્યાવશ્યક્તા છે એમ સર્વ કોઇ કબૂલ કરશે જ.

આ સ્વાધીનતાના યુગમાં વ્યક્તિમાત્ર પ્રત્યેક પ્રકારમાં સ્વાધીનતા પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષા રાખે છે; પરંતુ જ્યાં સૂધી અમુક મનુ-ષ્યમાં સારાસારનો, કલ્યાણાકલ્યાણનો પૂરતો વિચાર કરવાનું બળ હોતું નથી ત્યાં સૂધી તે સ્વાધીનતા મેળવવાને લાયક ગણાતો નથી. અપરિપકવ બુદ્ધિવાળા મનુષ્યને સ્વાધીનતા પ્રાપ્ત થતાં તે સ્વેચ્છાચારી થઇ પોતાના જીવનને કેવું દુઃખમય બનાવી દે છે તથા આ સ્વર્ગીય સંસારમાં તેઓ નરકાગારનો સાક્ષાત્કાર કરી કેવા પાયમાલ થઇ જાય છે તેનો તાદ્રષ્ય ચિતાર આ નવલકથામાં પ્રદર્શિત કરવામાં આવ્યો છે.

મૂર્ખ પતિઓ મૂર્ખતાથી પોતાની પત્નીઓને જાણી જોઇને કેવી રીતે અધર્મનામાર્ગે લઇ જાય છે, પરોપદેશે પાંડિત્ય પ્રદર્શિત કર-નારા કહેવાતા ઠરેલ અને પ્રૌઢ માણસોનું આંતરિક જીવન પણ

કેવું તિરસ્કારજનક હોય છે, મોહની પ્રવૃત્તિથી યુવાન મનુષ્યો કેવી ભયંકર માનસિક વેદના ભોગવે છે, ખરાબ સોબતનું પરિણામ કેવું પ્રાણહારક આવે છે, પત્નીપ્રેમનો ત્યાગ કરી પરનારીના મોહબંધનમાં બંધાનાર યુવકોની અંતે કેવી દુર્દશા થાય છે, ધર્મ અને નીતિની કેળવણી સિવાય આધુનિક આર્યવિધવાઓ પોતાના જીવનને કેવી રીતે કલંકિત કરે છે, તથા મોહબંધનથી અને ખરાબ સોબતથી મુક્ત થઇ જનાર મનુષ્ય આ સંસારમાં સ્વર્ગને સાક્ષાત્કાર કેવી રીતે કરે છે આદિ અનેકવિધ ઉપયોગી વિષયોનું રસિક અને મનોરંજક ચિત્ર આ નવલકથામાં આંકવામાં આવ્યું છે, તથા મ્હારી અન્યાન્ય નવલકથાઓની માફક આ નવલકથા ગુજરાતી સાહિત્યવિલાસી વાંચકવર્ગના આદરને પાત્ર થશે જ એવો મ્હને પૂર્ણ વિશ્વાસ છે.

આ ન્હાની નવલકથાને આથી વિશેષ વિસ્તૃત પ્રસ્તાવનાની આવશ્યકતા નથી. પ્રુફસંશોધનના કાર્ય પ્રત્યે પૂરતું લક્ષ્ય આપવામાં આવેલું હોવા છતાં કેટલીક ભૂલો રહી જવા પામી છે તેને પુનરાવૃત્તિ પ્રસંગે સુધારવામાં આવશે.

સાંપ્રત નિવાસ<br>
વડોદરા.<br>
તા૦ ૨૫-૯-૧૭.

લિ૰<br>
સાહિત્યસેવક,<br>
વ્રજલાલ જાદવજી ઠક્કર.

# અનુક્રમણિકા.



# સંસાર કે નરકાગાર?



## ( સામાજિક નવલકથા. )

## પ્રકરણ ૧ લું.

### સખીઓનો વાર્તાવિનોદ.

" એસ એસ, હવે કાંઈક તો શરમ રાખ. "

" શરમ તો ત્હારે રાખવાની છે; એક વખત આયના પાસે જઈને જો તો ખરી કે કોના મુખપર હાસ્ય અટકતું નથી ?"

" ઓહો ! તેથી શું થઈ ગયું ?" આમ કહીને જે પ્રથમ વાત કરતી હતી તેણે બીજીના વક્ષસ્થળપર ચુંટી ખણી.

ચુંટીઓ અનેક પ્રકારની હોય છે. તેનાં નામ પણ અનેક પ્રકારનાં હોય છે. એ સર્વ પ્રકાર સંસારી માણસોથી અજાણ્યો નથી.

" ઓ બાપ મરી ગઈ રે—" આમ કહીને બીજીએ પહેલીને બદલામાં ચુંટી ખણી. ત્યાર પછી બન્ને જણીઓ હસવા લાગી.

અમારે કહેવાની જરૂર રહે છે કે, આ બન્ને ન્હાની ઉમરની બાળાઓ છે ? ઘરડી સ્ત્રીઓ કદાપિ ઠઠ્ઠા મશ્કરી કરીને એક બીજીને ચુંટી ખણે ખરી કે ?

આવા પ્રકારની ઠઠ્ઠા મશ્કરીનો પણ એક સમય જીવનમાં નિર્માણ થયેલો હોય છે. યૌવનની શરુઆતમાં સમસ્ત શરીરમાં એક પ્રકારની અસ્થિરતા હોય છે, અને તેમાં એક પ્રકારની મધુરતા છુપાઈ રહેલી

હોય છે તેથી યૌવનના આરંભ સમયની મનની અસ્થિરતાની ચુંટીઓ વ્હાલી લાગે છે. આથી કરીનેજ સરખી ઉમરની સ્ત્રીઓને એક બીજીને ચુંટી ખણવાનું મન થઈ આવે છે.

જે બન્ને જણીઓ એક બીજીને ચુંટી ખણીને પરસ્પર હસતી હતી તેમની બન્નેની ઉમર બરાબર સરખી નહોતી. એકની ઉમર ચૌદ વર્ષના હતી ત્યારે બીજીની અઢાર વર્ષની હતી. એક કિશોરી હતી; બીજી શ્યામા હતી. જે પ્રથમ બોલી હતી તેજ કિશોરી હતી; આમ છતાં બન્ને જણીઓ એકજ સમુદ્રમાં પોતાની યૌવનરૂપી નોકામાં ઝોકાં ખાતી હતી. તેમના જીવનસમુદ્રનું જળ વસંતવાયુથી તરંગિત થતું હતું, અને તેથી કરીને તેમને સરખી ઉમ્મરની કહીએ તો કાંઇ ખોટું નથી.

ચૌદ વર્ષની ઉમ્મરની કિશોરીનું નામ ચારુલતા હતું, ત્યારે બીજીનું નામ મુક્તકેશી હતું. બન્નેનું ઘર એક બીજીના ઘરની પાસે હતું. બ-ડકીના બારણામાંથી તેઓ બન્ને વારંવાર એક બીજીને ત્યાં આવતી જતી હતી. બન્નેની વચ્ચે ઘણા સમયથી સ્નેહસંબંધ હતો. જ્યારે ચારુલતાનો વિવાહ થયો ત્યારે મુક્તકેશી જમાઈરાજની ઠઠ્ઠા મશ્કરી કરવામાં મુખ્ય હતી. બન્ને સખીઓ હમ્મેશાં એક બીજીને મળતી હતી અને મેળાપ થતાં જ એક બીજી પોતપોતાના મનની વાત અરસપરસ જણાવતી હતી.

ચારુલતાનો પતિ આવવાનો હતો, અને તેથીજ આ બન્ને સખીઓ વચ્ચે રસપૂર્ણ વાર્તાલાપ ચાલી રહ્યો હતો. વચ્ચે થોડો સમય તેનો પતિ વિદેશ ગયો હતો, અને ઘણા સમય સુધી તેનો પત્ર સરખો પણ નહોતો. આજે રાત્રે પતિનું આગમન થવાની વાત સાંભળીને ચારુ-લતા પોતાના મનનો ભાવ છુપાવી શકતી નહોતી. આ સમયે મુક્તકે-શીએ પણ સુયોગને સાધી લઇને ચારુલતાને ખિજવવાનો નિશ્ચય કર્યો

હતો. આવા પ્રકારનો નિશ્ચય કરીને મુક્તકેશી જ્યારે ચારુલતા પાસે આવી ત્યારે તે જાણી શકી કે, ઘરનાં ઘણાં ખરાં માણસો તેને ખિજવી રહ્યાં છે. તરત જ મુક્તકેશીએ ચારુલતાને એક એકાંત ઓરડામાં લઇ જઈ તેની સાથે ઉપર દર્શાવ્યા પ્રમાણે વાતચિત કરવા માંડી.

મુક્તકેશીએ કહ્યું:—"આજે રાત્રે તો હું તને મૂકીને કોઈ પણ ઠેકાણે જવાની નથી."

ચારુલતાએ કહ્યું:—"તેમાં મ્હને શી હરકત છે? હું મ્હારે દીવો બુઝાવી નાખીને સૂઈ જઈશ. અંધકાર નથી હોતો ત્યારે મ્હને બરાબર ઉંઘ આવતી નથી."

"હાસ્તોને શાની આવે! પરંતુ તું જાણે છે કે દીપકને બુઝાવી દેવાથી ભૂત પ્રેતનો ભય રહે છે; છતાં આજે ત્હારે ત્યાં ભૂત નહિ પરંતુ દેવ આવવાના છે!"

"તને નહિ ગમતું હોય તો હું દીવો જાગતો રહેવા દઈશ. તું ત્હારે આખી રાત્રિ બેસી રહેજે. હું તો જેમ હમ્મેશાં જલદીથી સૂઇ જઉં છું તેમ સૂઈ જઈશ."

"વાહરે ન્હાની કાકી! કદાચ રાત્રે તું જાગીને રડવા બેસીશ તો હું ત્હારા વરને તને દૂધ પાવાનું કહીશ."

"બળ્યું ત્હારું મ્હોં. આમ શું બોલે છે? હજી અમે કાંઇ ત્હારી માફક સંસારી થઈ ગયાં નથી. વળી ત્હેં તો લાજ શરમને પણ ઓઢવા તેમજ પાથરવા માંડી છે. એક દિવસે તું ત્હારા સ્વામીદેવતાની પાસે ગાયન ગાતી હતી; તે ગાયન દુનિયામાંનાં બધાં માણસોએ સાંભળ્યું હતું; માટે ડાહી થઈને છાની બેસી રહે."

મુક્તકેશી હસવા લાગી. તેણે હસતાં હસતાં કહ્યું:—"હજી હું કાંઈ બહુ મોટી નથી થઇ ગઈ. સંસારજીવનની હજી હવેજ શરુઆત

થાય છે, તેથી જે સુખ ભોગવ્યું તે થોડું જ છે.

ચારુલતાએ ગંભીરતા ધારણ કરીને કહ્યું:—"હાસ્તોને, પરંતુ જો મ્હારું કહેવું કબુલ કરતી હોય તો હવે સંન્યાસિની–વનવાસિની થઈ જા, અને પ્રયાગ, કાશી મથુરાં, હરદ્વાર વગેરે પવિત્ર સ્થાનોનાં દર્શન કરી ત્હારું બાકી રહેલું આયુષ્ય પૂરું કર ?"

વાસ્તવિક રીતે મુક્તકેશીના યૌવનનો પ્રવાહ પણ હજી સુધી જોશથી તેના અંગ પ્રત્યંગમાં વહેતો હતો. આનું મુખ્ય કારણ એક એ હતું કે તેને હજી સુધી એક પણ સંતાન થયું નહોતું; થાય એવી બહુ આશા પણ નહોતી. લોકો તેને વંધ્યા તરીકે ઓળખતા હતા. આ સિવાય બીજું કારણ એ હતું કે મુક્તકેશી બીજવરને પ્લાને પડી હતી. તેનો સ્વામી બીજવર હતો તોપણ તેની ઉમ્મર કાંઈ વધારે નહોતી. તેમજ તેને પ્રથમ પક્ષની પત્નીથી એક સંતાન સુદ્ધાં થયું નહોતું. બીજ પક્ષની સ્ત્રીને જે દુઃખ સહન કરવું પડે તે દુઃખ મુક્તકેશીને નહોતું. પતિ પત્નીનો અંતઃકરણથી એક બીજા ઉપર ઘણો સ્નેહ હતો માત્ર મુક્તકેશીને એક જ પ્રકારનું દુઃખ હતું. મુક્તકેશીના અંગ ઉપર નવ યૌવનના ચિન્હો નજરે પડતાં હતાં કે જે તેના સ્વામીથી જોઈ શકાતાં નહિ. આજકાલના સ્વામીઓમાં ઘણા એવા સ્વામીઓ હોય છે કે જેમનાથી પોતાની પત્નીના નવયૌવનનું દર્શન કરી શકાતું નથી; દૈવ સંયોગે જો તેમની પત્નીને એકાદ સંતાન થાય છે તો પછી તેમને કોઇ પણ પ્રકારની અડચણ રહેતી નથી. પરતુ વંધ્યા સ્ત્રી, યુવતી સુંદરી વગેરે જો ઘરમાં હોય છે તો એ સ્ત્રીના દુઃખની સીમા રહેતી નથી. રાત્રિ દિવસ સાવધાન, સાવધાન ને સાવધાન સિવાય બીજું હોય જ નહિ. મુક્તકેશીને પણ આવા જ પ્રકારનું દુઃખ હતું.

બંને સખીઓ વચ્ચે ઉપર પ્રમાણે વાર્ત્તાલાપ ચાલી રહ્યો હતો..

એવામાં એ સ્થળે બીજી એક બાળિકા આવી પહોંચી. આ બાળિકાની ઉમ્મર બાર વર્ષની હતી તેનું નામ સ્વર્ણમયી હતું. તે ચારુલતાની ફોઇની પુત્રી થતી હતી. તેને જોતાં જ મુક્તકેશીએ મશ્કરી કરતાં કરતાં કહ્યું. " બિચારી સ્વર્ણમયીનું મ્હોં ઘણું ચિંતાતુર જણાય છે. ચારુલતાનો વર આજે આવવાનો છે. અને તેનો હજી વિવાહ સુદ્ધાં થયો નથી, એટલે તેને ચિંતા થાય એમાં શી નવાઈ ? પરંતુ સ્વર્ણ ! તું ચિંતા કરીશ નહિ; અમે બધાં મળીને થોડા સમયમાં જ તને એક સુંદર વર મેળવી આપીશું. "

સ્વર્ણમયી—મુક્તકેશી બ્હેન ! મારી મશ્કરી શા માટે કરો છો ? ચારુલતા બ્હેનની મશ્કરી કરોને !

મુક્તકેશીએ સ્વર્ણમયીની વાતને ઉડાવી દઈને કહ્યું કે:–" સાચું કહે સ્વર્ણમયી કે ત્હારી વિવાહ કરવાની ઇચ્છા છે કે નહિ ?"

" તમારે ગળે હાથ મૂકીને કહું છું કે મ્હારી બિલકુલ ઇચ્છા નથી."

" મ્હારા ગળાના સમ ખાય છે ?

" હા, તમારા ગળાના સમ."

ચારુલતાએ મુક્તકેશીને કહ્યું:—"તું દીવાની તો નથી બની ગઈને ? એ શું પોતાના મુખે એમ કહે ખરી કે મ્હારી વિવાહ કરવાની ઇચ્છા થઈ છે ?"

સ્વર્ણ:—બ્હેન ! હું જે કહું છું તે સત્ય જ કહું છું.

ચારુ:—ત્યારે તું શું કરીશ ?

સ્વર્ણ:—માતાજીની પાસે રહીશ.

ચારુ:—હમ્મેશાં ઘરડી ડોશીની માફક રહી શકીશ ખરી કે ?

• સ્વર્ણ:—એમાં શી હરકત છે?

ચારુ—જા જા, અમારી આગળ જૂઠું શા માટે બોલે છે !

એવામાં ચારુલતાની બ્હેને તેને બૂમ મારીને કહ્યું કેઃ—“ ચારુ! વખત થઇ ગયો છે. મ્હારી પાસે આવ, હું ત્હારી વેણી ગુંથું.”

મુક્તકેશી પણ ઉઠી. તેણે કહ્યુંઃ—“ જા બ્હેન ! ઘરમાં જા. વખત વીતી ગયો છે, તેથી હું પણ ઘેર જઉં છું. જો કદાચ. ઑફિસમાંથી આવતાંની સાથે મ્હને ઘરમાં નહિ જુએ તો વળી ગુસ્સે ભરાશે.”

ચારુલતાએ હસીને કહ્યું—“ એમાં તેમનો શો દોષ ! ત્હારા જેવી રૂપવતી યુવતી પતિની નજરે ન પડે તો પતિ ગુસ્સે ભરાય જ. તને એકલી ઘેર મૂકીને ઑફિસમાં કેવી રીતે જઇ શકે છે, તેનો જ મ્હને ઘણો વિચાર થયા કરે છે!”

મુક્તકેશીના ઉપર તેના પતિ વારંવાર સંશય ધરાવતો હતો, એ હકીકત ઘણાં ખરાં માણસો જાણતાં હતાં. ચારુલતાનાં છેવટના વચનોનો મર્મ પણ આજ હતો. મુક્તકેશી પણ એ સમજી શકી. તથા જતાં જતાં એટલું કહેતી ગઇ કેઃ—“ તું હવે ત્હારા પતિને વશીકરણમંત્રથી કેવી રીતે વશ કરે છે, તે અમે જોઇશુંને!”



# પ્રકરણ ૨ જું.



## માતા પુત્રી.

સ્વર્ણમયીની ઉમ્મર જ્યારે આઠ વર્ષની હતી, ત્યારે તેના પિતા પરલોકયાત્રા કરી ગયા હતા. જ્યારથી તેના પિતા પરલોકયાત્રા કરી ગયા ત્યારથી તે પોતાના મોસાળમાં રહેતી હતી. ચારુલતાનો પિતા સ્વર્ણમયીનો મામો થતો હતો. સ્વર્ણમયીની માતાને સંતાન થશે નહિ થાય કરતાં કરતાં એક કન્યા થઇ હતી. કન્યા પ્રાપ્ત થયા પછી વિના વિલંબે તે વિધવા થઇ હતી. તેનો ભાઇ ઘણો સારો માણસ

હતો. તેણે ભગિની તથા પોતાની ભાણીને પોતાને ત્યાં લાવીને રાખ્યાં. સ્વર્ણમયીના વિવાહનો ભાર તેના મામાને માથે આવી પડ્યો. સ્વર્ણમયીના મામાનું નામ પ્રિયયકાંત હતું. મુંબાઇ શહેરમાં પ્રિયકાંત એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતો. તેના જેવા શ્રીમંતો મુંબાઇમાં કાંઇ થોડા નહોતા; પરંતુ તેમના બધાના કરતાં પ્રિયકાંતનો ડાકમાક ઘણો હતો. પ્રતિષ્ઠાનું રક્ષણ કરવા જતાં, આવક ઘટી ગયેલી હોવા છતાં ડાકમાક થોડો કરી શકાતો નહોતો.

ચારુલતા તેની લાડકવાયી કન્યા હતી. તેના વિવાહમાં ઘણું ખરચ કરવામાં આવ્યું હતું. હવે સ્વર્ણમયીનો વિવાહ કરી નાખવાનો વખત નજીક આવતો હતો. એ કર્ત્તવ્યનું પાલન કરવામાં વિશેષ વિલંબ કરી શકાય તેમ નહોતું. પ્રિયકાંત અને તેની પત્ની રાત્રિદિવસ એ ને એ સંબંધીના જ વિચારો કર્યા કરતાં હતાં.

સ્વર્ણમયીની માતાને અનેક માણસો જેમ ફાવે તેમ કહેતાં હતાં. એણે સાહસનો સંચય કરી સ્વર્ણના વિવાહની વાત બે ત્રણ વખત પોતાના ભાઇ પાસે કાઢી હતી. પ્રિયકાંતે એવા પ્રસંગે ભગિનીને કહ્યું હતું કેઃ—"બ્હેન! તમે કાંઇએ ચિંતા કરશો નહિ. મ્હેં જેવી રીતે ચારુલતાનો વિવાહ કર્યો છે, તેવી જ રીતે સ્વર્ણનો પણ કરીશ." ભાઇનાં આવાં વચનો સાંભળીને સ્વર્ણની માતા બીજું કાંઇ કહેવું ઉચિત ધારતી નહિ.

વિવાહની વાતચિત વચ્ચે વચ્ચે થઇ હતી; પરંતુ હજી સૂધી કોઇપણ ઠેકાણું નક્કી કરવામાં આવ્યું નહોતું. પ્રિયકાંતની ઇચ્છા એવી હતી કે કોઇ શ્રીમંતને ત્યાં સ્વર્ણમયીનો વિવાહ થાય તો સારું, અને શ્રીમંત ન હોય પરંતુ સરખી સ્થિતિનો હોય તો પણ ઠીક; પરંતુ શ્રીમંતોને ત્યાંથી કોઇ આ સંબંધીની માગણી કરવાને આવતું નહિ.

જો પ્રિયકાંતની પોતાની પુત્રી હોત તો કોઈ પણ પ્રકારની ચિંતા રહેત નહિ; પરંતુ ગરીબ વિધવાની કન્યાને કયો શ્રીમંત પોતાને ત્યાં રાખવાની ઇચ્છા દર્શાવે?

સ્વર્ણનો તથા તેની માતાનો સૂઇ રહેવાનો ઓરડો સ્વતંત્ર હતો. એક દિવસે રાત્રિના સમયે સૂઈ જતી વખતે સ્વર્ણમયીએ કહ્યું:—"મા!"

"કેમ શું છે બ્હેન!"

ઘરના ખુણામાં મંદ મંદ દીપક સળગી રહ્યો હતો. એ દીપકના પ્રકાશમાં માતા જોઈ શકી કે, કન્યાનાં નેત્રોમાં આંસુઓ ભરાઈ આવ્યાં છે. માતાએ વ્યાકુળ બની જઇને કન્યાને પોતાની પાસે ખેંચી લીધી એ વિધવાનું એક માત્ર ધન હતું. કન્યાને શાંત રહેલી જોઇને માતાએ ફરીથી પૂછ્યું:—"કેમ શું છે, બ્હેન?"

સ્વર્ણે તરતજ ઉંચું મ્હોં કરીને માતાના તરફ જોયું. ત્યાર પછી તેણે અશ્રુજળને સાફ કરી નાખીને કહ્યું:–"તમે મ્હારા વિવાહને માટે આટલી બધી ખટપટ કેમ કરી રહ્યાં છો?"

ખરી રીતે જોવા જઇએ તો આવો પ્રશ્ન પુત્રી માતાને પૂછી શકે નહિ; પરંતુ આમની વાત જૂદી જ છે. વિધવા માતા અને તેની એકની એક પુત્રી વચ્ચે કોઇ પણ વાત છુપી રહેતી નથી.

સ્વર્ણનો પ્રશ્ન સાંભળીને તેની માતા હસી પડી. તેણે પુત્રીના મસ્તક ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું કેઃ—"ગાંડી! વ્યાકુળ કેમ બની ગઇ છે? તું શું હવે ન્હાની કીકી છે કે? જો હવે તું એકલી રહીશ તો પછી ત્હારી પાસે કોણ રહેશે?"

સ્વર્ણે કહ્યું:—વિવાહમાં શું સુખ છે, મા? મ્હારો વિવાહ થશે" તો મ્હારે સાસરે જવું પડશે. ત્હારી સાથે મ્હારાથી રહી શકાશે નહિ;

અને તેમ થશે તો પછી ત્હારી પાસે કોણુ રહેશે ?"

માતાનાં નેત્રોમાં અશ્રુબિંદુઓ ભરાઇ આવ્યાં. તેણે કહ્યું:—"શું કરીએ બ્હેન ! પુત્રી તો પારકું ધન છે ! તે હમ્મેશાં બીજાને ત્યાં જઇને જ રહે છે !"

" એમ શા માટે ? વિવાહ નહિ કરે તો શી હરકત છે ? તને છોડીને હું કોઇ પણ સ્થળે રહી શકીશ નહિ ! "

માતાએ સહજ હાસ્ય કરીને કહ્યું:—" બ્હેન ! એમ તો બધી છોકરીઓ કહે છે; પરંતુ પછીથી સાસરે જઈને સંસારી થાય છે, એટલે બધી વાત ભૂલી જાય છે. "

આ શબ્દોનો શો ઉત્તર આપવો એ સ્વર્ણ વિચારી શકી નહિ; પરંતુ કોઇ પણ રીતે તેને વિવાહની વાત પસંદ નહોતી. તેની સમસ્ત પ્રકૃતિ, તેનું હૃદય તથા તેનું શરીર જાણે કે વિવાહની વાતથી દુઃખી થવા લાગ્યું. તેના દુઃખી હૃદયમાંથી ઉત્તર આવ્યો કેઃ—" વિવાહને માટે આટલો બધો આગ્રહ શા માટે ? છેવટે મ્હારી પણ કદાચ ત્હારા જેવી દશા થાય તો ! "

આ શબ્દોએ તીક્ષ્ણ કટારની માફક મમતામયી માતાના હૃદયને વીંધી નાખ્યું. ઘરમાંનો દીપક જાણે કે હોલવાઇ ગયો. અંધકારમાંથી આવતા વિવિધ પ્રકારના વિકટ શબ્દો સાંભળી તેનું હૃદય દુઃખી થવા લાગ્યું. માતા કન્યાના મુખને ભૂલી ગઈ અને પોતાની હમણાંની અવસ્થાને પણ ભૂલી ગઇ. તેના મનમાં પૂર્વે બનેલા દુઃખદાયક બનાવનું સ્મરણ થયું.

સ્વર્ણની માતાએ કાંઇ પણ વાત કહી નહિ. તે પત્થરની પ્રતિમા પ્રમાણે દીન મુખે પુત્રીના મુખ તરફ ટગર ટગર જોઇ રહી. તેનાં સ્થિર નેત્રોમાંથી અશ્રુબિંદુઓ સરી પડવા લાગ્યાં.

માતાની આવી સ્થિતી જોઇ સ્વર્ણમયીને પોતાની જાત ઉપર ઘણું ખોટું લાગ્યું. માતાનાં આંસુઓ પોતાના વસ્ત્રના પાલવથી સાફ કરી નાખતાં તેણે કહ્યું:—“ મા ! રડીશ નહિ. હું ત્હારી ગાંડી દીકરી છું. મ્હારા શબ્દો સાંભળી તું રડ નહિ. હું ત્હારા પગે પડું છું. હવેથી હું તને કાંઇ કહીશ નહિ ! ”

## પ્રકરણ ૩ જું.

### સૌંદર્યનો પ્રભાવ.

મુક્તકેશી ચારુલતા પાસેથી નીકળીને ઉતાવળી ઉતાવળી પોતાને ત્યાં જઇ પહોંચી ત્યારે શ્યામચરણ ઑફિસેથી આવીને કપડાં પણ ઉતાર્યાં સિવાય ઘરના બારણામાં ઉભો ઉભો વ્યાકુળતાથી પત્નીની રાહ જોઇ રહ્યો હતો. તેણે માથા ઉપર કાળા મખમલની ટોપી પહેરી હતી કપાળ ઉપર પ્રસ્વેદનાં અનેક બિંદુઓ ઉપસી આવ્યાં.

શ્યામચરણની ઉમર ચોત્રીશ વર્ષની હતી. ટોપી ઉચકી લેતાં માથામાં મ્હોટી ટાલ પડેલી જણાતી હતી. તેના શરીરનો રંગ શ્યામ હતો. શરીર હ્રષ્ટપુષ્ટ હતું.

શ્યામચરણ એક ઑફિસમાં સાધારણ પગારથી નોકરી કરતો હતો. ઘરમાં પત્ની તથા વિધવા માશી સિવાય બીજું કોઇ માણસ નહોતું. માશી રાંધવાનું કામ કરતી હતી, અને એક દાસી ઘરનું સઘળું કામકાજ કરતી હતી.

વાર્તાચિતમાં મુક્તકેશીને કેટલો સમય વીતી ગયો છે, એનું ભાન રહ્યું નહોતું. આવા પ્રકારની વાતચિત કાંઇ રોજ થતી નથી. ચારુલતાના

શરીર અને મનમાં જે આનંદ હતો તેના કેટલાક તરંગો જાણે કે મુક્તના શરીરને પણ સ્પર્શ કરી ચુકયા હતા.

જો ચારુલતાને તેની બ્હેને બોલાવી ન હોત તો મુક્તકેશી વળી કદાચ વધારે વખત સુધી તેની સાથે વાર્તાલાપ કરત. શ્યામચરણ આજે હમ્મેશાંના કરતાં કાંઇક વ્હેલો ઘેર આવ્યો હતો.

પતિદેવતાનું ક્રોધદર્શક વદનમંડળ જોઇને મુક્તકેશી સમજી ગઇ કે, આજનાં લક્ષણ કાંઈ સારાં જણાતાં નથી. હવે કાંઇ ઉપાય ? વિના વિલંબે મુક્તકેશીએ માથા ઉપર ઘુમટો ખેંચીને પોતાનું મુખ ઢાંકી દીધું. ત્યાર પછી તે ધીમે ધીમે ઘરમાં જવા લાગી.

આમ છતાં મુક્તકેશીના મુખ ઉપર અચળ રહેલા સ્મિતહાસ્યનું દર્શન શ્યામચરણ કરી ચુક્યો હતો. તેણે પત્નીને કહ્યું:—જ્યારે મ્હને જોતાં જ મ્હોં છુપાવી દીધું તો પછી હું ત્હારી દૃષ્ટિ બ્હાર જઉં એટલે તું નાચ્યા કરજે!"

ઘુમટો ખેંચવાનું કાંઇ એવું જરૂરી કારણ નહોતું. માશી રસોડામાં હતાં અને દાસી શાક લેવા બજારમાં ગઈ હતી. શ્યામચરણનો અવાજ સાંભળીને માશીએ એક વખત રસોડામાંથી છુપી રીતે શો પ્રકાર બન્યો છે તે જોઇ લીધો, અને પછીથી તરત જ તેઓ પાછાં પોતાના કાર્યમાં રોકાયાં.

સ્વામીના શબ્દો સાંભળી મુક્તકેશી સ્વામી પાસે જઇને ઉભી રહી. શ્યામચરણ પત્ની પાસે જઇને ઉભો રહ્યો. મુક્તકેશીનો ઘુમટો સહજ ખસી ગયો. તેણે એક વખત સ્વામીના તરફ તીક્ષ્ણ દ્રષ્ટિપાત કરીને તેના ખભા ઉપરના ખેસના છેડાને પોતાના હાથમાં પકડીને કહ્યું:—" જે કહેવું હોય તે ઉપર ગયા પછી કહેજો. અહિં બારણામાં ઉભા રહીને બે શબ્દો નહિ બોલો તો નહિ ચાલે કે ?"

મુક્તકેશી દાદર ચઢીને ઉપર ગઇ. શ્યામચરણે પણ મેડે જવાનું યોગ્ય વિચાર્યું. શ્યામચરણ પણ મેડા ઉપર ગયો. મેડા ઉપર ત્રણ ન્હાની ઓરડીઓ હતી. એક ઓરડીમાં મુક્તકેશી સૂઇ રહેતી હતી તથા બીજી એ ઓરડીમાં સઘળો સરસામાન રાખવામાં આવતો હતો. શ્યામચરણ શયનાલયવાળી ઓરડીમાં જ જમતો હતો. માશીઆ નીચે જ રહેતાં હતાં અને તેઓ ભાગ્યેજ ઉપર આવતાં હતાં.

શયનાલયમાં એક પલંગ હતો. મુક્તકેશી એ પલંગને અઢેલીને ઉભી રહી. તેણે મુખ ઉપરથી ઘુમટો કાઢી નાખ્યો. શ્યામચરણે ઉભા રહીને રોષદર્શક સ્વરે કહ્યું:—" કયાં ગઇ હતી ?"

મુક્તકેશીએ કહ્યુ:—" કયાં જઉં છું તે તમે જાણતા નથી કે?"

" રોજ રોજ પાડોશીને ત્યાં ન જાય તો ન ચાલે કે ? અને વળી હું જ્યારે ઘેર નથી હોતો ત્યારે જ તને આડોશી પાડોશીને ત્યાં જવાનો વખત મળે છે કેમ ?"

" એને તમે શું આડોશી પાડોશીને ત્યાં જવાનું સમજો છો ? હું ચારુલતાને ત્યાં ગઇ હતી; બીજા કોઇ આડોશી પાડોશીને ત્યાં ગઈ નહોતી."

" હાસ્તોને. ચારુતલાને ત્યાં રૂપનું દર્શન કરનારાં ઘણાં માણસો છે; તેથી તું તેમને ત્હારું રૂપ બતાવવા જતી હોઇશ ?"

આ સઘળી કલહ કંકાસની હકીકત હતી. મુક્તકેશી કલહ કંકાસ કેવી રીતે કરવો તે જાણતી નહોતી, એમ નહોતું; પરંતુ તેની કંકાસ ઉત્પન્ન કરવાની ઇચ્છા નહોતી. તેણે કહ્યું:—" તમારે તો જ્યારે ને ત્યારે બસ આમજ કહ્યા કરવું ! શું બીજું કાંઈ કામકાજ નહિ હોય કે, હું ત્યાં રૂપ દેખાડવા જતી હોઈશ ?"

ગમે તેમ હોય પરંતુ રૂપ જ મુક્તકેશીને માટે સંકટકર્ત્તા હતું, અને

રૂપ જ તેના પક્ષને સબળ કરતું હતું. પત્નીનું રૂપ જોઇને શ્યામચરણ સંદિગ્ધ થતો હતો, ત્યારે વળી એ રૂપનું દર્શન કરીને જ તે સઘળું ભૂલી જતો હતો. તેને સંદેહ થઇ આવતો હતો, તેનું કારણ એ હતું કે, મુક્તકેશીનો સ્વભાવ ચપળ હતો. તેને તેના રૂપનું અભિમાન હતું. તેનું રૂપ જોઇ બીજું કોઇ લુબ્ધ થાય એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નહોતું. શ્યામચરણના ન્હાના ઘરમાં મુક્તકેશીના અપૂર્વ સ્વરૂપનો સમાવેશ થઈ શકતો નહોતો. આથી કરી શ્યામચરણ બ્હીતો હતો. વળી મુક્તકેશીને સંતાન થયું નહોતું; તેથી તેનો સંદેહ દૃઢ થતો હતો. ધીમે ધીમે મુક્તકેશીનું રૂપ વધ્યે જતું હતું. તેના સમસ્ત શરીર ઉપર સુંદરતા પ્રકાશી નીકળી હતી. જો કદાચ સમસ્ત જગત્માં મુક્તકેશીના સૌંદર્યનું દર્શન કરનાર શ્યામચરણ સિવાય બીજું કોઇ પણ માણસ ન હોત તો શ્યામચરણ શાંતિ ધારણ કરી શકત; પરંતુ એમ હોવું મુશ્કિલ હોવાથી તેના મનમાંથી સંશય, ભય, દુઃખ વગેરે દૂર થતું નહિ. આ સઘળા દુઃખનું જે કારણ હતું તે જ અપાર સુખનું પણ કારણ હતું. મુક્તકેશીએ પણ પતિના વિચારને સમજી જઇ બનાવટી ગુસ્સો ધારણ કર્યો, તથા તેણે પોતાનું મુખ એવું કર્યું કે જેથી રૂપનાં જે એક બે ઉપકરણો આમ તેમ ફેલાઈ ગયાં હતાં તે આવીને તેના મુખ ઉપર એકત્ર થઇ ગયાં. એ મુખનું દર્શન કરીને શું શાંતિ ધારણ કરી શકાય ખરી કે ? શ્યામચરણે કહ્યું:—“ પરંતુ હવે તો તું મ્હોટી થઇ છે, તેથી ત્હારે વિચારીને વર્તવું જોઈએ ! ”

મુક્તકેશી:—હવે તો હું થાકી. વિના કારણ હું આવું દુઃખ હમ્મેશાં સહન કરી શકતી નથી. તમારા આવા ત્રાસથી હું એક દિવસે ગળામાં ફાંસો નાખીને આત્મહત્યા કરીશ.

આમ કહીને મુક્તકેશીએ બે અશ્રુબિંદુઓનું પતિને દર્શન કરાવ્યું.

શ્યામચરણ તદ્દન નમ્ર બની ગયો. તેણે કહ્યું:—" મ્હેં તને એવું તે શું કહ્યું છે કે, તને આટલું બધું ખોટું લાગે છે ? લોકો આપણી નિંદા કરે નહિ એ માટે જ હું તને પ્રથમથી ચેતાવું છું." આમ કહીને તે પલંગ ઉપર બેઠો.

મુક્તકેશીએ સ્વામીની પાસે ઉભી રહીને કહ્યું:—" નિંદા તો તમારા સિવાય બીજું કોઇ કરતું નથી. તમે હમ્મેશાં મ્હને નહિ કહેવાનાં વચનો કહી સંભળાવો છો, અને જ્યારે તમે જ મ્હારા ચરિત્ર ઉપર સંદેહ રાખતા હો તો મ્હારા માટે આત્મઘાત ઉત્તમ છે !"

ગમે તેમ હોય તો પણ મુક્તકેશી બીજા પક્ષની સ્ત્રી હતી અને વિશેષમાં તે સુંદરી હતી. શ્યામચરણે તરત જ પલંગ ઉપરથી ઉઠીને પત્નીનો હાથ પકડયો, તથા તેણે પોતાના રૂમાલથી પત્નીનાં નેત્રોમાંનાં આંસુ સાફ કરતાં કરતાં નમ્ર સ્વરે કહ્યું—" હું ક્રોધના આવેશમાં જે કાંઇ બોલું છું તે ત્હારે મનમાં રાખવું જોઈએ નહિ. ગરમ નરમ થયા સિવાય સંસાર ચાલી શકતો નથી એ ત્હારા જેવી સુચતુર સ્ત્રીને સમજાવવું પડે તેમ છે કે ? જે થઇ જવાનું હતું તે થઇ ગયું છે. હવે હું તને કાંઇ કહીશ નહિ. વ્હાલી, રડીશ નહિ. શાંત થા."

મુક્તકેશીએ કહ્યું:—" જો તમે ના પાડતા હશો તો હવેથી હું ચારુલતાને ત્યાં જઈશ નહિ."

શ્યામચણ તદ્દન નમ્ર બની ગયો હતો, તેથી પત્નીને ના પાડવાનું સાહસ તેનાથી કરી શકાયું નહિ. તેણે કહ્યું:—" કોઇ કોઇ સમયે ત્યાં જવા આવવામાં કાંઈ હરકત નથી !"

કપડાં ઉતારી, ભોજન કરી પાન ચાવતાં ચાવતાં શ્યામચરણ જ્યારે પલંગ ઉપર આવીને બેઠો ત્યારે મુક્તકેશી પણ તેની પાસે આવીને બેઠી, પછી તેણે કહ્યું:—" ચારુલતાને ત્યાં આજે મ્હને ઘણો વખત

કેમ લાગ્યો એ તમે જાણો છો કે ?"

" તું કહે નહિ ત્યાં સુધી હું કેવી રીતે જાણી શકું ?"

" આજે ચારુલતાનો વર આવવાનો છે; તેથી હું એની બરાબર મશ્કરી ઉડાવવાને ગઈ હતી. "

" હા, ખરું છે. કદાચ આ ઘરડા પતિ ઉપર કંટાળો છુટ્યો હશે, તેથી ચારુલતાના યુવક પતિ તરફથી અડધો ભાગ મેળવવાની ઇચ્છા થઈ આવી હશે !"

" જાઓ જાઓ; તમારી આગળ ખરી વાત કહીએ તોયે ભોગ, અને ખોટી કહીએ તોયે ભોગ !" આમ કહીને મુક્તકેશી ધીમેથી પતિના શરીર ઉપર ઢળી પડી. સ્યામચરણ ઇચ્છાથી કહો કે અનિચ્છાથી કહો, પણ પત્નીના ખોળામાં ઢળી પડયો. સ્યામચરણે પત્નીના મુખ ઉપર ચુંબન કર્યું. તેની મ્હોટી મ્હોટી મુછોના સ્પર્શથી મુક્તકેશીના કોમળ ગાલ ઉપર ગલીપચી થવા લાગી. મુક્તકેશીએ સ્મિત કરી કહ્યું:—" તમારી મુછો તો ઘણી મ્હોટી છે !"

સ્યામચરણ:—સાફ કરી નખાવું કે ?

મુક્તકેશી:—તમે ક્યાં મ્હારું કહ્યું માનો છો ?

મુકતકેશીના આ શબ્દોનો અર્થ એવો હતો કે, સ્યામચરણ મુછો કાઢી નખાવે. સ્યામચરણ પણ એ જાણતો હતો. મશ્કરી કરતાં કરતાં મુક્તકેશી ઘણી વખત પતિને કહેતી હતી કે;–" જુઓ, એક દિવસે જ્યારે તમે ઉંઘી ગયા હશો, ત્યારે હું કાતર લઈને તમારી મુછોને કાતરી નાખીશ !"

એવા પ્રસંગે સ્યામચરણ પણ હસીને કહેતો હતો કે:–" હું પણ ઉંઘી ઉઠયા પછી ત્હારું નાક કાપી નાખી, તને ત્હારા ગુન્હાની યોગ્ય શિક્ષા કરીશ. " આમ છતાં પણ સ્યામચરણની મુછો અને મુક્તકેશીનું

નાક અદ્યાપિ કાયમ હતાં.

સ્યામચરણનો ગુસ્સો ક્યાં ઉડી ગયો ? રમણી પોતાના માત્ર સ્પર્શથી જ પુરુષના સમસ્ત બળનું હરણ કરી લે છે એ શું ખોટી વાત છે કે ? સ્યામચરણ જેવો શક્તિશાળી પુરુષ સુંદરીના સ્પર્શ માત્રથી, તથા તેનાં બે અશ્રુબિંદુઓના દર્શન માત્રથી તદ્દન નમ્ર બની ગયો. સત્ય જ કહ્યું છે કે:—

કહાવે અબલા ને નરને નચાવે;
ગોરી ગુમાન ભરી પછી રાચે.

---

# પ્રકરણ ૪ થું.

---

## નવીન દંપતી.

ચારુલતાનો વિવાહ એક મ્હોટા શ્રીમંત ગૃહસ્થને ત્યાં થયો હતો. તેના પતિનું નામ રજનીકાંત હતું. રજનીકાંતની ઉમર આ પ્રસંગે વીસ વર્ષની હતી. તેનો બાંધો તેમજ દેખાવ પણ આકર્ષક હતો. રજનીકાંતના પિતા પાસે અગાધ સંપત્તિ હતી. તેના પિતા પ્રખ્યાત પુરુષ હતા. તેમનો સ્વભાવ કંજુસ હતો, તથા સંતાનોના તરફ તેમની નજર ઘણી કડક હતી. માત્ર સંતાનો જ નહિ; પરંતુ ઘરમાંનાં સર્વ મનુષ્યો તેમના ભયથી કંપી ઉઠતાં હતાં. તેમનું નામ દીનબંધુ હતું. વહેવાઈ મહાશયનો ભય ચારુલતાના પિતાને સુદ્ધાં લાગતો હતો.

આથી કરીને રજનીકાંત મ્હોટા શ્રીમંત માણસનો પુત્ર હોવા છતાં તે શ્રીમંતોના રીતરીવાજોને શીખી શક્યો નહોતો. તેને પોતાના પિતાનો એક વાઘના જેટલો ભય રહેતો હતો. ઘરની ગાડીમાં બેસીને રજનીકાંત પાઠશાળામાં જતો હતો, તથા તેજ ગાડીમાં બેસીને તે

પાઠશાળામાંથી ઘેર આવતો હતો. પિતાની રજા સિવાય તેનાથી બીજા કોઇ સ્થળે જઇ શકાતું નહિ. તેને ઘેર માસ્તર ભણાવવા આવતા હતા. આ હકીકત આપણી નવલકથાનો પ્રારંભ થતાં પૂર્વેની છે.

આથી રજનીકાંત હમ્મેશાં દબાએલો જ રહેતો, અને તેની બુદ્ધિ ખીલી શકતી નહોતી ! દીનબંધુએ કેટલીક વખત તેને તેની નિર્બુદ્ધિને માટે ઠપકો આપ્યો હતો; પરંતુ ઠપકાથી બુદ્ધિ વધતી નથી; ઉલટી જે થોડી ઘણી હોય છે, તો તે પણ ઠપકાથી ચાલી જાય છે. પોતાનો પુત્ર અભ્યાસમાં સારી યોગ્યતા પ્રાપ્ત કરી શકશે એવી દીનબંધુને આશા નહોતી છતાં પણ તેનું ભવિષ્યમાં શું થશે તેની તેમને ઘણી જ ચિંતા રહ્યા કરતી હતી.

ત્રણ ચાર વર્ષથી રજનીકાન્તનો વિવાહ થયો હતો. માસ્તરના ત્રાસ અને પાઠશાળાની માથાકુટથી તે મુક્ત થયો હતો. હવે પૂર્વના જેવું કાંઇ કઠિન શાસન રહ્યું નહોતું; છતાં બીરુ પ્રકૃતિને લીધે તે પિતાથી ડરીને ચાલતો હતો.

દીનબંધુની પત્ની પણ પતિથી ડરીને ચાલતી હતી; છતાં પુત્ર-વધુને હવે પિયરમાં રાખવી યોગ્ય નથી એમ સમજી તે પતિને કેટલીક વખત એ શબ્દો કહેતી હતી. દીનબંધુ પત્નીના એ શબ્દો તરફ વિશેષ લક્ષ્ય આપતા નહિ. બે વખત ચારુલતાને તેડી લાવવામાં આવી હતી; પરંતુ જ્યારે તેના પિયરથી તેડું આવતું ત્યારે દીનબંધુ પોતે જ તેને મોકલી દેતા હતા. પોતાના અંતરની વાત તેઓ કોઇને કહેતા નહિ. તેમના મનમાં એમ હતું કે પુત્ર અને પુત્રવધુને હજી થોડા સમય સૂધી એક બીજાથી જૂદાં રાખવાં; કારણ કે આજકાલના ઉછરતા છોકરાઓ ઘરમાં સ્ત્રી આવતાંની સાથેજ તેમના દાસાનુદાસ થઇ જાય છે.

અદ્યાપિપર્યંત ચારુલતાને સાસરામાં વધારે વખત સુધી રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહોતો; આમ છતાં તે બાબતનો તેને ઝાઝો લોભ થતો નહિ. તે પોતાના પિતાની લાડકવાયી કન્યા હતી અને તેથી તે સાસરે જવાને વિશેષ વ્યાકુળ નહોતી. શહેરમાં જ સાસરું હોવાથી એક રીતે તેને ફાવતું જડયું હતું. વારંવાર તે સાસરેથી પિયેર આવતી જતી હતી. બે વખત સાસરે સારી રીતે રહી આવ્યા પછી માબાપને ત્યાં જવાની તેને વિશેષ ઇચ્છા થતી નહિ. કદાચ બે દિવસ સાસરેથી પિયર જવાનું થતું તો તેનું મન સાસરે આવવા માટે વ્યાકુળ બની જતું. તેનું મન હવે ચંચળ થઇ ગયું હતું.

ચારુલતા જ્યારે પિયરમાં હોય ત્યારે રજનીકાન્તને પત્નીને મળવાનું મન ઘણું થતું; પરંતુ તે પોતાની ઇચ્છાનુસાર વર્તી શકતો નહિ. આમ હોવાથી રજનીકાન્તને આપણે સુધરેલા કાળનો જમાઇ ગણવા કરતાં આપણે પ્રાચીન કાળનો જમાઈ જ ગણીશું.

અરસ્પરસના મિલનના અભાવથી નવીન દંપતીનો પ્રેમ અદ્યાપિપર્યંત ગાઢ થઈ શક્યો નહોતો. શરમને લીધે બન્નેનાં હૃદય અદ્યાપિ સંકુચિત હતાં. અદ્યાપિ તેઓ વચ્ચે વાર્તાલાપ થયો નહોતો. એક બીજાનું મિલન થતાં નેત્રો નીચાં નમી જતાં હતાં. સાસરે જતાં ચારુલતાનું મ્હોં સુકાઈ જતું. સાસરેથી પિયેર જાય ત્યારે જ તેને સુખ થતું. ઘણું ઘણું સમજાવીને તેને સાસરે પહોંચાડી આવવી પડતી હતી. કોઇ કોઇ વખતે તો આ કાર્ય મુક્તકેશી કરતી; પરંતુ પોતાના પતિદેવતા ગુસ્સે ભરાશે એવા ભયથી તે આ કાર્ય કરવાને પ્રત્યેક પ્રસંગે આવી શકતી નહોતી. રાત્રે શ્યામચરણ ભાગ્યે જ પત્નીને ઘરની બ્હાર જવા દેતો.

જ્યારે ચારુલતા સાસરે આવતી ત્યારે પ્રથમ શયનાલયમાં જઇને

સૂઇ રહેતી. ચૂપકીદીથી પલંગમાં થોડા સમય સુધી તે પડી રહેતી એટલે રજનીકાન્ત આવતો અને વગર બોલ્યે સૂઇ જતો. મળસ્કે કુકડાઓનો સ્વર સંભળાતાં તે ઉઠીને ચાલ્યો જતો; પરંતુ સમયના વહન સાથે ધીમે ધીમે એ શરમનો પડદો ઉંચો થયા વગર રહેતો નથી જ. એક જ સ્થાનમાં બોલ્યા ચાલ્યા વગર પડી રહેવામાં બન્નેને અંતે કંટાળો આવવા લાગ્યો; પરંતુ શરમનો પડદો દૂર કરવાનું કામ પ્રથમ પુરુષને જ માથે આવી પડે છે એ કાંઇ સ્વાનુભવીઓથી થોડું જ અજાણ્યું છે? ત્યારે રજનીકાન્ત પણ તે કામ બજાવવા તૈયાર થાય તો તેમા કાંઇ આશ્ચર્ય પામવા જેવું ખરું કે ? નહિ જ. એક દિવસે અપરાધીની માફક ભય પામતા અને ધ્રૂજતા શરીરે ચારુલતાનો હાથ પકડી રજનીકાન્ત બોલ્યો:–" આમ તે શું કરે છે ! "

અભિમાનીનિ ચારુલતા નિરુત્તર રહી.

પોતાના સ્હામી ઉભેલી પોતાની કિશોરી પત્નીને નીચું જોઇ શાન્તિથી ઉભેલી જોઈ રજનીકાન્ત બોલ્યો:–" હું આવતો નથી તેથી જ તું ગુસ્સે થઇ છે કે ? આમ મ્હારાપર તું ગુસ્સે થઇશ તો હું હવેથી અહિં નહિ આવું ! "

હજી પણ ચારૂલતા પ્રથમની માફક જ નિર્વાક્ રહી.

રજનીકાન્ત પત્નીનો ગર્વ ઉતારવાના કાર્યમાં જોઇએ તેવો કુશળ પંડિત નહોતો. તે બિચારો હંમેશાં થાકીને એક બાજૂએ સૂઈ રહેતો હતો. જ્યારે તે નિદ્રાધીન થયો ત્યારે એ દિવસે રાત્રે ચારુલતાના મુખમાં પાછી વાચાશક્તિ આવી. તે બોલી કે:–" હું કાંઇ તમને અહિ આવવાની ના પાડું છું ? તમે આવું કેમ બોલો છો !"

" ના પાડતી નથી પણ એવો અભિનય કરી બતાવે છે. જ્યારે હું આટલા લાંબા સમયના અંતરે ત્હારી પાસે આવું છું ત્યારે પણ તું

મ્હારી સાથે વાતચિત સુદ્ધાં કરતી નથી અને રીસ ચડાવીને એક બાજૂએ વગર બોલી પડી રહે છે એનો અર્થ શો? આ કરતાં તો ના પાડતી હોય તો વધારે સારું કે જેથી મ્હારૂં હૃદય દુઃખી ન થાય." રજનીકાન્ત પત્ની તરફ અનિમિષ નેત્રે જોતો બોલ્યો.

"તમારું મન એવું છે કે તમે બધું ઉંધું જ સમજો છો!"

"ત્યારે લે હું હાર્યો અને તું જીતી, થયું!" આમ કહીને રજનીકાન્તે પત્નીના મનનું સમાધાન કર્યું. આજની રાત્રિ અન્ય રાત્રિઓ કરતાં કંઇ વિલક્ષણ જ પ્રેમાભિનય થયો. પતિપત્નીએ જાણે કે અજાણે, ઇચ્છાએ કે અનિચ્છાએ પણ આજે તો પ્રેમસમાધિમાં ડૂબકી મારી દીધી.

———:o:———

# પ્રકરણ ૫ મું.

## સ્નેહીજનોની સોસાયટી કે પિશાચોનું પાપમંડળ?

એક પ્રસંગે પ્યારીમાધવ ઘણા શૉખીન પુરુષ તરીકે પ્રખ્યાત હતા. શહેરમાં જેટલા પ્રકારના રંગરાગ હોય છે તે સર્વેનો ઉપભોગ તેઓ લઈ ચુકયા હતા. હવે તો ઉંમર મ્હોટી થઇ હતી. મ્હોટા પરિવારની ચિંતાએ તેમના હૃદયમાં પ્રવેશ કર્યો હતો. દ્રવ્યની ચિંતા પણ રાખવી પડતી હતી, અને તેથી પહેલાંની માફક મૉજશૉખ ભોગવી શકાતો નહિ. પોતાના બન્ધુમંડળમાં એક રસિક પુરુષ તરીકે તેઓ ખ્યાતિ પામી ચુકયા હતા અને જો મિત્રમંડળમાં તેમની હાજરી ન હોય તો બરાબર રંગ જામતો નહિ; આમ છતાં તેઓ હાલમાં પ્રત્યેક પ્રસંગે પોતાના મિત્રમંડળના આમંત્રણને માન આપી શકતા નહોતા. કોઈ પ્રસંગે શરીર સારું જણાતું નહિ તો કોઇ પ્રસંગે ગૃહિણી તેમને ઘરની બ્હાર જવા

હતી નહિ. પહેલાં પત્નીના શબ્દો તરફ પ્યારીમાધવ બિલ્કુલ લક્ષ્ય આપતા નહિ; પરંતુ હમણાં તેઓ પત્નીની ઇચ્છાનુસાર જ વર્ત્તતા હતા.

મિત્રોના પ્રત્યેક આમંત્રણનો અસ્વીકાર કરી શકાતો નહિ. એક દિવસે એક મ્હોટા જમીનદારને ત્યાં પ્યારીમાધવને નિમંત્રણ થયું. પ્યારીમાધવ નિમંત્રણને માન આપવું કે કેમ, એ વિચારમાં પડી ગયા. ગૃહિણીએ તેમને કોઇ પણ પ્રકારે જવાની રજા આપી નહિ. સંધ્યા સમયે ચ્હા પીતાં પીતાં પ્યારીમાધવે ગૃહિણીની ઇચ્છાને અનુસરીને કહ્યું:—" આજે બ્હાર જવાનો વિચાર નથી. ઘેર જ જમીશ."

પતિનો નિશ્ચય સાંભળી પત્ની અતિ આનંદ પામી.

સંધ્યાનો સમય હતો. પ્યારીમાધવ પોતાના દિવાનખાનામાં એક આરામ ખુરસીપર પડયા પડયા સીઝર સીગારનો ધુમાડો કાઢી રહ્યા હતા. એવામાં નીચેથી કોઇએ પ્રશ્ન કર્યો:—" પ્યારીમાધવ શેઠ ઘેર છે કે ? " એક નોકરે જવાબ આપ્યો:—" છે. " બીજા ઉત્તરની રાહ જોયા સિવાય આવનાર પુરુષ ઉપર ચઢયો. પ્યારીમાધવના દિવાનખાનામાં પ્રવેશ કરીને તેણે કહ્યું:—" આજે કાંઈ એકલા જ જણાઓ છો ને ! "

પ્યારીમાધવે ઉઠીને આવનાર પુરુષની સાથે શેકહેન્ડ (હસ્તધૂનન) કરતાં કહ્યું:—" કોણ ગોવિંદલાલ ! એકાએક કયાંથી ? હમણાં તમારાં દર્શન તો કાંઇ દુર્લભ થઇ પડયાં છે ને ! બેસો, બેસો ! "

ગોવિંદલાલ એક સુચતુર વિદ્વાન્ લેખક હતો. મુંબાઈના અનેક સુપ્રસિદ્ધ પ્રકાશકો તેનાં પુસ્તકો પ્રકાશિત કરવાને માટે આતુરતા ધરાવતા હતા. તે ઉત્તમ સાપ્તાહિક પત્રોમાં લેખો, કાવ્યો, વગેરે લખતો હતો. તેના લખાણની સર્વત્ર પ્રશંસા થતી હતી. આમ છતાં તેનામાં એક મુખ્ય દોષ એ હતો કે, મૉજશૉખ ભોગવવાનો પ્રસંગ મળતાં જ

તે પોતાના કાર્ય પ્રતિ દુર્લક્ષ્ય કરતો હતો. આથી તે કેટલાક માણસોના ધિક્કારને પાત્ર પણ થવા પામ્યો હતો. કોઈ એમ કહેતું હતું કે સોબતના દોષથીજ તેની આવી દશા છે; વળી રંગીલા લોકો એમ કહેતા કે, ગોવિંદલાલ જેવો રંગીલો માણસ છે તેવું જ તેનું લખાણ પણ આનંદ ઉપજાવે એવું છે.

ગોવિંદલાલે પણ સીઝર સીગાર સળગાવી ધુમાડો કાઢવા માંડ્યો, અને બે મિનિટમાં તો આખી સીગારનો ધાણ કાઢી નાખ્યો.

પ્યારીમાધવે પૂછ્યું:—"કેમ ગોવિંદલાલ ! હમણાં તો કાંઈ બહુ જ વ્યવસાયમાં ગુંથાયા છો કે જેથી બિલ્કુલ દેખાતા જ નથી !"

ગોવિંદલાલે ખિસ્સામાંથી બીજી સીગાર કાઢી અને તે સળગાવતાં સળગાવતાં જવાબ આપ્યો:—" શું કરું ! હમણાં મ્હારી તબિયત જરા નરમ રહ્યા કરે છે, અને તેથી કોઇને ત્યાં જવા આવવાનું બની શકતું નથી. તમારું શરીર પણ નરમ જણાય છે !"

પ્યારીમાધવ બોલ્યા:—" **शरीरं व्याधि मंदिरं !** શરીરનો તે કાંઇ ભરોંસો છે ? વૃદ્ધાવસ્થામાં શરીર ઘણું ખરું વ્યાધિગ્રસ્ત જ રહે છે. આ અવસ્થામાં વ્યાધિ અતિ દુઃખદાયક લાગે છે."

ગોવિંદલાલ:—તમે વૃદ્ધ થયા છો તેથી તમારું શરીર વ્યાધિગ્રસ્ત રહે છે પણ હું તો હજી વૃદ્ધ નથી થઇ ગયો ને ? વ્યાધિ થવાનું કારણ કાંઈ વૃદ્ધાવસ્થા નથી. આરોગ્યશાસ્ત્રનાં પુસ્તકો વાંચો એટલે બધું સમજાશે.

પ્યારીમાધવ:—ભાઇ ! **परोपदेशे पाण्डित्यम्** દર્શાવવું યોગ્ય નથી. તમે આરોગ્યશાસ્ત્રમાં બતાવેલી રીતો પ્રમાણે વર્તો છો કે નહિ તે હું બરાબર જાણું છું. હં, એ તો ઠીક. પરંતુ આપનાં પુનિત પગલાંએ આજે આ પર્ણકુટીને શા હેતુથી એકાએક પાવન

કરી છે તે તો કહો ?

ગોવિંદલાલઃ—એ વાત કહેવાની તો ભૂલી જાઉં છું! આજે શાંતિસદનમાંથી તમને નિમંત્રણ આવ્યું છે કે નહિ? શાંતિસદનના માલિક શ્રીયુત મદનગોપાળ તમને ભૂલી તો નહિ ગયા હોય!

પ્યારીમાધવઃ—"નિમંત્રણ આવ્યું છે; પરંતુ જવાનો વિચાર નથી. શરીર સારું નથી અને વળી તમારાં ભાભી પણ ના પાડે છે.

ગોવિંદલાલઃ—એમ તે બને કે? તમારા આવ્યા સિવાય બરાબર ગમ્મત પડશે નહિ. તમે જો નહિ આવો તો હું પણ જઇશ નહિ. આજે ત્યાં ગાનતાનની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની થઈ છે.

પ્યારીમાધવઃ—ત્યારે તમે મને લઇ ગયા સિવાય છોડશો નહિ કે? હવે મ્હને નાટારંગ કે ગાનતાન જરા પણ પ્રિય લાગતાં નથી

ગોવિંદલાલઃ—ત્યારે તો ઘણું સારું. હવે બાકી રહી માત્ર નામાવલિ અને તુલસીની માળા! પરંતુ આજે તો આવવું જ પડશે. જલદી ચાલો; આજે તમારે આવવુંજ પડશે. છુટકો નહિ થાય. સમજ્યા સાબહે!

પ્યારીમાધવઃ—મ્હારા આવ્યા સિવાય નહિ જ ચાલે?

ગોવિંદલાલઃ—તમે ન આવો તો બધુ ખરચ નકામું જ થઇ પડે ને?

પ્યારીમાધવઃ—તમે અહિ બેસો; હું કપડાં પહેરીને આવું છું.

ગોવિંદલાલે પ્યારીમાધવનો હાથ પકડીને વ્યાકુળતાથી કહ્યું:— "નાજી, એમ બનશે નહિ. તમે જો ઘરમાં ગયા તો પછી આવી જ રહ્યા! જે કપડાં પહેરવાં હોય તે અહિંથી જ પહેરી લ્યો. નીચે ગાડી તૈયાર છે.

પ્યારીમાધવઃ—એટલોય મ્હારો વિશ્વાસ નથી? કપડાં પહેરીને

હું હમણાંજ આવું છું.

ગોવિંદલાલઃ—તમારો વિશ્વાસ તો પૂરેપૂરો છે; પરંતુ તમારાં લક્ષ્મી, સરસ્વતી, માથાનાં મુકુટ, ગુણિયલ ગૃહિણીનો વિશ્વાસ નથી! સંધ્યા સમયે કપડાં પહેરતા નજરે પડયા તો પછી તમે બ્હાર આવી જ રહ્યા! આવી સ્થિતિમાં આવવામાં શું હરકત છે? તમને જો શરમ આવતી હોય તો હું મ્હારાં કેટલાંક વસ્ત્રો પહેરવા આપું." આમ કહીને ગોવિંદલાલે પોતાનો કોટ કાઢીને પ્યારીમાધવ પાસે મૂક્યો.

હાઃ હાઃ હાઃ કરતા પ્યારીમાધવ હસી પડયા. ગોવિંદલાલ પણ તેમની સાથે હસવા માંડયો. બન્નેના હસવાના અવાજથી આખું દિવાનખાનું ગાજી ઉઠયું. દિવાનખાનાની બ્હાર કેટલાંક પક્ષીઓ બેઠાં હતાં. તે એ હાસ્યધ્વનિ સાંભળીને ઉડી ગયાં. તરત જ પ્યારીમાધવે પોતાના નોકરને બોલાવીને કહ્યું:—"મ્હારાં કપડાં લઇ આવ, અને કહેતો આવજે કે આજે રાત્રે હું ઘેર આવવાનો નથી."

મદનગોપાળ એક પ્રખ્યાત જમીનદાર હતા. જો કે તેમની ઘણી જમીન મુંબઇથી થોડે દૂર આવેલી હતી તો પણ મુંબાઇમાં તેઓએ એક બે ભાડાના બંગલા રાખ્યા હતા. એ બંગલાઓ પૈકી જે બંગલો સર્વથી વિશેષ સુંદર હતો તેનું નામ તેમણે "શાંતિસદન" રાખ્યું હતું. આ બંગલો વાલુકેશ્વર ઉપર આવેલો હતો. 'શાંતિસદન'માં વારંવાર મદનગોપાળ પોતાના કેટલાક મિત્રોને આમંત્રણ કરીને મૉજશૉખ ઉડાવતા હતા.

થોડી વારમાં નોકર કપડાં લઇને આવી પહોંચ્યો એટલે પ્યારીમાધવ તૈયાર થઇ ગયા અને ત્યાર પછી બન્ને મિત્રો નીકળી પડયા. સડસડાટ કરતી ગાડી 'શાંતિસદન' પાસે થોડી વારમાં જઈ પહોંચી.

તેઓ બન્નેને ગાડીમાંથી ઉતરતા જોયા કે તરત જ મદનગોપાળ

તેમનો સત્કાર કરવા માટે ત્યાં આવી પહોંચ્યા અને ત્રણે જણા વાતો કરતા કરતા અંદર ચાલ્યા ગયા. મદનમોહનની આકૃતિ હાથી જેવી હતી. તેમની મુખમુદ્રા જોતાં વિદ્યાને અને તેમને વૈર હોય એવું અનુમાન થઇ શકતું હતું.

વિશેષ માણસોને નિમંત્રણ કરવામાં આવ્યું નહોતું. પાર્ટી બરાબર સિલેક્ટ કરવામાં આવી હતી.

પ્યારીમાધવ અને ગોવિંદલાલને એક સુંદર દિવાનખાનામાં ખુરસીઓપર સ્થાન મળ્યું બીજા પણ બે ચાર મેમ્બરોએ એક વિશાળ રાઉન્ડ ટેબલની આસપાસ ગોઠવેલી ખુરસીઓ ઉપર સ્થાન લીધું. રાત્રિના સમયે મદનમોહન જમીન ઉપર બેસીને ભોજન કરતા નહિ. રસોઇઆને તેઓ રાતના બે વાગ્યા સુધી રોકી રાખતા હતા. ભોજન સમયાનુસાર તૈયાર થઇ ગયું. આ સમયે સર્વ સ્નેહીઓ લાલપાણીની ધૂનમાં આવી ગયા હતા.

આ વખતે જે વાતચિત ચાલતી હતી તે ઇંગ્રેજી ભાષામાં જ ચાલતી હતી. બે ગ્લાસ પીવામાં આવ્યા પછી ગોવિંદલાલથી ગુજરાતીમાં બોલી શકાતું જ નહિ. મદનગોપાળે ઇંગ્રેજીનું ઉકાળી નાખ્યું હતું તો પણ થોડી ઘણી બ્રૅન્ડી પેટમાં પડતાં જ તેઓ પણ પોતાના ઇંગ્રેજી જ્ઞાનનું દર્શન કરાવતા હતા.

હરિપ્રસાદ હાઇકોર્ટના વકિલ હતા. ઉમ્મર મ્હોટી થવા છતાં પણ તેમની પ્રકૃતિમાં કશું પરિવર્ત્તન થયું નહોતું. તેઓ આ સમયના છોકરાઓની વાત કરતા હતા. બ્રૅન્ડીની અસરથી તેમનું હૃદય અને મ્હોં ખુલી ગયાં હતાં. તેઓ બોલવા લાગ્યાઃ—“ભાઇ, જમાનો જ બદલાયો છે. આજકાલના છોકરાઓ તો મહેતાજીની પાઘડી ઉપર ચઢી બેસે એવા છે !”

ગોવિંદલાલે કહ્યું:—" તમે માત્ર એક જ બાજુનો વિચાર કરો છો. પૂર્વેના શિક્ષકોની સાથે આજના શિક્ષકોની તુલના કરીએ એ એક પ્રકારનો અન્યાય જ કહેવાય. વળી સર્વ છોકરાઓમાં કેટલાક દોષ હોય છે, તો કેટલાક ગુણ પણ હોય છે. શું આપણે પણ એક વખત છોકરાઓ નહોતા ? અને હતા તો પછી તે સમયની આપણી સ્થિતિ અને આપણી વર્તણુક કેવી હતી તેનો સહજ વિચાર કરી જુઓ."

હરિપ્રસાદ વિશેષ ઉત્તેજિત થઇને બોલી ઉઠયા:—" અરે ભાઇ ! તમે તો પોથીમાંનું રીંગણું કહેવાઓ. જેવું વાંચો તેવું વિચારો તથા તેવુંજ લખો. અનુભવશાસ્ત્રનો અભ્યાસ તો તમારે કરવાનો બાકી રહ્યો છે. "

પ્યારીમાધવે ઉમેર્યું:—" વકીલસાહેબ ! ગોવિંદલાલ લેખક થયા તેથી શું થઇ ગયું ? હજી તેમની ઉંમર ઘણી નહાની છે, અને તેથી તેઓ પોતાના અલ્પ અનુભવને અનુસરી તે જે કાંઈ કહે તે વ્યાજબીજ કહે છે એમ આપણે ધારવું જોઇએ નહિ."

હરિપ્રસાદે કાંઇક ઠંડા થઇને પ્યારીમાધવ તરફ દ્રષ્ટિ ફેરવીને કહ્યું:—" આપણા સમયમાં હાલના જેવી વિચિત્રતા ક્યાં હતી ? હમણાંનો સુધારો સર્વને કુધારાના ઉંડા કૂપમાં પહોંચાડે તેવોજ છે— દેખીતો ઉજળા દૂધ જેવો પણ અંદરથી કાળા કોલસા જેવો છે. અજ્ઞાની છોકરાઓ એ ઉજળા દૂધના મોહમાં ફસાઇ પડી પોતાના જીવનની ધૂળધાણી કરી નાખે છે. "

આ મતને કોઇએ અસંમતિ દર્શાવી નહિ. મદનગોપાળ વચ્ચેવચ્ચે "બરાબર કહો છો—Yes, you are right (તમારૂં કહેવું ખરૂં છે)." એમ કહેતા હતા.

હરિપ્રસાદ પાછા વિશેષ ગરમ થઇ જઇને કહેવા લાગ્યા:—"આજ-

કાલ ધર્મ પણ રસાતળમાં પહોંચી ગયો છે. પૃથ્વી ઉપર સુધરેલા યુવકો જે પાપ કાર્યો કરે છે એ પાપકાર્યોથી ધર્મનો નાશ થાય છે, એમાં શી નવાઇ ?"

હરિપ્રસાદના એક છોકરાને ધર્મવૃત્તિ તરફ ઘણો અનુરાગ ઉત્પન્ન થયો હતો. કોઇ કહેતું હતું કે, એ આર્યસમાજી થશે. કોઇ કહેતું હતું કે, ક્રિશ્ચિયન થશે, આથી કરીને તેમણે એ છોકરાને બોલાવી તેને જાતિભયથી ઘણો ભયભીત બનાવી દીધો હતો, તથા પોતાના ઘરમાંથી તેને હાંકી કાઢવા કહ્યું હતું. છોકરાએ ઉત્તરમાં એક પણ શબ્દ કહ્યો નહોતો; પરંતુ તેણે પિતૃવાક્ય નહિ સાંભળતાં પોતાની ઇચ્છાનુસાર વર્તન રાખ્યું હતું.

પૂર્વના લોકો સારા હતા, કે હાલના લોકો સારા છે. પિતા સારો કે પુત્ર સારો, પિતામહ સારો કે પૌત્ર સારો એનો નિર્ણય કરવાનું કામ કઠણ છે, પરંતુ એક વિષયનો નિર્ણય છે. વૃદ્ધ અને યુવકના સ્વભાવમાં મળતાપણું નથી હોતું; તેમ જ તેઓ એક બીજાથી અલગ રહે છે. પિતા દુર્જન હોય અને પુત્ર સુજન હોય, યા તો પુત્ર દુર્જન હોય અને પિતા સુજન હોય તો ઉભયની વચ્ચે સારાસારી રહી શકે નહિ, તથા એ બંનેમાં જે વિશેષ બેદરકાર રહે તે જ વધારે દોષને પાત્ર ગણી શકાય,

અંતે પ્યારીમાધવે મદનગોપાળને કહ્યું:—" હવે એ વાતને પડતી મૂકો, અને જેના ગાડે બેઠા છીએ તેનાં ગીત ગાઓ !

તરતજ સર્વેએ ઉઠીને એક બીજા સુસજ્જિત ઓરડામાં પ્રવેશ કર્યો.

" હા...શ" કહેતા કહેતા સર્વ એક એક તકીઆને અઢેલીને બેઠા. કેટલાકે હુક્કાની નળીને મ્હોંમાં લીધી તો કેટલાક સીઝર સિગારનો ધુમાડો કાઢી દિવાનખાનામાં ધુમાડાનું સામ્રાજ્ય ફેલાવવા

લાગ્યા. અલ્પ સમયમાં જ નોકરે ડિકન્સના ગ્લાસ, બરફ વગેરે લાવીને હાજર કર્યું.

મદનગોપાળે નોકરને પ્રશ્ન કર્યો--"કેમ માધુ! રમણિકલાલ આવ્યા છે કે?"

"તેમને ગાડી લઇને ગયાને ઘણો વખત થયો છે—આવવાની તૈયારીમાં છે."

રમણિકલાલ મદનમોહનનો કારભારી હતો. સુંદર કપડાં પહેરી રસ્તે જતી રમણીઓને પોતાના તરફ આકર્ષવામાં તે બિલકુલ સંકોચાતો નહિ. મદનમોહને તેને મુંબઈની મુન્નાજાન નામની સુપ્રસિદ્ધ નાયકાને બોલાવી લાવવા મોકલ્યો હતો. થોડી વારમાં રમણિકલાલ આવી પહોંચ્યો, તથા તેની પાછળ પાછળ મુન્નાજાને પણ પ્રવેશ કરી, કમ્મરમાંથી નીચી વળીને સર્વ સભ્યોને સલામ કરી. પ્યારીમાધવે મુન્નાજાનને જોતાં જ, તેના તરફ એક તીવ્ર કટાક્ષ ફેંકીને કહ્યું:—"કયું તબિયત તો બહાલ હયને?"

મુન્નાજા શરમથી જાણે કે વિચલિત થઇ ગઈ હોય એવા સ્વરે તેણે કહ્યું:—"જી હાં, જનાબ, એ લૌંડીકી તબિયત બહાલ હય, બોલો, આપકા ક્યા ફરમાન હય?"

મુન્નાજાન ધીમે પગલે પ્યારીમાધવ તથા ગોવિંદલાલની આગળ જઇને બેઠી. ત્યાર પછી પ્યારીમાધવે લાલ પાણીનો એક ગ્લાસ ભરીને મુન્નાજાન આગળ ધરતાં કહ્યું:—"આ લાલ પાણીને ઉડાવી જા, એટલે તને વિશેષ આનંદ થશે."

મુન્નાજાને રંગરાગને વિશેષ આકર્ષક કરવાના હેતુથી, તથા પોતાના અભિનયને ઉત્તમ પ્રકારે ભજવવાના વિચારથી એક બે વખત હા ના કરી અંતે એ લાલ પાણીને પોતાના પેટમાં પધરાવી દીધું.

અલ્પ સમયમાં તેનું મુખ, ગાલ વગેરે લાલચોળ બની ગયું.

આ સમયે ગોવિંદલાલ બોલી ઉઠયો:—"હવે ચલાવો !"

"મૈં તો હુઆ દીવાના જાન તોરે લીએ
જાન તોરે લીએ—મૈં તો હુઆ દીવાના"

પ્યારીમાધવ બોલી ઉઠ્યો:—

મન ભૂલ્યો રે, સાંવરીઆ, મન ભૂલ્યો
હું મદનમોહમાં ડૂલ્યો રે—મન ભૂલ્યો

મદનમોહને લલકાર્યું કે:—

"ભર ભર જામ પીલા ગુલ લાલા, બના દે મતવાલા
તું લા લા લા—ભર ભર જામ૦"

ગોવિંદલાલ બોલી ઉઠયો:—"તો દિલજાન, અબ હોને દે ગાન-તાન ઔર સબકુ બનાદે મસ્તાન."

મદનગોપાળે વચ્ચે જ પ્રશ્ન કર્યો:—"પરંતુ હારમોનિયમ કોણ બજાવશે તેનો નિર્ણય કરો."

પ્યારીમાધવે કહ્યું:—"જ્યાં હરિપ્રસાદ હાજર છે, ત્યાં બજાવનાર માટે ચિંતા કરવાની કાંઈ જરૂર નથી."

તરતજ હરિપ્રસાદે હારમોનિયમની આગળ પડેલી ખુરસી ઉપર સ્થાન લીધું. મુન્નાજાને પૂછ્યું:—"કયું ગાન ગાઉં ?"

પ્યારીમાધવે લાલ પાણીથી ભરેલો પ્યાલો મુન્નાજાન પાસે મૂકીને કહ્યું:—"અરે પણ તું પ્રથમ બીજો એકાદ પ્યાલો, અરે અમૃતરસ ઉડાવી જા, પછીથી ગા, એટલે બરાબર લહજ્જત જામે."

જો કે પ્રથમ તો મુન્નાજાને એ પ્યાલાને પેટમાં પધરાવી જવાની આનાકાની કરી; પરંતુ અંતે સર્વના આગ્રહથી તેણે એ મદિરાપાત્રને ન્યાય આપ્યો. ત્યાર પછી તેણે ગાન ગાવાની શુરુઆત કરી. મદિરા-

પાનથી મુન્નાજાન ઘણી ઉન્મત્ત બની ગઈ અને તેથી તેણે સંપૂર્ણ હાવભાવથી, આકર્ષક મધુર કંઠથી ગાયનો ગાવા માંડયાં. સંગીત સાંભળીને શ્રોતાઓ મોહિત બની ગયા તથા તેઓ અનેક મદિરા પાત્રોને ગટગટાવી જવા લાગ્યા.

એવામાં આજ્ઞા થઇ કેઃ—"ગાન સાથે નાચ પણ થવો જોઇએ" મુન્નાજાન નાયિકા અત્યાર સુધી બેઠી બેઠી ગાતી હતી, તે શ્રોતાઓની આજ્ઞાને શિરે ચઢાવી ઉઠીને ઉભી થઇ, અને તેણે નૃત્ય સાથે ગાયન ગાવાની શુરુઆત કરી. તેના પ્રત્યેક પગલાનો ઝમકાર વિદ્યુત્‌ના જેવો આકર્ષક જણાવા લાગ્યો. મદનગોપાળે ગોવિંદલાલને ધીમેથી પૂછ્યું:— "મુન્નાજાન એક છે કે બે ? મ્હને તો બે દેખાય છે ?"

"ત્યારે તો તમારી આંખોમાં જ દોષ હોવો જોઈએ. હું તો મુન્નાજાનમય ત્રિભુવનનું જ દર્શન કરું છું."

નાચતાં નાચતાં મુન્નાજાને પોતાના ઓઢણાનો છેડો પ્યારી-માધવના મુખ ઉપર નાખી ખેંચી લીધો. આથી પ્યારીમાધવનું સર્વાંગ કંટકથી વિદ્ધ થયું.

હરિપ્રસાદ વાજીંત્ર વગાડવામાં ઘણા હોશિયાર હતા; પરંતુ સુરાપાનની વિશેષતાથી તેમની બુદ્ધિ શુદ્ધિ ઠેકાણે નહોતી. નાચનો ત્યાગ કરી મુન્નાજાને પુનઃ જ્યારે સંગીત ગાવા માંડયું ત્યારે હરિપ્રસાદના તાલનો ભંગ થયો. મુન્નાજાને આ સમયે કહ્યું:—"કેમ ઉસ્તાદજી ! હાથ બરાબર કેમ ચાલતા નથી ? "

હરિપ્રસાદે પોતાનો દોષ કબૂલ કર્યો. મુન્નાજાને પુનઃ સંગીત ગાવા માંડયું; પરંતુ થોડા સમયમાં જ પાછો હરિપ્રસાદથી તાલભંગ થયો. મુન્નાજાને સંગીત બંધ કરી એક ગ્લાસ બ્રૅન્ડી પીધી.

ગોવિંદલાલે કોણ જાણે કે શા ભાવથી મુગ્ધ થઇને રુદન કરવા

માંડયું હતું. નીશાબાજ જેવી રીતે રુદન કરે એવી જ રીતે તે રુદન કરતો હતો. પ્યારીમાધવે વિશેષ મદ્યપાન નહિ કરેલું હોવાથી તેઓ હજી સુધી કાંઇક સ્વસ્થ હતા.

એકાએક નીશાબાજોના હાવભાવ બદલાઈ ગયા. ગોવિંદલાલની સ્વદેશપ્રીતિ ઉછળી પડી. તેણે મુન્નાજાનને સાષ્ટાંગ પ્રણામ કરીને કહ્યું:—"**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी !**"

મુન્નજાન પણ બ્રૅન્ડીના પ્રભાવથી અવશ બની જતી હતી. તેનું મસ્તક જાણે કે ભમતું હતું.

ગોવિંદલાલે સૂઇ રહીને જોયું કે, બિછાનાની બીજી એક બાજુએ મદનમોહન બેશુદ્ધાવસ્થામાં પડી રહેલો હતો. તેની નાસિકાનો ગંભીર ધ્વનિ સાંભળવામાં આવતો હતો. એ નિદ્રિત કુંભકર્ણ મૂર્ત્તિ જોઇને ગોવિંદલાલે એક ક્ષુદ્ર નિશ્વાસ મૂકી કહ્યું:—"The fittest survive!" આમ કહી તે પોતે પાસું ફેરવીને સૂતો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

## પ્રેમિક પ્રેમિકાની હૃદયવ્યથા.

કુમારિકાઓ આગળ જ્યારે તેમના વિવાહની વાત કરવામાં આવે છે ત્યારે તેઓ શરમાઇ જાય છે. આથી વિવાહ માટે તેઓ નારાજ હોય છે એમ નથી; પરંતુ વિવાહની વાત સાંભળતાં તેઓ શરમથી અડધી થઈ જાય છે; તેથી જો કોઈ સખી તેમના આગળ વિવાહની વાત કરે છે તો તેઓ ક્રોધે ભરાય છે અગર તો નાસી જાય છે.

સ્વર્ણમયીની વિવાહ પ્રત્યેની નારાજીને પણ સૌ એવી શરમ જ

સમજતાં હતાં. સ્વર્ણમયી પોતેજ પોતાના અંતરને જાણતી નહોતી. એ હજી બાળિકા હતી. જેટલી ઉમ્મરે મનુષ્ય પોતાનું મન સ્થિર કરી શકે છે એટલી તેની ઉમ્મર થઇ નહોતી. એ પોતાના મનમાં માત્ર એટલું જ જાણતી હતી કે, વિવાહમાં વાસ્તવિક રીતે તે નારાજ છે. તેના અંતરમાં આવા અદ્દભુત ભાવનું પોષણ કેમ થતું હતું એ તે પોતે પણ જાણતી નહોતી.

કારણ તો હતું જ. અવિવાહિતા કન્યાની વિવાહિતા થવાની ઇચ્છા હોતી નથી, એવી અસંભવિત વાત વિના કારણ સંભવિત થઇ શકતી નથી. કારણ એ હતું કે, સ્વર્ણમયી ઘણી ન્હાની ઉમ્મરની—સંસાર-જ્ઞાનશૂન્ય બાળિકા હતી. તે પોતાના અંતરમાં કશો નિર્ણય કરી શકતી નહોતી. તે એમ જ સમજતી હતી કે, તેનું જીવન હમણાં જેવી સ્થિતિમાં પસાર થાય છે તેવી જ સ્થિતિમાં પસાર જશે તો તે સુખી રહી શકશે. વિવાહ થતાં જે પરિવર્ત્તન થાય એ તેના મનને લાગતું નહોતું. માતાનો ત્યાગ કરવાની તથા ઘરનાં બીજાં સગાં વ્હાલાંઓનો ત્યાગ કરવાની તેની ઇચ્છા નહોતી.

પરંતુ આવું કારણ તો સઘળી કુમારિકાઓના મનમાં ઉત્પન્ન થાય છે. સ્વર્ણમયી અવિવાહિતા રહેવાને ઇચ્છતી હતી તેનું બીજું પણ એક કારણ હતું. એ કારણ ધીમે ધીમે વિશેષ દૃઢ થતું હતું.

હેમંતકુમાર નામનો પોતાની જ્ઞાતિનો એક યુવક સ્વર્ણમયીને ત્યાં આવજા કરતો હતો. એ ચારુલતાના મોસાળ પાસે રહેતો હતો; તેથી ચારુલતાનાં સગાં વ્હાલાં હેમંતકુમાર ઉપર ઘણો પ્રેમ રાખતાં હતાં. હેમંતકુમારનાં માતાપિતા પોતાની આલોકની જીવનલીલા પૂરી કરી પરલોકવાસી થયાં હતાં. તેના ઘરમાં બીજું કોઈ નહોતું. માત્ર એક વૃદ્ધા ફોઇ હતી. આથી હેમંતકુમાર ઉપર સૌ દયામાયા રાખતાં હતાં.

પોતાના મૃત્યુ સમયે હેમંતકુમારના પિતા બૅંકમાં જે સંપત્તિ પોતાની પાછળ મૂકી ગયા હતા તેના વ્યાજમાંથી એક ગૃહસ્થ કુટુંબનો નિર્વાહ સારી રીતે થઈ શકે તેમ હતો. હેમંતકુમારના સંસારમાં તે પોતે અને તેની ફોઇ સિવાય ત્રીજું કોઇ મનુષ્ય નહોતું; તેથી વ્યાજની જે રકમ આવતી હતી તેમાંથી ઘરખરચ બાદ કરતાં પણ થોડી રકમ વધતી હતી.

હેમંતકુમારની ઉમ્મર વીસ વર્ષની હતી. સૌ કોઇ તેને સુજ્ઞ બાળક સમજતાં હતાં. હવે માત્ર એક વર્ષમાં તે પોતાનો અભ્યાસ પણ પૂર્ણ કરે તેમ હતો.

હેમંતકુમારને જોઇ સ્વર્ણમયીની માતાએ એવો વિચાર કર્યો હતો કે જો આવો જમાઈ મળે તો પુત્રી ઘણી સૌભાગ્યવતી જ ગણાય; પરંતુ આ વાત એક વખત જ્યારે તેણે પ્યારીમાધવ અને તેમની પત્ની પાસે કાઢી હતી ત્યારે તેમણે ઉડાવી દીધી હતી પ્યારીમાધવે એવો વિચાર પ્રદર્શિત કર્યો હતો કે, "છોકરો કાંઈ ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલો નથી. એ શ્રીમંત છે તેથી શું થયું ? વળી એનાં માતા પિતા પણ નથી એ સુદ્ધાં હરકત જેવું છે."

આમ હોવાથી ધીમે ધીમે વિવાહની વાત સૌ ભૂલી ગયાં હતાં. હેમંતકુમાર પ્રથમની માફક પ્યારીમાધવને ત્યાં આવતો જતો હતો.

સ્વર્ણમયીના બાલ્યજીવનમાં હેમંતકુમારની છાયા કર્મધર્મસંયોગે પડી હતી. તેઓ બન્ને જણાં અત્યાર સુધી આત્મમનોભાવ સમજી શક્યાં નહોતાં. સ્વર્ણમયી બાળિકા હતી. હેમંતકુમાર પોતાના અભ્યાસ-કાર્યમાં નિમગ્ન રહેતો હતો. તેઓ બન્નેને હજી સુધી એકત્ર રહેવાનો કે વિશેષ સમય સુધી વાર્તાલાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહોતો. આવી સ્થિતિમાં પ્રેમ ઉત્પન્ન થવો સંભવિત નથી. બન્ને જણાં જા-

જાણતાં હતાં કે, તેમનો બન્નેનો એક બીજાની સાથે વિવાહ થવાનો નથી; તેથી તેમને માટે પ્રેમની કલ્પના સુદ્ધાં દુષણીય અને નિષ્ફળ હતી.

તેઓ પ્રણયની કલ્પના કરતાં નહોતાં. પ્રણય કિંવા પ્રેમ કોને કહેવાય છે એ પણ સ્વર્ણમયી જાણતી નહોતી. હેમંતકુમાર પણ એમ વિચારતો હતો કે આવા પ્રકારના આકર્ષણ કિંવા પ્રીતિને દાંપત્યપ્રેમ કહી શકાય નહિ. બન્ને જણાં ન્હાનાં બાળકોની માફક વાર્ત્તાલાપ કરતાં હતાં. કવચિત્ હેમંતકુમાર પોતાના અભ્યાસમાં આવેલી કોઇ આશ્ચર્યજનક વાર્ત્તા સ્વર્ણમયીને કહેતો હતો. બાળિકા અવાક્ બની જઈને એ વાત સાંભળતી હતી. જ્યારે હેમંતકુમાર પ્યારીમાધવને ત્યાં જતો ત્યારે સૌને મળવાની ઇચ્છાથી જ જતો હતો; કિન્તુ જો સ્વર્ણમયી સાથે તેનો મેળાપ થતો નહિ તો એ દિવસે તે નિરાશ બની જઇને પાછો ચાલ્યો આવતો હતો.

ધીમે ધીમે દર્શનલાલસા વૃદ્ધિંગત થતી ગઇ. જે દિવસે સ્વર્ણમયીનું દર્શન થતું તે દિવસ આનંદમાં પસાર થતો હતો અને જે દિવસે તેનું દર્શન થતું નહિ તે દિવસ શોકચિંતામાં પસાર થતો હતો. આમ છતાં તેમની બન્નેની વાતચિતમાં કાંઈ પરિવર્ત્તન થયું નહોતું. જ્યારે સ્વર્ણમયીના વિવાહની વાત થવા લાગી ત્યારે તેના અંતરમાં એક અજ્ઞાત આશંકા ઉત્પન્ન થઈ. શાનો ભય હતો એ તે પ્રથમ સમજી શકી નહિ. પછીથી તે સમજી કે, વિવાહ થયા પછી પોતે હેમંતકુમારનું દર્શન કરી શકશે નહિ. આજ ભય અને આશંકા હતી. મનમાંની પ્રેમકલિકા દિનપ્રતિદિન વિશેષ વિકસિત થવા લાગી.

કેટલી ઉમ્મરે પ્રણયનો સંચાર થાય છે એનો નિર્ણય થઇ શકે તેમ નથી. જે બાળક બાળિકા આજે ભાઇ ભગિનીની માફક રમે છે તેઓ કાલે જ અરસ્પરસના પ્રેમબંધનમાં બંધાય એવો સંભવ રહે

છે. જો યુવક અને યુવતી અરસ્પરસની સાથે હોય તો સાહજિક રીતે તેમનું ચિત્ત એક બીજા પ્રત્યે આકર્ષાય છે. બાલ્યપ્રેમ જૂદી જાતનો જ હોય છે. એમાં આસક્તિનો અંશ માત્ર પણ હોતો નથી; તેથી જ યુવક યુવતીના પ્રેમ કરતાં બાળક બાળિકાનો પ્રેમ દીર્ઘસ્થાયી હોય છે.

જ્યારે સ્વર્ણમયીના વિવાહનો સંબંધ થતો હતો, અને તે બીજી બાળિકાઓની માફક વિવાહ તરફ મરજી દર્શાવતી હતી ત્યારે એક દિવસે ઘરનાં સઘળાં માણસો પ્યારીમાધવના શ્વસુરપક્ષમાં કાંઈ પ્રયોજનાર્થે ગયાં હતાં. ત્યાં એક દિવસ રહીને સર્વ ઘેર આવવાનાં હતાં.

હેમંતકુમારની ફોઈ પહેલાં પ્યારીમાધવનું શ્વસુર જે ગામમાં હતું તે જ ગામમાં રહેતી હતી; પરંતુ હેમંતકુમારનાં માતાપિતાનો પરલોકવાસ થયા પછી હેમંતકુમારના અત્યાગ્રહથી તે તેની પાસે આવીને રહી હતી. વચ્ચે વચ્ચે તે પોતાના ગામમાં જઇ આવતી હતી. એ દિવસે પણ તે પ્યારીમાધવનાં કુટુંબનાં માણસોની સાથે ગયેલી હતી.

પ્યારીમાધવના શ્વસુરાલય અને હેમંતકુમારના નિવાસાલય વચ્ચે વિશેષ અંતર નહોતું. ભોજનાદિકથી નિવૃત્ત થયા પછી હેમંતકુમાર પ્યારીમાધવના શ્વસુરાલય તરફ ગયો.

સંધ્યાનો સમય હતો. એક વખત ઘરમાં જઇને હેમંતકુમાર બ્હાર નીકળ્યો. જેનું દર્શન કરવાની તેની અભિલાષા હતી તેનું દર્શન તે કરી શકયો નહિ. પોતાની હૃદય પ્રતિમા ક્યાં ગઇ છે? એવો પ્રશ્ન કોઇને પૂછવાનું સાહસ તે કરી શકયો નહિ; પરંતુ તે એટલું સમજી ગયો કે તેની આરાધ્યાદેવી ઘરમાં નથી; તેથી તે કદાચ આડોશી પાડોશીને ત્યાં એમવા ગઇ હશે.

એ મકાનથી થોડે દૂર એક સુંદર પુષ્પોદ્યાન આવેલો હતો. પુષ્પોદ્યાનના મધ્ય ભાગમાં એક ફુવારો આવેલો હતો. ફુવારાની આજુબાજુ આરસ પત્થરની મ્હોટી પાળ કરવામાં આવેલી હતી. એ પાળની અંદર ફુવારામાંથી ઉડતું પાણી એકઠું થતું હતું. પુષ્પોદ્યાનમાં વિવિધ પ્રકારની પુષ્પલતાઓ એક બીજીની સાથે આલિંગન કરી, ક્રામક્રીડા કરવામાં મગ્ન બની ગઇ હોય એવો ભાસ થતો હતો. આંબો, જાંબુડો, ચંપો વગેરેનાં ઉંચા વૃક્ષો ઉપર વિવિધ પંખીઓ મધુર તથા કર્ણપ્રિય કલરવ કરી રહ્યાં હતાં. કેટલાંક બાળકો પુષ્પોદ્યાનમાં રમતાં હતાં. ફુવારાની પાળ પાસે જ એક ચંપાનું વૃક્ષ આવેલું હતું. એની ડાળીઓ ચોતરફ ઝૂલી રહેલી હોવાથી તેમજ સંધ્યાકાળનો સમય હોવાથી એ સ્થાને અંધકારનો વિસ્તાર થયેલો હતો. એ એકાંત સ્થળે ફુવારાની પાળ ઉપર ચિંતામગ્ન સ્થિતિમાં સ્વર્ણમયી બેસી રહી હતી. તે હમણાં શી ચિંતા કરતી હતી ?

હેમંતકુમાર પણ અલ્પકાળમાં જ એ સ્થળે જઇ પહોંચ્યો. સ્વર્ણમયી પોતાના વિચારોમાં જ નિમગ્ન હતી. તેણે પાછી દૃષ્ટિ સુદ્ધાં કરી નહિ. ધીમે પગલે હેમંતકુમાર તેની પાસે જઈને ઉભો રહ્યો. પગની પાસે એક ચંપાનું પુષ્પ પડયું હતું તે તેણે ઉપાડી લીધું. આમ છતાં સ્વર્ણમયીએ તેના તરફ જોયું નહિ; છતાં કોણ પોતાની પાછળ આવીને ઉભું રહ્યું છે એ તો તે સમજી શકી.

હેમંતકુમારે મૃદુસ્વરે કહ્યું:—" સ્વર્ણ ! "

સ્વર્ણમયીએ આ સંબોધનનો ઉત્તર આપ્યો નહિ. તેણે આ સમયે માત્ર હેમંતકુમારના વદનમંડળ તરફ જોયું.

પહેલાં જ્યારે તેમની બન્નેની મુલાકાત થતી ત્યારે તેઓ પ્રફુલ્લ અને હાસ્યવદને એક બીજાંની સાથે વાતચિત કરતાં હતાં. આજે

આ ફુવારા પાસે પુષ્પોદ્યાનના એકાંત સ્થળે તેમના અંતરના ભાવનું પરિવર્ત્તન થયું. જે સ્વર્ણમયી બાળિકા સ્વભાવસુલભ ચપલતાવશતઃ છૂટથી વાતચિત કરતી હતી તે જ સ્વર્ણમયીના મુખમાંથી આજે એક પણ અક્ષર નીકળતો નહોતો. હાસ્યમુખે હેમંતકુમાર ગંભીર બની જઈને તેની પાસે ઉભો રહ્યો.

સ્વર્ણમયી કાંઈ બોલી નહિ. એકાગ્રદૃષ્ટિથી તે માત્ર હેમંતકુમારના મુખમંડળ તરફ જોઈ રહી. થોડા સમય પછી હેમંતકુમારે કહ્યું:—
" સ્વર્ણ ? ત્હારો વિવાહ થવાનો છે કે ?"

જો બીજો કોઈ પ્રસંગ હોત અને પાસે અન્ય કોઈ મનુષ્ય હાજર હોત તો આ પ્રશ્ન સાંભળી સ્વર્ણમયી ક્રોધે ભરાત. હમણાં તે આ પ્રશ્ન સાંભળી નિરુત્તર રહી. તેનાં વિશાળ નયનયુગલમાંથી અશ્રુજળનો પ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો.

એ સજળનયન કરુણામૂર્ત્તિ જોઇ હેમંતકુમારનાં નેત્રોમાં પણ અશ્રુજળ ભરાઇ આવ્યું. કોઇ પણ પ્રકારની મુખસ્થ પ્રસ્તાવના થયા સિવાય બન્નેના—પ્રેમિક પ્રેમિકાના અધરોષ્ઠનું મિલન થયું—કુસુમસ્પર્શના જેવું એક ચુંબન થયું. ત્યાર પછી બન્નેએ એક પ્રકારના અજ્ઞાત્ ભયથી પોતાનું મ્હોં ફેરવી લીધું. સ્વર્ણમયીના નેત્રોનું જળ હેમંતકુમાર પોતાના ચક્ષુજળને લીધે જોઇ શકયો નહિ.

એ કોમળ ચુંબન સ્પર્શથી જ સઘળી વાતચિત થઇ ગઇ. સ્વર્ણમયીનું જીવનકમળ પ્રસ્ફુટિત થયું. એને એમ જ લાગ્યું કે, હેમંતકુમાર તેના જીવનકમળનો સૂર્ય છે. ચુંબન એ પ્રણયની ઉત્પત્તિનું ચિહ્ન છે ! જીવનયૌવનનો પ્રથમ વિકાસ છે, આકાંક્ષાની કાંઇક તૃપ્તિ છે !

• એ ચુંબન, સુખનું નહોતું. ઉભયનાં નેત્રો અશ્રુપૂર્ણ હતાં.

ઉભયના અંતરમાં અપાર વેદના હતી. દુ:ખસમુદ્રનું મંથન કરીને એ ચુંબન કુસુમ સ્વરૂપ અમૃત હલાહલ થઇ ગયું. બન્ને જણાં સમજતાં હતાં કે, એ ચુંબન કાંઇ ચિરમિલનનું નહોતું—એ તો સદાકાળના વિયોગનું પ્રથમ ચિહ્ન હતું! શાન્તિમય એકાંત સ્થાનમાં, મધુર સંધ્યાકાળે, બન્ને જણાંએ એ ચુંબનદ્વારા પ્રણયના પ્રતિદાન અને વિનિમયસ્વરૂપ પરસ્પરને અનંત દુ:ખ અર્પણ કર્યું!

સ્વર્ણમયી જ્યારે ફુવારાની પાળ ઉપર આવીને બેઠી હતી ત્યારે તે બાળિકા હતી. જ્યારે ત્યાંથી તે ઉઠી ત્યારે તેનું બાલ્યજીવન પસાર થઈ ગયું હતું! માત્ર એક ચુંબનથી તેની બાલ્યાવસ્થા વિદાય થઇ ગઇ હતી!

બન્ને જણાં થોડા સમય સુધી ત્યાં બેસી રહ્યાં. પહેલાં સ્વર્ણ ઉઠી. તેણે કહ્યું:—"ઘેર જઉં છું. સંધ્યાકાળ થયો છે."

હેમંતકુમારે કહ્યું:—"હું ત્હારી સાથે આવું કે?"

જો બીજો કોઇ ભૂતકાળનો દિવસ હોત તો સ્વર્ણમયીના અંતરમાં સંકોચ ઉત્પન્ન થાત નહિ. આજે તે સંકુચિત બની ગઈ. તેણે કહ્યું:—"ના ના—હું એકલી જ જઇશ."

"બાગના નાકા સુધી આવું કે?" હેમંતકુમારે પુન: પૂછ્યું.

સ્વર્ણમયીએ આ પ્રસંગે ના પાડી નહિ. તેણે હેમંતકુમારના આ પ્રશ્નનો કશો ઉત્તર આપ્યો નહિ. આ સમયે ફુવારાની પાળમાં એકઠા થયેલા જળ તરફ જોઇને સ્વર્ણમયીએ કહ્યું:—"ઘણાં માણસો, જ્યારે હૃદયવ્યથા વેઠી શકાતી નથી ત્યારે જળમાં ડૂબી જાય છે. હવે મ્હને પણ એમ થાય છે કે, જો હું જળમાં ડૂબી મરું તો મ્હારા દુ:ખનો અંત આવે."

હેમંતકુમારે સ્વર્ણમયીનો કોમળ કર પોતાના હાથમાં લઈને

પ્રેમાવેગથી કહ્યું:—" સ્વર્ણ ! તું આમ શા માટે બોલે છે ?"

સ્વર્ણમયીએ પોતાનું મ્હોં ઉંચું કરી અગાધ પ્રેમથી અને અસીમ દુઃખથી હેમંતકુમારના મુખ તરફ જોયું. તેણે કહ્યું:— " કયા સુખથી હું જીવતી રહું? હું મરી જઉં તો તેથી કોને નુકસાન થાય તેમ છે ?"

હેમંતકુમારનો કંઠસ્વર રુંધાઇ ગયો. થોડા સમય પછી કોમળ કંઠે તેણે કહ્યું:—" નહિ નહિ—એ વાત મનમાં લાવવાની જરુર નથી. મ્હારા નસીબમાં જે દુઃખ ભોગવવાનું નિર્માણ થયું હશે તો હું દુઃખ ભોગવીશ; પરંતુ આશાનો નાશ તો હું નહિ જ કરી શકું !"

હાય બાલ્યકાળ ! હાય યૌવન ! હાય સંસાર ! સ્વર્ણમયીના જીવનપ્રારંભમાં—નવવસન્તના આગમનમાં તેને ડૂબી મરવાની ઇચ્છા થાય એ કાંઇ સામાન્ય શોકની વાત કહેવાય ?!



# પ્રકરણ ૭ મું.

## ચક્ષુશૂળ.

હિન્દુનો પરિવાર વિધવાના અભાવથી અપૂર્ણ જોવામાં આવે છે. પ્યારીમાધવનો આટલો મ્હોટો પરિવાર વિધવાશૂન્ય હોય એવાં કાંઇ પુણ્યકાર્ય તેમણે કર્યાં નહોતાં. તેમના પરિવારમાં જે વિધવાઓ હતી તેમાંની બે જણીઓનો અત્રે ઉલ્લેખ કરવાની આવસ્યક્તા છે.

પહેલાં તો પ્યારીમાધવનાં ફોઇ વિધવા હતાં. તેઓ ગૃહધ-

ણીનાં ફોઈ હોવાથી સર્વનાં ફોઈ હતાં. દાસ દાસીઓ સુદ્ધાં તેમને ફોઇ ક્હેતાં હતાં. ફોઇ વૃદ્ધ હતાં. તેમની ઉમ્મરનું અનુમાન થઇ શકે તેમ નહોતું; છતાં શીતળ જળના સ્નાનથી અને વૈધવ્યના આશીર્વાદથી હજી સુધી તેઓ ઘણાં સશક્ત હતાં.

બીજી એક શ્યામા નામની વિધવા હતી. એ પ્યારીમાધવના ભાઇની પુત્રી હતી. એને સર્વ નામ દઈને બોલાવતાં હતાં. એ તરુણી તેમ જ સુંદરી હતી. સરખી ઉમ્મરની રસિકા રમણીઓ સાથે રંગવિલાસ કરવામાં તેનું જેટલું મન હતું તેટલું મન ધર્મકર્મ તરફ નહોતું. તે વિધવા હતી તો પણ સધવાઓની શૃંગારિક વાતો સાંભળવી તેને ઘણી ગમતી હતી.

ફોઇબા કોઇ પણ કાળમાં સુંદરી હશે જ નહિ; તેથી જ સુંદરીઓના ઉપર તેમને વિદ્વેષ હોવો જોઇએ. વિવાહ થયા પછી તેમને બે ત્રણ સંતાનો થયાં હતાં. તેમને તથા પતિને ગૂમાવીને તેઓ નિશ્ચિંત્ત થયાં હતાં; તેથી મમતા નામક હૃદયની જે એક દુર્બળતા હોય છે એ તેમનામાં બિલ્કુલ નહોતી।

શ્યામા બાળવિધવા હતી. વિવાહની રાત્રિ સિવાય તેણે સ્વામીના મુખનું દર્શન પુનઃ કદાપિ કર્યું નહોતું. વિવાહની વાર્ત્તા પણ બરાબર તેના સ્મરણમાં નહોતી; કેમકે વિવાહ પ્રસંગે તેની ઉમ્મર ઘણી ન્હાની હતી. હમણાં તેની ઉમ્મર લગભગ પચ્ચીસ વર્ષની હતી. એનું પૂર્ણ યૌવન ભાગ્યશાળી ભોક્તાના અભાવે વ્યર્થ ચાલ્યું જતું હતું. શ્યામાની સાથે મુક્તકેશીનો અને ચારુલતાનો ઘણો સ્નેહસંબંધ હતો. શ્યામા ઉમ્મરે મ્હોટી હતી તો પણ તે સાંસારિક વિષયોમાં સર્વથી અનભિજ્ઞ હતી તેથી તે સર્વેની વાતચિત લક્ષ્યપૂર્વક શ્રવણ કરતી હતી. વળી કેટલાંક નાટકોનાં શૃંગારિક ગાયનો શ્યામાએ મુખસ્થ કર્યાં હતાં.

એ ગાયનો જ્યારે તે પોતાની સહિયરોની સાથે એકાન્તમાં બેસતી ત્યારે મૃદુ કંઠે ગાતી હતી. શ્યામાના આવા વ્યવહારને જોઇ ફોઇબા તેનો ઘણો તિરસ્કાર કરતાં હતાં. ધીમે ધીમે શ્યામા પોતાના આવા વ્યવહાર કિંવા વર્તનને લીધે ફોઇબાની ચક્ષુશૂળ થઇ પડી હતી. શ્યામા પણ ફોઇબાનો દ્વેષ કરતી હતી; એક બીજાંના મ્હોં ઉપર તેઓ વિશેષ કાંઇ બોલતાં નહોતાં—એકબીજાંની ગેરહાજરીમાં તેઓ વિષબાણુ ફેંકતાં હતાં.

શ્યામા સુંદરી હતી. તેના શરીર ઉપર પૂર્ણયૌવનની પ્રભા પ્રકાશી રહી હતી. એ જ્યારે એકાન્તની પ્રાપ્તિ થતી ત્યારે પોતાના શરીરનું પોતાની જાતે જ આયનામાં નિરીક્ષણ કરતી હતી. તેનાં વિશાળ અને ચંચળ નયનયુગલ, સુધારસથી પરિપૂર્ણ ગુલે ગુલાબી ઓષ્ઠાધર, ચોળીના આંકડાઓનો પરાજય કરી બ્હાર નીકળવાનો પ્રયત્ન કરતા પ્રબળ સ્તનદ્વય વૈધવ્ય જીવનને માટે સંપૂર્ણ નિરુપયોગી હતા. માત્ર સાદાં વસ્ત્રોથી—વૈધવ્ય વેષથી યૌવનનું ઉચ્છૃંખલ કિન્તુ મનમોહક સ્વરૂપ છુપાતું નહિ.

મુક્તકેશીની સાથે શ્યામાનો વિશેષ સ્નેહસંબંધ થયો હતો. અવકાશ મળતાં જ મધ્યાહ્નકાળે શ્યામા મુક્તકેશીને ત્યાં જતી હતી. મુક્તકેશી અને શ્યામા એકાન્તમાં બેસી રસિક વાર્ત્તાવિનોદ કરતાં હતાં. શ્યામા એક પછી એક સકળ પ્રશ્નો મુક્તકેશીને પૂછતી હતી. મુક્તકેશી કેટલીક વખત તેના રૂપયૌવનની પ્રશંસા કરતી હતી અને એ રુપયૌવન જંગલના પુષ્પની માફક કોઇને પણ આનંદદાન કર્યા સિવાય કરમાઈ જતું હોવાથી એ માટે તે શોક પ્રદર્શિત કરતી હતી, તથા સહાનુભૂતિના ચિહ્નસ્વરૂપ પોતાના સંસારસુખની સઘળી હકીકત તે શ્યામાને કહી સંભળાવતી હતી. એ હકીકત સાંભળતાં

શ્યામાનું સર્વાંગ કંટકિત થઈ જતું હતું, નેત્રો સજળ થઈ જતાં હતાં, અને તે એક ઉપર એક નિશ્વાસ મૂકતી હતી. કેટલીક વખત તો તેઓ બન્ને એક બીજીને બગલમાં દાબી પલંગમાં સૂઇ રહીને વાતચિત કરતી હતી. શ્યામા એક પછી એક સઘળી બાબત જાણી લેતી હતી. મુક્તકેશી નિષ્કપટ હૃદયે તેને સત્ય હકીકત કહી સંભળાવતી હતી. મુક્તકેશી સ્વગૃહે જઇ એ સઘળી હકીકતનો વિચાર કર્યા કરતી હતી, તથા મનમાં ને મનમાં પોતાના ભાગ્યની નિંદા કરતી હતી. તેની કેટલીક રાતો ઉજાગરો કરવામાં જ પસાર થઈ જતી હતી. શય્યામાં સૂઇ રહી ને તે એવો જ વિચાર કર્યા કરતી હતી કે, "સંસારમાં સર્વ સુખી છે અને હું દુઃખી કેમ છું ? સંસારમાં સર્વત્ર સુખનો—પ્રણયનો વિસ્તાર થઇ રહ્યો છે માત્ર હું અભાગિની જ એ સ્વર્ગ સુખથી વંચિતા કેમ છું ?" આવા વિચારો કરવાથી શ્યામાનું હૃદય વિશેષ કઠોર બની જતું હતું. બીજાંઓનું સંસારસુખ જોઇ તે વિશેષ અસ્થિર બની જવા લાગી. બીજાંઓની નિંદા તેને વિશેષ વ્હાલી થઇ પડી. બાલ્યાવસ્થામાં શ્યામાએ લેખન વાચનનું શિક્ષણ સંપાદન કર્યું નહોતું. લોકોના મ્હોં સિવાય ધર્મકર્મનો ઉપદેશ અન્ય કોઇ સ્થળેથી તેણે સાંભળ્યો નહોતો. સ્વાર્થત્યાગ કોને કહે છે એ તે જાણતી નહોતી; તેથી વૈધવ્ય એ સમાજદૃષ્ટિથી મંગલકર અને પવિત્ર, નિષ્કામ ધર્માચરણનો માર્ગ છે એ પણ તે જાણતી નહોતી.

ફોઈબાને યૌવનની જ્વાળા નહોતી. **'वृद्धा नारी पतिव्रता'** એ સૂત્ર અનુસાર તેઓ પોતાની વૃદ્ધાવસ્થાને લીધે યૌવનની ઉપાધિમાંથી મુક્ત થયાં હતાં; પરંતુ તેઓ પોતે જેવાં કઠોર શુદ્ધાચરણવાળાં હતાં તેવી શુદ્ધાચરણવાળી સઘળી આર્યવિધવાઓ હોવી જોઇએ એવો તેમનો મત હતો. શ્યામા તો તેમની ચક્ષુશૂળ થઇ પડી હતી એ અમે

જણાવી ચુક્યા છીએ. જો કોઇ પુરુષ કોઇ સ્ત્રીની સાથે વિશેષ સમય સુધી વાતચિત કરતો તેમના જોવામાં આવતો તો તરત જ તેમના અંતરમાં સંદેહ ઉત્પન્ન થતો હતો. તેઓ સ્નાન, પૂજા અને રસોઈ-ના સમયે કોઇને પણ સ્પર્શ કરતાં નહિ. તેમની વાતચિત ઉપરથી તો એવો ભાસ થતો હતો કે, પૃથિવી ઉપર જેટલું બધું પુણ્ય છે એ સઘળું તેમના શરીરમાં જ છે—બીજા કોઇ પણ સ્થળે છે જ નહિ. તેમના સિવાય બીજાં સઘળાં મનુષ્યો પાપાસક્ત છે. આ ચિંતાથી ફોઇબા વ્યાકુળ થઇ રહેતાં હતાં. અમુકની સાથે અમુક દુરાચારી થયું છે, અમુક છોકરીની સાથે અમુક છોકરો હસીને વાતચિત કરે છે, અમુકની વહુ ઝેર ખાઇને મૃત્યુ પામી છે એવી હકીકત જ ફોઇબાના મુખદ્વારા સાંભળવામાં આવતી હતી. રસોડામાં રસોઈ બનાવતાં, હરિ-નામની માળા જપતાં તથા અન્ય કોઇ કામ કરતાં તેમના મુખે સર્વ આવી જ હકીકત સાંભળી શકતાં હતાં.

—:o:—

# પ્રકરણ ૮ મું.

## વેશ્યાનું વિશ્રામાલય.

રજનીકાન્ત જ્યારે અભ્યાસ કરતો હતો ત્યારે રમાનાથ નામનો તેનો એક સહાધ્યાયી હતો. તેનું વય રજનીકાન્ત કરતાં એકદોઢ વર્ષ વધારે હતું. રજનીકાન્તે વિદ્યાલયને છેવટના નમસ્કાર કર્યા તે પહેલાં એક વર્ષથી રમાનાથે પણ અભ્યાસનો ત્યાગ કર્યો હતો. વિદ્યાલય પ્રત્યે તેને વિશેષ આસ્થા નહોતી. પોતે ઘેર રહીને વિદ્યાભ્યાસ કરે છે એમ તે પોતાના મિત્રમંડળને કહેતો હતો. રજનીકાન્ત સાથે રમા-

નાથનો વિદ્યાલયમાં જેવો સંબંધ હતો તેવો સંબંધ વિદ્યાલયનો ત્યાગ કર્યા પછી પણ કાયમ રહ્યો. પહેલાં જેવી રીતે હમ્મેશાં બન્નેની મુલાકાત થતી હતી તેવી મુલાકાત જો કે હમણાં થતી નહોતી–છતાં કોઈ કોઇ સમયે તેઓ બન્ને એક બીજાને મળતા હતા. દીનબંધુના ભયથી રમાનાથ રજનીકાન્તને ઘેર વિશેષ આવજા કરી શકતો નહોતો. રજનીકાન્ત જ તેને ઘેર જતો યા તો રસ્તામાં બન્નેની મુલાકાત થતી.

રજનીકાન્ત જાણતો હતો કે, રમાનાથ ઘણો બુદ્ધિશાળી છે. રજનીકાન્તનામાં વિશેષ બુદ્ધિ નહોતી. દિનપ્રતિદિન તેમનું બન્નેનું બંધુત્વ સુદૃઢ થતું હતું. રમાનાથ પોતાના સંબંધી વિવિધ પ્રકારની હકીકત રજનીકાન્તને કહેતો હતો. એ સઘળી હકીકત સાંભળી રમાનાથની પ્રખર બુદ્ધિ જોઇ રજનીકાન્તે નિશ્ચય કર્યો હતો કે તેનો મિત્ર એક દિવસે ઘણો મહાન્ પુરૂષ બની જશે ! કહેવાની આવશ્યકતા નથી કે, આવો વિશ્વાસ રમાનાથને પોતાને પણ હતો.

રમાનાથ દેખાવડો યુવક હતો. તેની સુંદર ગૌર કાયા હતી. મસ્તક ઉપર ફૅન્સી સ્ટાઇલથી તે વાળને ઓળી રાખતો હતો. તે દરિદ્ર હતો તો પણ તેને ફૅશનેબલ કપડાં પહેરવાનો મૂળથી જ શૉખ હતો. પૉલિસ કરેલું શર્ટ, કૉલર, ટાઇ, મસ્તક ઉપર બેંગલોર કૅપ, શર્ટ ઉપર ક્રિશ્ચિયનનો સીવેલો હાફ્કોટ અને પગમાં બોસ્ટોકના બુટ પહેરી ગર્વથી તે બજારમાં ફરતો જોવામાં આવતો હતો. આ સઘળી વસ્તુઓ ખરીદવાના પૈસા ક્યાંથી આવતા હતા તે તો એ જાણે !

કોઈ પણ પ્રકારથી રમાનાથ અજ્ઞાત નહોતો. ગાવા બજાવવામાં, વાતોવાતચિત અને ઠઠ્ઠામશ્કરી કરવામાં તે એક્કો હતો; એની બુદ્ધિ પણ ઘણી તીવ્ર હોય એવો ભાસ થતો હતો. પોલિટિક્સ, સાહિત્ય, સમા-

જોન્નતિ, ધર્મસંસ્કાર વગેરે સર્વ વિષયોનો તે વાદવિવાદ કરતો હતો.

એક દિવસે સ્હાંજે રજનીકાન્ત પોતાના ઘરમાં બેઠો હતો એવામાં રમાનાથ નટવરમોહનના વેષમાં, લાકડી હલાવતો હલાવતો ત્યાં આવી પહોંચ્યો. રજનીકાન્તે કિંચિત્ ભીત અને કિંચિત્ આશ્વસ્ત થઇને કહ્યું:—" સારું થયું કે, આજે પિતાજી ઘેર નથી. તેઓ કાર્યાર્થે બ્હાર ગયા છે. "

રજનીકાન્તની વાતને રમાનાથે ઉડાવી દીધી. તેણે કહ્યું:—" તું શું હમ્મેશાં બાળક જ રહેવાનો કે ? પિતાશ્રી કાંઇ વાઘ નથી કે તેઓ જોતાંની સાથે જ ગળી જાય ! "

રજનીકાન્ત:—તો પણ પ્રકૃતિ પડી ગઈ હોય છે, તે જતી નથી.

રમાનાથ:—જ્યાં સુધી તારો આ બ્હીકણ સ્વભાવ દૂર થશે નહિ ત્યાં સુધી તું માણસ થઈ શકીશ નહિ !

ઉત્તર નહિ જડવાથી રજનીકાન્ત હાઃ હાઃ કરતો હસી પડયો. રમાનાથે કહ્યું:—"ચાલ, આજે આપણે ફરવા જઇએ."

રજનીકાન્ત:—કદાચ રસ્તે પિતાશ્રી મળી જાય તો ?

રમાનાથ:—તો તો પછી રસ્તામાં જ તને ગળી જાય !

આમ કહીને રમાનાથ હસવા લાગ્યો. રજનીકાન્ત શરમાઈ ગયો. તેણે બીજું કારણ દર્શાવ્યું કે:—" આકાશ વાદળાંઓથી ઘેરાઈ ગયું છે; તેથી જો કદાચ વૃષ્ટિ થાય તો ? "

રમાનાથ:—ત્યારે તો તું ઘરમાં નિરાંતે બેસી રહે; હું એકલો ફરવા જઈશ. હું તને સાથે લઇ જવાને માટે અહિં સુધી આવ્યો તો પણ તું તારા વિચારથી ડગતો નથી એ વ્યાજબી છે કે ?

અંતે નિરૂપાયે રજનીકાંત રમાનાથની સાથે બ્હાર ફરવા જવા તૈયાર થયો, તથા બન્ને મિત્રો બ્હાર ફરવા જવાને માટે નીકળી પડયા.

બીજી તરફ આકાશમાં અંધકારનું પ્રચંડ સામ્રાજ્ય પ્રસરતું હતું. વાદળાંઓ ધીમે ધીમે ચારે દિશાએથી દોડતાં દોડતાં આવીને બીજાં વાદળાંઓની સાથે એકત્ર થઇ જતાં હતાં. આકાશમાં જે પંખીઓ હતાં તે વિશેષ ઉંચે જઇને ઉડવા લાગ્યાં. કાગડાઓ આકાશમાંથી પૃથિવી ઉપર ઉતરી આવવા લાગ્યા.

વૃષ્ટિ થવા લાગી. રજનીકાન્ત અને રમાનાથ વૃષ્ટિમાં પણ આગળ ચાલી નીકળ્યા. રજનીકાન્તે પ્રશ્ન કર્યો, " કયી તરફ જઇશું ? "

" પાલવા તરફ "

" ઓહો ! પાલવા બંદર તો ઘણે દૂર છે, વૃષ્ટિ વિશેષ પડશે તો આપણે ઘેર આવતાં સુધીમાં તો ભીંજાઇ જઇશું. "

" તો ચાલ, આપણે બીજી તરફ જઇએ. "

રમાનાથ મુંબાઇના પ્રત્યેક રસ્તાથી—પ્રત્યેક ગલી કુંચીથી વાકેફ હતો. તરત જ રમાનાથ રજનીકાન્તને પીલહાઉસ તરફ લઇ ચાલ્યો. વર્ષાદ ઘણા જોરથી પડવા લાગ્યો. પોતાના શબ્દો સત્ય ઠર્યાથી રજનીકાન્તે હાસ્ય કરીને રમાનાથને પ્રશ્ન કર્યો:—" હું તો પ્રથમથી જ કહેતો હતો ! "

" શું કહેતો હતો ? "

" વર્ષાદ ઘણો પડશે. "

" ત્યારે તો તું ભવિષ્યવાદી ખરો ! "

ધીમે ધીમે વર્ષાદનું જોર વળી પાછું વધી પડયું. રમાનાથ એક સુંદર બંગલાના દ્વારની આગળ આવીને ઉભો રહ્યો. રજનીકાંત પણ તેની પાસે ઉભો રહ્યો. બંગલામાં પ્રવેશ કરવાનું દ્વાર ખુલ્લું હતું. રમાનાથને એ ખુલ્લા દ્વારમાં પ્રવેશ કરતો જ્યારે રજનીકાન્તે જોયો ત્યારે તેણે કહ્યું:—" કોના બંગલામાં પ્રવેશ કરે છે ? હમણાં કોઈ

જાણશે તો આપણાં બન્નેનાં હાડકાં ખોખરાં કરી નાખશે. ”

રમાનાથે સ્મિત હાસ્ય કરીને કહ્યું:—“ કેવી રીતે આપણાં હાડકાં ખોખરા કરી નાખે છે, તે હમણાં આપણે જોઈ શકીશું. ”

આમ કહીને રમાનાથે ખુલા પ્રવેશ દ્વાર આગળથી ત્રણ વખત સીટી વગાડી; તરત જ બંગલામાંથી કોઇએ પ્રશ્ન કર્યો:—“કોણ છે?”

રજનીકાન્તે રમાનાથને કહ્યું:—“આ તો કોઈ યુવતીનો સ્વર હોય એમ લાગે છે. બંગલામાં કોઇ પણ પુરુષ હોય એમ જણાતું નથી. ચાલ, કોઈ સ્ત્રીના ઘરમાં રાત્રે પ્રવેશ કરવો ઉચિત નથી. ”

“ સ્ત્રીજાતિ પણ ત્હારા પિતા પ્રમાણે તને ગળી જશે કે ? ”

રજનીકાન્ત ઉત્તર આપે તે પહેલાં તો બંગલામાંથી એક યુવતી દાદર ઉતરીને નીચે આવી ચઢી. રમાનાથને જોતાંની સાથે જ તેણે કહ્યું:—“ કોણ રમાનાથ કે ? માફ કરજો હોં કે, મેં આપને ઓળખ્યા નહોતા. અહિં શા માટે ઉભા રહ્યા છો ? ઉપર પધારોને ! ”

રજનીકાન્તે પોતાની આટલી ઉમર સુધીમાં વેશ્યા કે વેશ્યાના ઘરને નિહાળ્યું નહોતું; પરંતુ ખરાબ સોબતના પરિણામે તે આજે રમાનાથની સાથે એક વેશ્યાને ત્યાં આવી ચડ્યો. તે ધ્રુજી ઉઠ્યો. મૂઢની માફક તે રમાનાથના મુખ તરફ જોઇ રહ્યો. બ્હાર મુશળધાર વૃષ્ટિ પડતી હતી.

રમાનાથે યુવતીના તરફ જે કટાક્ષબાણ ફેંક્યું તે રજનીકાન્તના જોવામાં આવ્યું નહિ. યુવતીના શબ્દો સાંભળી રમાનાથે રજનીકાન્તને કહ્યું કે:—“ મ્હારી સાથે આવ: આપણે થોડા સમય સુધી જઇને બેસીએ. વૃષ્ટિ બંધ થઈ જશે એટલે આપણે ચાલ્યા જઈશું. ”

રજનીકાન્તે ઘણો ભય પામીને કહ્યું:—ના, અહિં જ ઠીક છે.

રમાનાથે તેના કાનમાં કહ્યું:—એક યુવતીનો આટલો બધો ભય

રાખતાં તને શરમ આવતી નથી ? થોડા સમય મારી સાથે આવીને બેસવામાં તને શી હરકત છે ? "

રમણીએ અતિ મધુર સ્વરે કહ્યું:—" આપ થોડા સમયને માટે ઉપર પધારોને ! એથી કરીને આપને કોઇ જાતની હરકત થવાની નથી. વૃષ્ટિ બંધ પડી જાય એટલે આપ સુખેથી ચાલ્યા જજો. "

રમાનાથની સાથે જ્યારે રમણી પ્રથમ વાત કરતી હતી ત્યારે તેનો સ્વર જુદી જાતનો હતો, રજનીકાન્ત સમજી શકયો કે રમણીએ ફરીથી જે શબ્દો કહ્યા તે પોતાને સંબોધીને જ કહ્યા છે.

રજનીકાન્તે એક વખત ઉંચી નજર કરી પાછું નીચું જોયું; પરંતુ તે જાણી શકયો કે, રમણી તેના તરફ ટગર ટગર જોઈને સ્મિતહાસ્ય કરી રહી છે.

રમાનાથે રજનીકાન્તનો હાથ પકડીને કહ્યું:—" ચાલ ચાલ, શો વિચાર કરે છે, આપણે થોડા સમયમાં જ અહિંથી ચાલ્યા જઇશું."

રજનીકાન્ત મ્હોટી મુશ્કેલીમાં ફસાઇ પડયો. બળ દર્શાવવું તેણે વ્યાજબી વિચાર્યું નહિ. રમણી ઉભી ઉભી સઘળા પ્રકારનું દર્શન કરતી હતી, અને રજનીકાન્ત નિરુપાયે રમાનાથની સાથે બંગલાની અંદર ગયો.

બન્ને મિત્રો રમણીની પાછળ પાછળ મેડા ઉપર ચઢીને એક સુંદર, આકર્ષક ઓરડામાં ગયા. એ ઓરડામાં એક છત્ર પલંગ પડેલો હતો, તથા તેના ઉપર સુગંધિત ચાદર સુસજ્જિત રીતે પાથરવામાં આવી હતી. ઉશીકા નજીક બે ચાર પુષ્પમાળાઓ પડેલી હતી. સેન્ટ તેમ જ સ્વદેશી અત્તરોની સુગંધથી સમસ્ત ઓરડો સૌગંધપૂર્ણ બની રહેલો માલૂમ પડતો હતો. ઓરડાની દિવાલ ઉપરનાં ચિત્રો પુરુષ તેમ જ સ્ત્રીની કામેચ્છાને ઉત્તેજિત કરવાના કારણરૂપ થઈ પડે એવાં મોહક હતાં.

રજનીકાન્ત પોતાના સન્મિત્રના આગ્રહથી તેની સાથે પલંગ ઉપર બિછાવેલી શય્યા ઉપર બેઠો. થોડા સમયમાં જ રમણી એક ચાંદીની તાસકમાં બે પાન, સોપારી, ઇલાયચી વગેરે સામાન લઇ આવી તથા તેણે પોતાના હાથમાંની તાસક રજનીકાન્ત આગળ ધરીને કહ્યું:– " આ દાસીનું પાન આરોગવાની કૃપા કરશો ? "

રજનીકાન્તે રમાનાથ તરફ નજર કરીને કહ્યું:–" ના, હું પાન ખાઇશ નહિ. "

રમણીએ હસીને કહ્યું:–" તમે ભય શા માટે રાખો છો ? મ્હારા ઘરનું પાન નથી, બજારમાંથી મંગાવવામાં આવ્યું છે."

રમાનાથે રજનીકાન્તને કહ્યું:–" રજની ! ત્હારા જેવો ચક્રમ તો આ સમસ્ત વિશ્વમાં અન્ય કોઇ ભાગ્યે જ હશે ! પાન ખાવામાં પણ પાપ લાગી જાય કેમ ? " આમ કહીને તે બે પાન ખાઇ ગયો તથા બીજાં બે પાન તેણે રજનીકાન્તના મુખમાં જોરજુલ્મથી ઘાલી દીધાં. રજનીકાન્ત પોતાના મુખમાં પડેલાં પાન નાખી દઇ શક્યો નહિ.

ત્યાર પછી રમણીએ સીઝરની સીગારની પેટી તથા મેચીસ શય્યા ઉપર મૂક્યાં; પરંતુ રજનીકાન્તે કોઈ પણ પ્રકારે સીગાર પીવાની સંમતિ દર્શાવી નહિ. રમાનાથે રમણીને કહ્યું–" ડિયર ! ભલે, એ સિગાર ન પીએ એમાં શી હરકત છે ! " આમ કહીને રમાનાથ એક સીગારને સળગાવી ધૂમ્રપાન કરવા લાગ્યો.

રમણીનું નામ સુંદર હતું ! સુંદર રજનીકાન્તની આગળ ઉભી રહી હતી; પરંતુ રજનીકાન્તનું અને પોતાનું નેત્રમિલન ન થાય એવી રીતે તે ઉભી રહી હતી. રજનીકાન્ત બે ચાર વખત સુંદરના મુખનું દર્શન કર્યા સિવાય શાંત રહી શક્યો નહિ. સુંદરે પોતાના

સ્તનને છુપાવી રાખવાને માટે સીલ્કની એક પાતળી તસતસતી ચોળી પહેરી હતી. આ સિવાય તેણે એક આસમાની રંગની ઘણી પાતળી સાડીથી પોતાના મોહક શરીરને ઢાંકી દીધું હતું. પગમાં ઝરીથી ભરેલી સપાટો શોભી રહી હતી. તેનો કેશકલાપ તેની પીઠ ઉપર સ્વચ્છંદતાથી નૃત્ય કરતો હતો. તેની ઉમ્મર લગભગ સત્તર વર્ષની હતી. નેત્રો વિશાળ તેમ જ ચંચળ હતાં; આળસ તેમ જ આવેશથી ભરેલાં હતાં. વિજળીના જેવો તીવ્ર કટાક્ષ ફેંકી શકે એવાં હતાં. ઓષ્ટાધર લાલચોળ હોઈ અમૃતરસથી પરિપૂર્ણ હોય એમ જણાતા હતા. શરીરમાંથી યૌવન ઉભરાઇ જતું હતું. પ્રત્યેક કટાક્ષમાં રજનીકાન્ત આ સર્વાંગસુંદર રૂપના એક એક અંશને જોઇ શક્યો.

કેટલાક સમય પછી વૃષ્ટિ બંધ પડી ગઇ. રમાનાથ એક વખત ઉઠીને બ્હાર છજામાં ગયો. સુંદર પણ છજામાં જ ઉભી રહી હતી. છજામાંથી પાછા ફરતી વખતે રમાનાથે ધીમેથી સુંદરને કહ્યું કેઃ—"બરાબર સાવચેતીથી કામ લેજે. એકદમ ભડકાવી નાખીશ નહિ !"

સુંદરે રમાનાથને કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેણે માત્ર એક કટાક્ષ ફેંકીને જ પોતાની શક્તિનો ખ્યાલ કરાવ્યો. એ કટાક્ષનો અર્થ એવો હતો કે, "મ્હને તમારે કાંઇ શિખવાડવું પડે તેમ નથી."

રમાનાથ છજામાંથી પાછો જ્યારે રજનીકાન્ત પાસે આવ્યો ત્યારે રજનીકાન્તે પલંગ ઉપરથી નીચે ઉતરી કહ્યું:—"હવે વૃષ્ટિ બંધ થઇ ગઇ છે; ચાલ, આપણે ઘેર જઇએ." રજનીકાન્ત આમ કહીને ઉત્તરની રાહ જોયા સિવાય બૂટ પહેરવા લાગ્યો.

હવે વધારે ખટપટ કરવાથી સારું પરિણામ આવશે નહિ. એવા વિચાર કરીને રમાનાથ પણ ચાલ્યો જવાની તૈયારી કરવા લાગ્યો. તેણે રજનીકાન્તને કહ્યું:—"જેણે પ્રેમથી આપણને વર્ષાદથી

ભીંજાતા બચાવ્યા છે, તેને આપણે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આ-પવો જોઇએ."

સુંદર પણ રમાનાથનાં આ વચનો સાંભળી શકી. તેણે કહ્યું:—"અરે મ્હારું એવું ભાગ્ય કયાંથી કે તમારા જેવા નવયુવકોનાં પ-ગલાં મ્હારે ત્યાં થાય !"

રમાનાથે રજનીકાન્તને કહ્યું:—"શેકહેન્ડ કરીશ નહિ કે ?"

સુંદરે જાતે જ આગળ આવીને એકાએક રજનીકાન્તનો હાથ પોતાના હાથમાં લીધો, તથા કહ્યું:—"હવે પાછા કોઈ દિવસે દાસી ઉપર દયા લાવીને અત્રે પધારશો કે ?" આ સમયે સુંદરનો સ્વર એટલો બધો કોમળ હતો કે જે સાંભળતાં પાષાણ પણ પીગળી જાય !

રજનીકાન્તનું સમસ્ત શરીર પસીનાથી ભીંજાઈ ગયું. ચોરની માફક તેણે કહ્યું.—"આ રસ્તે હું કદાપિ આવતો નથી."

સુંદરે પૂર્વના જેવા સ્વરે કહ્યું:—"કદાચ કોઇ સમયે રસ્તો ભૂલી જાઓ તો પણ અહિં નહિ આવો કે ?" આમ કહીને તેણે ધીમેથી રજનીકાન્તનો હાથ દાબ્યો.

સૂર્યનાં તેજસ્વી કિરણોથી જે પ્રમાણે બરફ પીગળી જાય તે જ પ્રમાણે આ હસ્તના દબાણથી રજનીકાન્ત પીગળી ગયો. તેનાથી એક પણ અક્ષરનો ઉચ્ચાર થઈ શકયો નહિ. સુંદરના હાથમાંથી પોતાનો હાથ છોડાવી કેવી રીતે મુક્તિ મેળવવી એ સંબંધીનો તે વિચાર ક-રવા લાગ્યો. સુંદર ધીમે ધીમે રજનીકાન્તની છેક પાસે આવીને ઉભી રહી. તેના નિશ્વાસ રજનીકાન્તના મુખને સ્પર્શ કરવા લાગ્યા ત્યાર પછી બે ત્રણ વખત સુંદરે રજનીકાન્તનો હાથ ધીમેથી દબાવીને છોડી દીધો. પોતાનો છુટકારો થતાં જ રજનીકાન્ત ત્વરાથી દાદર ઉતરીને બંગલાના ઓટલા ઉપર જઈને ઉભો રહ્યો. રમાનાથ સુંદરની

સાથે શેકહેન્ડ કરી તેના ગુલાબી અધરોષ્ઠ ઉપર ચુંબન કરીને ધીમે ધીમે દાદર ઉતરી નીચે આવ્યો.

રસ્તે જતાં જતાં રમાનાથ રજનીકાન્ત આગળ વેશ્યા સુંદરની પ્રશંસા કરવા ભાગ્યો. રૂપગુણના પ્રશંસા થઈ ગયા પછી તેણે રજનીકાન્તને એવાં સુદ્ધાં પ્રમાણો દર્શાવી આપ્યા કે એ વેશ્યા સુંદરનું ચરિત્ર બીજી વેશ્યાઓના જેવું કલંકિત નથી. તેની અવકાશે મુલાકાત લેવામાં કોઇ પણ પ્રકારનો દોષ નથી.

જ્યાં સુધી રજનીકાન્ત જાણીતા રસ્તા સુધી જઈ પહોંચ્યો નહિ ત્યાં સુધી તે શાન્તિથી રમાનાથ સાથે આગળ વધ્યો. પ્રત્યેક ક્ષણે તેને એવો ભય થવા લાગ્યો કે, "કદાચ પિતાજી રસ્તે મળી જશે તો !" જ્યારે તે જાણીતે રસ્તે જઇ પહોંચ્યો ત્યારે તેણે પોતાના ક્રોધની જ્વાળાને મનમાંથી બ્હાર કાઢવા માંડી. ગુસ્સાના આવેશમાં તેણે રમાનાથને અનેક નહિ સાંભળવા જેવાં વચનો સુદ્ધાં સંભળાવી દીધાં. અંતે તેણે કહ્યું:—" હવે હું કોઇ પણ દિવસે ત્હારી સાથે ફરવા આવીશ નહિ. વળી હવે હું ત્હારી મિત્રાચારી રાખવાની ઇચ્છા ધરાવતો નથી." આમ કહી તે રમાનાથનો ત્યાગ કરીને ત્વરાથી પોતાના ઘર તરફ ચાલી નીકળ્યો, અને અંતઃકરણના ઉંડાણમાંથી તેનાથી બોલાઇ જવાયું:—" આ તે રમણી કે રાક્ષસી ? "

રજનીકાન્તનાં વાગ્બાણોની રમાનાથના મન ઉપર સહજ પણ અસર થઈ નહિ. તે "હાં રે સૈયાં પડું મેં તોરે પૈયાં........."નું ગાયન લલકારતો લલકારતો પોતાને ઘેર જઇ પહોંચ્યો.

:x:

# પ્રકરણ ૯ મું.



## સ્નેહલગ્ન કે દેહલગ્ન ?

સ્વર્ણમયીનો વિવાહ થયાને થોડો વિલંબ થયો ખરો; પરંતુ અંતે તો તેનો વિવાહ થયો જ. મુંબાઇથી થોડે દૂર આવેલા એક ગામમાં તેનો સંબંધ નક્કી થયો. જો કે પ્યારીમાધવની જેવી ઇચ્છા હતી તેવો યુવક મળી આવ્યો નહિ, તોપણ એકંદર રીતે જોવા જતાં જે યુવકની સાથે સંબંધ નક્કી કરવામાં આવ્યો તે યુવક થોડા ઘણા અંશે શ્રીમંત હતો. પ્રસ્તુત કથા પ્રસંગે તે મુંબાઇમાં જ નિવાસ કરતો હતો. વળી સ્વર્ણમયીની ઉંમર મ્હોટી થયેલી હોવાથી તેને વધારે વખત સૂધી પ્યારીમાધવ કુમારિકા રાખી શકે તેમ નહોતું. રાત્રિદિવસ તેમને સમાજની નિંદાનો ભય લાગ્યા કરતો હતો. વિવાહ પ્રસંગે પાત્ર કેવું છે, તેનો કોઇએ વિચાર કર્યો નહિ. પાત્રનાં માબાપ કેવાં છે, તે જાણવાની જ સર્વની ઇચ્છા હતી. સાસરાની પરિસ્થિતિ ઉપર જ કન્યાના સુખદુ:ખનો આધાર હોય છે. જેની સાથે વિવાહ થવાનો હોય છે, તેના સંબંધી વિશેષ હકીકત જાણવાની કોઈ જીજ્ઞાસા રાખતું નથી.

વિવાહનો દિવસ સ્વર્ણમયીના પક્ષમાં સ્વપ્નની માફક ચાલ્યો ગયો. વિવાહ શા માટે કરવો જોઇએ ? એ પ્રશ્ન જ સ્વર્ણમયીના અંતઃકરણમાં વારંવાર ઉપસ્થિત થતો હોવાથી વિવાહ કરવામાં તે સંમત નહોતી. પોતાની નામરજી જાણીને માતાને દુઃખ થશે એમ ધારીને તે પોતાના મનની વાત કોઇને કહેતી નહિ. વળી તે પોતાના અંતરની વાત સખીમંડળને કહેવાને પણ શરમાતી હતી. તે એકાંત મળ-

તાંજ રુદન કર્યાં કરતી હતી. વિવાહને દિવસે તેણે એકાંત મેળવીને આખો દિવસ રુદન કર્યાં કર્યું. અનેક માણસોએ તેને અનેક પ્રકારે સમજાવી, તેની માતાએ પણ રુદન કરતાં કરતાં તેને સાંત્વન આપવાના યત્ન કર્યા; પરંતુ ખરી હકીકત કોઈ પણ જાણી શકયું નહિ. સ્વર્ણમયી પોતે પણ પોતાના દુઃખનું સઘળું રહસ્ય સમજતી નહોતી. તે માત્ર એટલું જ સમજતી હતી કે, તેના શિરે ભયંકર સંકટ આવી પહોંચ્યું છે. તેને પોતાનું જીવન અંધકારપૂર્ણ થઇ જતું હોય એવો ભાસ થવા લાગ્યો. એ અંધકારપૂર્ણ જીવનનું સ્વપ્નસમ દર્શન થતાં જ સ્વર્ણમયી ભયથી કંપવા લાગી. અરેરે ! કયાં છે સ્વર્ણમયીનું પ્રથમના જેવું સરળ, સુખપૂર્ણ, હાસ્યવિકસિત મનોહર મુખ ! કયાં છે પ્રથમના જેવું સુખદુઃખથી પરિપૂર્ણ પ્રભાત જગત્ ! એ સઘળી વાત હમણાં વિસ્મૃત થઈ ગઈ. તેને યાદ આવ્યું પેલું ઉદ્યાનમાંનું ન્હાનું તળાવ. અને સંધ્યા સમયનો સૌગંધપૂર્ણ સમીર. પૂર્વસ્મૃતિ તેનાં નેત્રો આગલ તરવરવા લાગી. હેમંતકુમાર સાથે ઉદ્યાનમાં થયેલી થોડી વાતચિત સ્મૃતિપ્રદેશમાં હાજર થઇ. પ્રેમમય ચુંબનના પ્રેમસ્પર્શની કલ્પના જાગ્રત થઇ. એ ચુંબનનું ચિહ્ન અધર ઉપર કેમ રહ્યું નહિ ! જે સ્પર્શ તપાવેલા લોઢાના ચિહ્ન કરતાં પણ વિશેષ વખત સુધી કાયમ રહી શકે છે, જે સ્પર્શથી સર્વદા સર્વાંગ કંપી ઉઠે છે, જે સ્પર્શથી હૃદય અને પ્રાણ પર ચિહ્ન થાય છે, તેનું એક પણ ચિહ્ન બ્હાર કેમ રહેતું નથી ? જો રહેતું હોય તો બિચારી સ્વર્ણમયીને આટલું બધું કષ્ટ સહન કરવું પડત નહિ. તેના મુખ ઉપર એ ચિહ્ન જોઇને સર્વ તેને પૂછયા કરત કે 'એ શાનું ચિહ્ન છે ?' એવા પ્રસંગે સ્વર્ણમયી સર્વને એવો ઉત્તર આપી શકત કે એ ચિહ્નનો કર્ત્તાજ તેના દેહનો તથા જીવનનો પ્રભુ છે. તે સમયે એ કોઈ પણ પ્રકારના સંકોચ

સિવાય કહી શકત કે એ ચુંબનનો કર્તા જ તેનો પતિદેવ છે. પરંતુ ચિહ્નની નિશાની સિવાય તે શું કહી શકે ? હૃદયમાં જે ચિહ્ન દિન-પ્રતિદિન વિશેષ ગંભીર થયે જતું હતું તેનું બ્હાર સહજ પણ નિશાન યા તો આકાર જણાતો નહોતો. વિવાહની રાત્રે સ્વર્ણમયી એટલું તો સમજી શકી કે એક પ્રકારની હકીકત તેને ગુપ્ત રાખવાની છે; તે સાથે તે એમ પણ અનુભવી શકી કે એ હકીકત ગુપ્ત રાખી શકાય એવી છે; પરંતુ ભૂલી શકાય એવી નથી.

વિવાહને બીજે દિવસે જ્યારે વરકન્યાને વિદાય થવાનો સમય થયો ત્યારે સ્વર્ણમયી પોતાની માતાના કંઠે દૃઢતાથી વળગી પડીને એવી રીતે રુદન કરવા લાગી કે, ઘણાં માણસો સુદ્ધાં તેને તેની માતાના કંઠથી છુટી કરી શકયાં નહિ. અંતે જોરજુલમથી તેને છોડાવીને ગાડીમાં બેસાડી. ફોઈબા સ્વર્ણમયીની આવી વર્તણુંકથી ઘણાં ગુસ્સે ભરાયાં; પરંતુ તેમના ગુસ્સાનો ભોગ સ્વર્ણમયીની વિધવા માતા થઈ પડી. તેમણે કહ્યું—:" છોકરીને નહિ છાજતાં લાડ લડાવી લડાવીને તદન બગાડી નાંખી છે. આટલી મ્હોટી છોકરીને જો કાંઈ પણ સમજ આપી હોય તો સાસરે જતાં આમ રડે ખરી કે ? જો સાસરે ગયા પછી પણ આવી રીતે રુદન કર્યા કરશે તો પછી આપણી આબરુ ધૂળધાણી થઈ જશે ! "

સ્વર્ણમયીની માતા, પુત્રીનો વિયોગ થતો હોવાથી પ્રથમથી જ રુદન કરતી હતી, પરંતુ આ સમયે તિરસ્કાર પામ્યાથી તે વળી વિશેષ રુદન કરવા લાગી.

શ્યામા સ્વર્ણમયીને જોઇને પોતાના વિવાહની વાતને યાદ કરતી હતી. જે સુખથી તે પોતે વંચિતા રહી હતી, તે સુખ સ્વર્ણમયીની અનિચ્છાએ પણ તેને ભોગવવું પડશે. દેવની આ કેવી લીલા ! જેને જે વસ્તુની ઈચ્છા હોય તેને તે વસ્તુ પ્રાપ્ત થતી નથી. ત્યારે જેને

જે વસ્તુની અનિચ્છા હોય છે. તે વસ્તુ તેને પ્રાપ્ત થાય છે. શ્યામાએ સ્વર્ણમયી પાસે જઇને હસતાં હસતાં કહ્યું:—"હમણાં તો તું સાસરે જતાં રડે છે, પરંતુ બે દિવસ પછી પાછી તું ઘેર આવતી વખતે રડીશ. અમારા વિયોગને લીધે ત્હારે અત્યારે જેટલું રડવું હોય એટલું રડી લે, કારણ વારંવાર અમારા વિયોગના વખતે તું કાંઇ રડવાની નથી.!"

સ્વર્ણમયી રુદન કરતી કરતી સાસરે ગઈ. સાસરે જતાં જ ભયને લીધે તેનું રુદન બંધ થઇ ગયું. માત્ર એક અઠવાડીઆનો સમય પણ તેને કારાવાસ તથા કુસ્વપ્ન જેવો થઇ પડયો. જ્યારે તે પાછી આવી પહોંચી ત્યારે તેને ઘણો જ આનંદ ઉપજ્યો. સઘળો પ્રકાર તેને સ્વપ્ન જેવો જણાવા લાગ્યો. વિવાહ સ્વપ્ન અને સાસરું પણ સ્વપ્ન. તે પ્રથમ જે પ્રમાણે રાત્રિદિવસ માતાની પાસે રહેતી હતી તે જ પ્રમાણે હમણાં પણ રહેવાની ઈચ્છા રાખતી હતી. જ્યારે તે કરમાં કંકણ અને કપાળમાં કુંકુંમની ટીપકી જોતી હતી ત્યારે તેનો ભ્રમ ઉડી જતો હતો. સધવાનાં ચિહ્નોથી સુસજ્જિતા થવાનો તેનો વિચાર સુદ્ધાં હતો કે? સ્વર્ણમયી પોતાને બિનગુન્હેગાર સમજતી હતી; તે માત્ર પોતાના ભાગ્યને દોષ દેતી હતી તથા જેમણે તેનો વિવાહ કર્યો હતો તેમને દોષ દેતી હતી.

માતા પાસે આવી પહોંચ્યા પછી સ્વર્ણમયી પૂર્વ પ્રમાણે રમત ગમત કરવા લાગી. પ્રેમ જે ઉમ્મરે સમસ્ત શરીર ઉપર પોતાની સત્તા બેસાડે છે, તે ઉમ્મર હજી સૂધી થઇ નહોતી. આકાશમાં વાદળાં અને વાયુની માફક કોઇ સમયે તેના મનમાં ચિંતા છવાઇ રહેતી હતી, તો કોઈ સમયે પાછું અંતરાકાશ નિર્મળ થઇ જતું હતું. હેમંતકુમાર પૂર્વે જે પ્રમાણે જતો આવતો હતો તે જ પ્રમાણે જવા આવવા લાગ્યો પૂર્વ પ્રમાણે બંને જણાં એક બીજાંની સાથે વાતચિત કરવા લાગ્યાં. પરંતુ પેલા ઉદ્યાનમાં આવેલા ન્હાના તળાવની પાસે થયેલી વાતચિતની

તેઓ પુનરાવૃત્તિ કરતાં નહોતાં! તો પણ બંનેની મુલાકાત થતાં એ પ્રકાર પ્રથમ યાદ આવતો હતો. સ્વર્ણમયી એમ ધારતી હતી કે, આવી સ્થિતિમાં જ તેનું જીવન પસાર થશે. હેમંતકુમારનું માત્ર દર્શન થતાં જ તે સંતુષ્ટ થતી હતી. તે એમ ધારતી હતી કે, આવા પ્રકારની નિર્દોષ મુલાકાત કરવામાં બન્નેમાંથી કોઇને પણ કાંઈ વિઘ્ન નડશે નહિ.

હેમંતકુમારના મનમાં આશંકા થવા લાગી. સ્વર્ણકુમારીના મનમાં જે વિચારો નહોતા આવતા તે વિચારો તેને આવતા હતા. તે સમજતો હતો કે, તેમના ઉભયના અંતરમાં જે અનુરાગ ઉત્પન્ન થયો છે તે આવા પ્રકારની મુલાકાતથી ઓછો નહિ થતાં ઉલટો વધશે. આમ છતાં સ્વર્ણમયીને ત્યાં નહિ જવા જેટલો સંયમ તે પોતાના મન ઉપર રાખી શકતો નહિ. લોક શું કહેશે તેની તે ચિંતા સુદ્ધાં રાખતો નહોતો. જ્યાં પ્રણય હોય છે ત્યાં વિવેકનું કાંઈ ચાલી શકતું નથી. સ્વર્ણમયી તો બે દિવસ પછી પાછી સાસરે ચાલી જશે, એટલે પછી તેમની ઉભયની મુલાકાત ભાગ્યે જ થશે. આવી કલ્પનાથી હેમંતકુમાર સ્વર્ણમયીને મળ્યા સિવાય રહી શકતો નહોતો. વળી ઉભયના મિલન વખતે કોઇ પણ પ્રકારની દુષણીય વાતચિત થતી નહિ.

આવી રીતે બન્ને જણાં પોતાના આત્માથી છેતરાવા લાગ્યાં. બુદ્ધિ હમ્મેશાં પ્રવૃતિની પાછળ પાછળ રહેનારી છે. જે દિશા તરફ હૃદયની ગતિ હોય છે તે જ દિશા તરફ વિવેકની ગતિ હોય છે. જે કાર્ય પ્રથમ તિરસ્કારપાત્ર જણાય છે, તેજ કાર્ય યુક્તિબળથી અંતે નિર્દોષ ઠરી શકે છે. પ્રથમ જે નહિ કરવા જેવું જણાય છે, તેના તરફ જ્યારે ચિત્ત ખેંચાય છે ત્યારે એ અયોગ્ય કાર્ય દોષશૂન્ય જણાય છે. સત્ય રીતે કહીએ તો સ્વર્ણમયી અદ્યાપિ પોતાના આત્માથી છેતરાતી નહોતી. કારણ કે અત્યાર સૂધી તેનું ચિત્ત અસ્થિર હતું. તેનામાં ખરા-ખોટાની પરીક્ષા કરવાનું જ્ઞાન નહોતું. હૃદયની સાથે મનનો વિરોધ

ઉપસ્થિત થયો નહોતો. બન્નેમાં આટલો ભેદ હતો. બન્ને જણાંને એક જ પ્રવાહ ધસડીને ખેંચી જતો હતો. હેમંતકુમાર એ પ્રવાહની વિરુદ્ધ જવાની ઇચ્છા રાખતો હતો ત્યારે સ્વર્ણમયી કોઈ પણ પ્રકારની ચિંતા રાખ્યા સિવાય એ પ્રવાહમાં ખેંચાયા કરતી હતી. તેઓ પોતે ક્યાં જાય છે, તેની કોઇને પણ માહિતી નહોતી. હેમંતકુમારને કેટલીક વખત એવો ભય લાગતો હતો કે તે પ્રબળ વેગમાં ખેંચાઇને સમુદ્ર તરફ જાય છે, તથા અંતે એ સમુદ્રમાં ડૂબવું પડશે. સ્વર્ણમયીને આવો ભય કદાપિ લાગતો નહોતો. પ્રેમમયી ચાંદનીના પ્રકાશથી પ્રકાશિત થઇ રહેલી શુભ્ર પ્રેમસરિતાના શીતળ જળમાં તે સ્વચ્છંદતાથી તણાતી હતી. ચારે દિશાએ શાંત તરંગ જણાતા હતા. કિનારા ઉપર સુગંધિત પુષ્પોદ્યાન જણાતું હતું. આ સિવાય સ્વર્ણમયી બીજું કાંઇ જોઇ શકતી નહોતી. જો એક ક્ષણને માટે જ એ ચાંદની વાદળાંઓથી છુપાઇ ગઇ હોત તો બધું સાફ થઈ જાત.

ભાગ્ય કહેવું હોય તો ભાગ્ય કહો, ભવિતવ્યતા કહો ગમે તેમ કહો પરંતુ આ પ્રવાહ સદા સર્વદા આ પ્રમાણે જ વહે છે. આ પ્રવાહમાં કોઈ ઇચ્છાથી તો કોઈ અનિચ્છાથી તણાય છે. એ પ્રવાહની વિરુદ્ધ કોઇથી જઇ શકાતું નથી. સ્વર્ણમયી અને હેમંતકુમાર આ પ્રણયપ્રવાહમાં તણાતાં તણાતાં ક્યાં જાય છે તે કોણ જાણે છે ?

---

## પ્રકરણ ૧૦ મું.

:o:

### સુધા કે હલાહલ ?

" મિથ્યા બધો સંસાર આ પરપંચનો દરબાર છે,
મિથ્યા બધી ઘટમાળ ને મનુ પરમ મૂરખરાજ છે."

—સૌ૦ જ્ઞાનમણી.

" તું પેલું ગાયન ગાને. "

" ના બ્હેન ! જોને અંધકાર થઈ જવા આવ્યો છે. ચાલ, આપણે હવે નીચે જઇએ; નહિ તો હમણાં સર્વ બકબક કરવા માંડશે."

" છો કરે, મ્હારી એ ગાયન શિખવાની ઘણી ઇચ્છા છે. વળી તું જાણે છે તો ખરી કે, આવા સમયે મ્હારાથી પુનઃ ત્હારા પાસે આવી શકાય તેમ નથી. "

" પણ આજે આટલી બધી શા ઉતાવળ આવી છે? એક દ્હાડો વળી થઈ રહેશે. "

" તું તો બહુ અભિમાનિની છે. મ્હને જો ત્હારી માફક ગાતાં આવડતું હોત તો તો હું રાત્રિ દિવસ ત્હારી પાસે બેસીને બસ ગાયા જ કરત ! હું તને ક્યારનીય કહું છું–મ્હારા સોગન દઉં છું છતાં તું તો એકની બે થતી જ નથી, એ વ્યાજબી છે કે ? આખું ગાયન ન ગાય તો માત્ર બે ચાર લીટીઓ પણ ગા ગાને ગા જ!"

પ્યારીમાધવના ઘરની અગાસીમાં બેસીને મુક્તકેશી શ્યામાને ગાયન ગાવાનો આગ્રહ કર્યા કરતી હતી. આજુબાજુ ચારુલતા, સ્વર્ણમયી તથા બીજી બે ત્રણ આડોશી પાડોશીની કન્યાઓ બેઠેલી હતી. સંધ્યા સમય થયો હતો. અંધકાર ધીમે ધીમે વધતો હતો.

અત્યાગ્રહ થવાથી શ્યામાએ ગાયન ગાવાની શુરુઆત કરી. જેવું તેણે ગાયન ગાવા માંડયું કે તરત જ કોઈનો કર્કશ અવાજ સંભળાયો કેઃ—"આ ભયંકર કળિકાળની છોકરીઓએ શું કરવા ધાર્યું છે તે સમજાતું નથી. છોકરીઓને તે વળી આટલા બધા ચાળા ચસ્કા શા ? ! જો અમારા વખતમાં આવી છોકરીઓ હોય તો માબાપો તેમને ગળે ટુંપો દઇને મારી નાખે ! અગર તો પોતે આત્મહત્યા કરે ! !

ફોઈબાનો શુષ્ક-કર્કશ સ્વર નીકળતાંની સાથે જ શ્યામાનું ગાન અટકી ગયું. ધીમે ધીમે હરીનામની માળા જપતાં જપતાં ફોઇબા જ્યાં આગળ યુવતીમંડળ બેઠું હતું ત્યાં આગળ આવી પહોંચ્યાં. ત્યાં આવી પહોંચ્યા પછી તેમણે કહ્યું:—" શ્યામા ! તું વિધવા છે; છતાં આવાં નાટકી ગાયનો કેમ ગાય છે ? શું હરીના નામનાં ભજનો કાંઈ ઓછાં છે ?"

જો આ પ્રસંગે શ્યામા એકલી હોત તો ફોઇબા થોડાં જ વાગ્બાણો છોડત; પરંતુ બીજી ચાર પાંચ યુવતીઓ હાજર હોવાથી તેમનો ક્રોધાગ્નિ વિશેષ સળગી ઉઠયો.

શ્યામા પણ એકલી હોય ત્યારે ફોઇબાનાં વાગ્બાણો સહન કરતી હતી; પરંતુ બે માણસોના દેખતાં તે એક પણ શબ્દ સાંભળી શકતી નહિ. તેણે ફોઇબાનાં વચનો સાંભળીને કહ્યું:—" ફોઇબા ! અંધકાર થઇ જવા આવ્યો છે માટે જલદી નીચે જતાં રહો, નહિ તો કદાચ દાદરો નહિ જડે અને તમે પડી જશો ! "

ફોઇબાના સાંભળવાંમાં આ વચનો આવ્યાં એટલે તેમનો ક્રોધ ઘણો વધી ગયો. તેમણે ક્રોધના આવેશમાં કઠોર સ્વરે કહ્યું:— "હું કાંઈ આંધળી નથી થઇ ગઇ ! ત્હારા ગુણો જોવાને માટે હું હંમેશાં બે આંખોને બદલે ચાર આંખો રાખીશ !" આમ કહીને ઉત્તરની રાહ જોયા સિવાય રીસમાં ને રીસમાં તેઓ મેડા ઉપરથી નીચે ઉતરી ગયાં. શ્યામા પણ ફોઇબાના ગયા પછી થોડી વારે નીચે ગઈ તો તેણે ફોઇબાને મ્હોટે સાદે રુદન કરતાં જોયાં. આવો પ્રકાર જોવામાં આવતાં જ આડોશ પાડોશની જે યુવતીઓ શ્યામા પાસે આવી હતી તેઓ ચુપચુપ ગચ્છંતિ કરી ગઇ.

આવી અડચણોને લીધે શ્યામા સાહસનો સંચય કરીને વારં-

વાર મુક્તકેશીની સાથે આમોદ પ્રમોદ કરી શકતી નહિ. તેની નિંદા કરવાને માટે યાતો નિંદા સાંભળવાને માટે ઘણાં માણસો એકઠાં થતાં હતાં; પરંતુ મુક્તકેશી સિવાય કોઈ તેને ગાયન ગાવાની વિનંતિ કરવા આવતું નહિ ! આવો પ્રકાર હોવાથી શ્યામા વારંવાર મુક્તકેશીને ત્યાં જતી હતી. શયનગૃહના બારણાં બંધ કરીને બંને જણીઓ સાથે સાથે ગાતી હતી, ત્યાં વાતચિત કરતી હતી, તથા ઇચ્છામાં આવે તે પ્રમાણે વર્તતી હતી. ફોઇબા મુક્તકેશીને ત્યાં જઇને શ્યામાનું અપમાન કરી શકતાં નહિ. એ માટે તેમના અંતરમાં ઘણું દુઃખ થઈ આવતું હતું.

મુક્તકેશીને ત્યાં થોડા સમયથી તેનો ભાઇ રામપ્રસાદ આવ્યો હતો. રામપ્રસાદની ઉમ્મર પંદર સોળ વર્ષની હતી. તે મુંબાઇમાં અભ્યાસ કરવાને આવ્યો હતો. તેના ઉપર તેની ભગિની મુક્તકેશીનો ઘણો સ્નેહ હોવાથી તેને પોતાની ભગિનીને ત્યાં કોઇ પણ પ્રકારનું દુઃખ પડતું નહિ. રામપ્રસાદ જ્યારે પ્રથમ મુક્તકેશીને ત્યાં આવ્યો ત્યારે સ્યામા તેને ત્યાં જતાં કાંઈક શરમાતી હતી. જ્યારે રામપ્રસાદ ઘરમાં હોય ત્યારે તે મુક્તકેશીને ત્યા જતાં સંકોચાતી હતી. શ્યામાનો આવો ભાવ જ્યારે મુક્તકેશીના જાણવામાં આવ્યો ત્યારે તેણે તેને કહ્યું:— " બ્હેન ! ત્હારે સંકોચ રાખવાનું કાંઈ કારણ નથી. રામપ્રસાદ તો હજી ન્હાનો બાળક છે, એની ત્હારે શા માટે શરમ રાખવી જોઈએ ?

મુક્તકેશીએ જ્યારે શ્યામાને આ પ્રમાણે કહ્યું ત્યારે તે રામપ્રસાદને પોતાનો ન્હાનો ભાઇ સમજીને મુક્તકેશીને ત્યાં જવા આવવા લાગી. ! રામપ્રસાદમાં એક મુખ્ય ગુણ એ હતો કે તે સારી રીતે ગાઇ શકતો હતો, તેનો સ્વર અતિ મધુર હતો. તે જે કાંઇ સાંભળતો તે વિના વિલંબે શિખી લેતો હતો; તેના આ ગુણને લીધે તે ત્વરાથી શ્યામાનો

પ્રિયપાત્ર થઈ પડયો. મુક્તકેશી અને શ્યામા તેને ચાર આનાના પૈસા આપીને કેટલીક વખત નાટકમાં ગાયનો શિખી આવવા મોકલતાં હતાં. રામપ્રસાદ હાવભાવથી ગાઈ સંભળાવતો હતો. આ સ્થળે અમારે જણાવવું જોઇએ કે, રામપ્રસાદ નાટકમાં જઈને એકલાં ગાયનો નહિ પરંતુ બીજું પણ થોડું ઘણું શિક્ષણ મેળવી આવતો હતો. નિશાળનો અભ્યાસ બાજુએ રહેતો અને તે તો બસ ગાનતાનમાં જ મસ્ત બનીને બિચારી શ્યામાને મસ્તાન બનાવી દેતો હતો.

આમ છતાં પણ રામપ્રસાદનો મુક્તકેશી અને શ્યામા સાથેનો સંબંધ પૂર્વ પ્રમાણે કાયમ જ રહ્યો. તે તેમની પાસે અનેક પ્રકારની રમત ગમત કરતો હતો, નાટકનાં ગાયનો ગાતો હતો, અને પ્રેમપૂર્ણ હાવભાવ કરી બતાવતો હતો. શ્યામાના શરીર ઉપર ઢળી પડતો હતો. જો કે તે દિવસે નિશાળે જતો તો પણ બપોરના વખતે પાછો ઘેર આવી પહોંચતો હતો. મુક્તકેશીના કરતાં શ્યામાની આગળ તે વિશેષ છુટથી વર્તતો હતો; પરંતુ આ પ્રકારનું પરિણામ ધીમે ધીમે બદલાઇ જવા લાગ્યું. જે વાત ભગિની આગળ કહેતાં રામપ્રસાદ સંકોચ ધરાવતો તે વાત તે શ્યામાને સહેલાઇથી કહી શકવા લાગ્યો. જો તે કાંઇ નવીન ગાયન શિખી લાવ્યો હોય તો તે પ્રથમ શ્યામાને જ ગાઈ સંભળાવી આનંદ પામવા લાગ્યો. શ્યામા પણ રામપ્રસાદને તેના વર્તનમાં સુધારો કરવાનું સૂચવતી નહિં. આમ છતાં તેને એમ લાગી આવતું હતું કે, રામપ્રસાદને તે છોકરવાદ સમજે છે; પરંતુ ખરી રીતે જોવા જતાં હવે એ છોકરવાદ રહ્યો નથી. રામપ્રસાદના ચાળા ચસ્કાથી જ્યારે તે ઘણી કંટાળી જતી ત્યારે થોડે દૂર ખશી જઇને હસ્તાં હસતાં કહેતી કેઃ—“ તું મ્હને આમ વ્યાકુળ શા માટે કરે છે ?”

રામપ્રસાદ પણ શરમાઈ જઇ થોડે દૂર જઇને અલ્પ સમય સુધી

સ્થિરતા ધારણ કરીને ઉભો રહેતો હતો.

કેટલીક વખત શ્યામાનું શરીર કંપી ઉઠતું હતું. તે સમજી શકી કે મુક્તકેશીના સ્પર્શમાં અને આ છોકરાના સ્પર્શમાં કોઈ અદ્દભુત ફેરફાર છે. જ્યારે તેને આવો વિચાર થઈ આવતો હતો ત્યારે થોડા દિવસ સૂધી તે સાવધાન રહેતી હતી. તે રામપ્રસાદના વિશેષ સંબંધમાં આવતી નહિ; પરંતુ પાછું ગાનતાન તેમ જ રસપૂર્ણ વાતચિત ચાલતાં તે સઘળું ભૂલી જતી હતી. ન્હાનો છોકરો પાછો ન્હાનો જ ગણાતો હતો.

શ્યામાના શૂન્ય, શુષ્ક, કમનસીબ જીવનમાં નૂતન પ્રકાશની ઝાંખી જ્યોતિ પ્રકાશી નીકળી. રાત્રે જ્યારે શય્યામાં સૂઇ રહીને તે પોતાની સ્થિતિ સંબંધીનો વિચાર કર્યા કરતી હતી. ત્યારે બીજાં માણસોની સુખ શાન્તિનું સ્મરણ કરીને તે માત્ર દુઃખી થતી નહિ; પરંતુ તેમના જેવી સુખશાન્તિનો ઉપભોગ ભોગવવાની ઇચ્છા સુદ્ધાં તેને થતી હતી. આવી ઇચ્છા થઇ આવતાં જ તેના હૃદય ઉપર ચિંતાની છાયા છવાઇ જતી હતી; આવી સ્થિતિમાં કેટલા દિવસ જશે ? કયાં સૂધી પોતાને આવું અસહ્ય દુઃખ ભોગવવું પડશે ? કયાં સૂધી પોતાની સમસ્ત વાસનાને શાન્ત રાખી શકાશે ? એ સર્વ વિચારોમાં જ તેની રાત્રિ પસાર થઇ જતી હતી. તેને પોતાના ભાગ્ય ઉપર તિરસ્કાર થઇ આવતો હતો. વિધાતાએ શા માટે તેને હીનભાગિની કરી ? શા માટે તેનું ખીલતું યૌવન ભોક્તા વિના સુકાઇ જવાનું ભાવીએ નિર્માણ કર્યું હતું આવું દુઃખ દેવા કરતાં ઈશ્વરે મૃત્યું જ કેમ નહિ દીધું ? આ સર્વ પ્રશ્નોથી તે આકુળ વ્યાકુળ બની જતી હતી; પરંતુ અંતે તે પોતાના ભાગ્યને દોષ દઇને શાન્ત થતી હતી. દીર્ઘકાળ સૂધો તે વિચાર કરી શકતી નહિ. તેનાં નેત્રોમાં આવા વિચારોને અંતે અશ્રુજળ ભરાઈ આવતું હતું. અનેક વિચારોને અંતે જ્યારે પ્રભાતકાળ થવા આવતો

ત્યારે તેને થોડી નિદ્રા આવતી. સ્વપ્નમાં તે રામપ્રસાદનું દર્શન કરતી, તેને પોતાના શરીર ઉપર ઢળી પડતો જોતી, તથા તેનું સુમિષ્ટ ગાન સાંભળી શકતી. પરિણામ એ આવ્યું કે, આવાં સ્વપ્નોને લીધે તે રામપ્રસાદની તરફ વિશેષ આકર્ષાવા લાગી. હલાહલ ને સુધા સમજી તેનું પાન કરવાનો વિચાર કરવા લાગી. કાંકરાને પારસમણિ સમજી તેને ગ્રહણ કરવાને તે અતિ આતુર બની જવા લાગી. હરિ! હરિ!!



# પ્રકરણ ૧૧ મું.



## સમાજસ્થિતિની ચર્ચા કે પરોપદેશે પાંડિત્યં !

એક મંગળ ઉત્સવના કારણે દીનબંધુને ત્યાં તેમના કેટલાક બાંધવો તથા સગાંવ્હાલાંઓ નિમંત્રિત થયાં હતાં. તેમના મિત્રમંડળમાં પ્યારીમાધવ, ગોવિંદલાલ અને હરિપ્રસાદ મુખ્ય હતા. સંધ્યા સમય પૂર્વે તો આમંત્રણ ઉપર આવેલાં માણસોને જમાડી દેવામાં આવ્યાં. જે એ ચાર અંગત માણસો હતા તે બરાબર સંધ્યા સમયે આવી પહોંચ્યા. તેઓ ભોજન કરવાની ઇચ્છાથી નહિ; પરંતુ આમંત્રણને માન આપવાની ઇચ્છાથી જ આવ્યા હતા. દીનબંધુ સ્હવારથી કામકાજમાં હોવાથી થાકી ગયા હતા; તેથી હમણાં તેઓ પોતાના દિવાનખાનામાં બેસીને વિશ્રામ લેતા હતા.

કેટલાક શ્રીમંત લોકોને પણ પોતાનું દિવાનખાનું શોભાવતાં આવડતું નથી; પરંતુ દીનબંધુને એ સંબંધીનો ઘણો શોખ હતો. તેમના દિવાનખાનાની શોભા અતિ આકર્ષક હતી. પ્યારીમાધવ, હરિ-

પ્રસાદ તથા ગોવિંદલાલ તેમના મુખ્ય સ્નેહીઓ હોવાથી તેમની પાસે તેમના દિવાનખાનામાં બેઠા હતા. બીજાં બધાં માણુસો બીજા ઠેકાણે બેઠાં હતાં. નિમંત્રણુ ઉપર આવનાર માણસોને યોગ્ય સંમાન આપવાનું કાર્ય દીનબંધુના ભાઇ અને તેમના પુત્રો કરતા હતા.

દીનબંધુના સ્નેહીઓની ઇચ્છા વધારે વખત સુધી રોકાઇ રહેવાની નહોતી; કારણુ કે દીનબંધુ દરેક વાતે શોખીન હોવા છતાં તેઓ મદિરાના ભક્ત નહોતા; તમાકુ સુદ્ધાં પીતા નહોતા. પ્યારીમાધવ વગેરેને સીગાર મળી ખરી; પરંતુ તેમને લાલપાણીની બાટલી મળી નહિ. આમ હોવાથી આવા સ્થાને બેસી રહેવાને તેઓ અંતઃકરણુથી રાજી નહોતા. વળી સંધ્યાનો સમય હતો—લાલપાણી વિના જીવ મુઝાતો હતો, તેથી શુષ્કમુખે, ધોળાં પુણી જેવાં નેત્રોએ બેસી રહેવું તેમને ક્યાંથી ગમે ? વળી દીનબંધુની પ્રકૃતિ પણુ ગંભીર હતી; તેમની આગળ રસિક વાતચિત કરવામાં પણુ હરકત હતી. જ્યારે હરિપ્રસાદ, પ્યારીમાધવ વગેરેએ ઘેર જવાની રજા માગી ત્યારે દીનબંધુએ તેમને રજા નહિ આપતાં, રાત્રે જમીને જવાનું કહ્યું.

આ સ્થળે જણુાવવાની જરૂર રહે છે કે, ગોવિંદલાલને એક પ્રકારની ખરાબ ટેવ હતી; વાતચિત કરતી વખતે તેને કોઇ પણુ પ્રકારનું જ્ઞાન રહેતું નહિ. આહાર, નિદ્રા તેમજ સુરાપાનને પણુ તે ભૂલી જતો હતો. ગોવિંદલાલને લીધે જ દીનબંધુએ કોઇને જવા દીધા નહિ. દીનબંધુની હાજરીમાં ગોવિંદલાલ ખુલ્લા મનથી વાતચિત કરી શકતો નહિ; તથાપિ પ્રસંગાનુસાર એક પ્રકારની ચર્ચા ચાલુ થઇ, અને ગોવિંદલાલથી શાંતિ ધારણુ કરી શકાઈ નહિ.

સંધ્યા સમય થઇ ગયો હતો. દિવાનખાનામાં એક પ્રકાશિત દીપક સળગી રહ્યો હતો. ખુલ્લી બારીઓમાંથી શીતળ સમીરની મંદ-

મંદ લહરિયો આવતી હતી.

દીનબંધુ કહેતા હતા કે:—"દેશમાં હમ્મેશાં અનેક પ્રકારનું પરિવર્ત્તન થયાં કરે છે, એમાં કાંઇ સંદેહ નથી. જુઓ તો ખરા કે આ થોડાં વર્ષમાં જ કેટલું બધું પરિવર્ત્તન થઇ ગયું છે? ધર્મમાં, સમાજમાં, પરિવારમાં, કેટલો બધો ફેરફાર થઇ ગયેલો જોવામાં આવે છે? એક તરફથી ઈંગ્રેજી શિક્ષણ સાથે ઇંગ્રેજી ભાવની ઉત્પત્તિ થાય છે ત્યારે બીજી તરફથી લોકોના મનમાં સંશય અને અવિશ્વાસ વધતો જ જાય છે. એ સર્વનું શું પરિણામ આવશે એ સમજી શકાતું નથી."

પ્યારીમાધવે કહ્યું:—"દુઃખ સિવાય સુખનું તો એક પણ લક્ષણ જણાતું નથી. દિનપ્રતિદિન અભાવ વધતો જ જાય છે. આજકાલ નોકરીઓ મેળવવાનું કામ પણ મુશ્કિલ થઇ પડયું છે. ભણી ભણીને બી. એ. થાય તો પણ ત્રીસ રૂપરડીની નોકરી મેળવવામાં હરકત નડે છે. પૂર્વે જેનો ગૃહસંસાર માત્ર દશ રૂપિયામાં ચાલી શકતો હતો તેજ ગૃહસંસાર હવે વીસ પચીસ રૂપિયામાં પણ ચાલી શકતો નથી. આજકાલની સ્ત્રીઓ પણ પૂર્વેના જેવી નથી. પૂર્વે મ્હોટા માણસને ઘેર પણ રસોઇયણ જણાતી નહોતી; ઉત્વસ પ્રસંગે યા તો કોઇ મંગળ કાર્ય પ્રસંગે ઘરની સ્ત્રીઓજ રસોઇ બનાવતી હતી. હમણાં જો એક સાધારણ ચાળીસ પચાસ રૂપિયાનો માસિક પગાર મેળવનારો માણસ રસોઇયણ નથી રાખતો તો તેની સ્ત્રીનું અપમાન થાય છે. એક તરફથી દ્રવ્યનો અભાવ વિશેષ રહેતો જાય છે, ત્યારે બીજી તરફથી ખરચ વધતું જ જાય છે. ધર્મનું પણ ક્યાં ઠેકાણું છે? હમણાં કોણ ધર્મને માને છે? કેટલાક ધમંડી છે તો કેટલાક અધાર્મિક છે. પરિવારનું સુખ પણ ચાલ્યું ગયું છે. હમણાં પિતા પુત્ર વચ્ચે બનતું નથી. માતૃભક્તિને બદલે ભાર્યાભક્તિ થઇ છે; ભાઈ ભાઈમાં વિરોધ થયેલો

જોવામાં આવે છે. જે સઘળા નવયુવકો છે તે કાંઇ પણ માનતા નથી. તેઓ અભક્તિ અને અશ્રદ્ધાનેજ બહાદુરી સમજી બેઠા છે. હું તો કોઇ પણ બાજુએ સારાં લક્ષણો જોઈ શકતો નથી."

હરિપ્રસાદ આ જમાનાના બાળકો ઉપર પ્રથમથી જ કંટાળેલા હતા, તેથી આ પ્રસંગને તેમણે નકામો જવા દીધો નહિ. તેમણે ઘણા જ ગરમ થઇ જઇને કહ્યુંઃ—"દેશનું સત્યાનાશ કોના દોષથી વળ્યું ? આજકાલના છોકરાઓથી જ. બે ચોપડી ઇંગ્રેજી શિખ્યા એટલે થઇ રહ્યું ! શું આપણે કાંઈ થોડું ઘણું ઇંગ્રેજી શિખ્યા નથી ? પરંતુ આપણા સમયમાં આવી કુશિક્ષા નહોતી. મ્હારો અભિપાય તો એવો છે કે, જ્યાં સુધી છોકરાઓને ધાર્મિક શિક્ષણ નહિ મળે ત્યાં સુધી દેશનું કાંઇ પણ ભલું થવાનું નથી."

દીનબંધુએ ગંભીરતાથી કહ્યું—"ખરી વાત શી છે, તે જાણો છો ? છોકરાઓને બરાબર શિક્ષા કરવી જોઇએ. જ્યાં સુધી તેમને શિક્ષા કરવામાં આવતી નથી ત્યાં સુધી તેઓ સુશિક્ષણ મેળવી શકતા નથી. આપણા દેશના લોકો શિક્ષા કેમ કરવી એ જાણતા નથી. માત્ર લાડ લડાવાનું જ જાણે છે, ત્યાર પછી પરિણામે જ્યારે છોકરાં બગડે છે—અવનતિના ઉંડા કુપમાં ઉતરી પડે છે. ત્યારે તેઓ કપાળમાં હાથ ઠોકીને બેસી રહે છે. જે માણસો પોતાના પરિવારને વશ રાખી શકતા નથી, તેમનાથી બીજું શું થઈ શકે ? પછીથી તેમની અને તેમના પરિવારની અવનતિ થાય એમાં શું આશ્ચર્ય !" દીનબંધુ શિક્ષા કરવાના કાર્યમાં પ્રવિણ હતા તથા શિક્ષા ઉપર તેમને દ્રઢ વિશ્વાસ હતો.

ગોવિંદલાલ અત્યાર સુધી તકીઆને અઢેલીને શાંતિથી બેસી રહ્યો હતો. હવે તેણે વાતચિતમાં ભાગ લેવા માંડયો. તેણે કહ્યું કેઃ—"એક પ્રકારમાં બે માણસોનો એક મત થતો નથી એ સત્ય છે; પરંતુ

કેટલાક વિષયમાં કેટલાક માણસોનો એકમત ન થાય તો સમાજનું બંધારણ ટકી રહે નહિ, તથા ઉન્નતિ પણ થઈ શકે નહિ આપણા દેશમાં જેઓ ભાવી સંબંધીનો કાંઇ નિર્ણય કરી શકે છે, તેમણે દેશની સ્થિતિ સંબંધી વિચાર કરવો જોઇએ. શું થાય છે અને શું થશે તેનો ખ્યાલ કરવો જોઇએ. આપણે ઉન્નતિના માર્ગે જઇએ છીએ કે અવનતિના, તેની કલ્પના થવી જોઈએ. દેશમાં જ સમાજનો સમાવેશ થાય છે, અને તેથી કરીને સમાજહિતમાંજ દેશહિતનો સમાવેશ થયેલો છે એમ કહીએ તો એ કાંઇ ખોટું નથી. વળી સમાજનું મંગળ થતાંજ પરિવારનું મંગળ થાય છે. જ્યારે ચારે તરફથી સર્વ પ્રકારનો અભાવ આવે છે ત્યારે પોતાના પરિવારનું કલ્યાણ કેવી રીતે થાય એ પ્રશ્ન પ્રત્યેક મનુષ્યના મનમાં ઉદ્દભવે છે. આપણાં સંતાનોનું શું થશે ? તેઓ કેવી રીતે અર્થાદિ મેળવી શકશે એ ચિંતાનો ઉદય થયા પછીથી જ સમાજ સંબંધીની યા તો દેશ સંબંધીની કુસ્થિતિની ચિંતા અંતઃકરણમાં ઉદ્દભવે છે. આથી કરીને પારિવારિક ચિંતા જ સઘળી ચિંતાઓનું મૂળ છે એમાં કાંઈ સંદેહ નથી, તથા આપણે સદા સર્વદા પારિવારિક સુખદુઃખની આલોચના કરીએ તેથી લાભ છે, નુકસાન નથી. તો પણ જો ક્રમે ક્રમે આવા પ્રકારની આલોચનાને અંતે આપણે કોઇ નવીન વાત ન શિખી શકીએ તો ચિંતા ધીમે ધીમે સંકીર્ણ અને સંકુચિત થતી જાય છે. જેનો જે મત હોય છે તે મત દૃઢ થયા પછી એ મત સંબંધીની આલોચના નિષ્ફળ થઇ પડે છે. હવે આપણે એક જ વાત ઉપર બરાબર વિચાર કરીએ. હમણાંના યુવકોમાં અનેક દોષોએ પ્રવેશ કરેલો હોવાથી જ તેઓની અને તેમનાં માતાપિતાની અવનતિ થાય છે. પારિવારિક સુખ ભક્તિ વિના કાયમ રહેતું નથી; પરંતુ આજકાલના યુવકોમાં ભક્તિ છે જ ક્યાં ? જે

કોઇ બે પૃષ્ઠ ઇંગ્રેજી ભણે છે, તેનું મસ્તક અને બુદ્ધિ ફરી જાય છે; ઇંગ્રેજીથી અજ્ઞાન રહેલા ગુરુજનોને તેઓ તુચ્છ સમજે છે. સ્વદેશીય સમાજસંસ્કાર વગેરે તરફ તેઓ અવજ્ઞા દર્શાવે છે. આ સિવાય પણ તેમનામાં બીજા અનેક દોષો હોય છે; પરંતુ એ સર્વ દોષો શિક્ષાના દોષને લીધેજ તેમનામાં પ્રવેશ કરી શકે છે. હવે તેમને શિક્ષણ આપનાર કોણ છે તે જોવું જોઇએ. માબાપ જ યુવકોનાં પ્રથમ શિક્ષાગુરુ હોય છે. હમણાંના યુવકો પૂર્વેના યુવકો કરતાં સ્વભાવતઃ મંદ છે એમ તો કોઇથી પણ કહી શકાશે નહિ. શિક્ષણના દોષથીજ તેઓ બગડ્યા છે એનાં અનેક કારણો હું રજૂ કરી શકું તેમ છું. છોકરાંઓનું ચરિત્રબંધારણ પરિવારમાં નહિ થતાં વિદ્યાલયમાં થાય છે. જે છોકરાં પાંચ છ વર્ષની ઉંમર થતાં જ વિદ્યાલયમાં જવા માંડે છે, તેમની ભવિષ્યમાં કોઇ પણ માબાપ સંભાળ લેતાં નથી; માત્ર જો તેઓ સંભાળ લેતાં હોય તો એક પ્રકારની કઠોર સજાથી લે છે, પરંતુ સજા કરવાથી કદાપિ તેઓ સુશિક્ષિત થઇ શકે ખરાં કે ? અને માણસો એમ ધારે છે કે, જે છોકરાંઓ માબાપથી બ્હીતાં નથી તેઓ ભવિષ્યમાં સ્વચ્છંદી થઇ જાય છે, તથા તેઓ પિતૃઆજ્ઞાને પાળતાં નથી. ભય દેખાડવાનું પરિણામ એ આવે છે કે, તેઓ માત્ર ભય રાખતાં જ શિખે છે. પ્રેમનું પોષણ કરી શકવાનું શિખી શકતાં નથી. ત્યારે પછી એક વખતે જ્યારે ભય ભાગી જાય છે, ત્યારે તેમને શિક્ષા કરવાનો એક પણ રસ્તો રહેતો નથી. શાસનનો, શિક્ષાનો, પારિવારીક ઐક્યતાનો મુખ્ય ઉપાય સ્નેહ છે. જે ગૃહમાં પારિવારિક સ્નેહ જોવામાં નથી આવતો એ ગૃહ શ્મશાનતુલ્ય જણાય છે. એ પરિવારનાં માણસો સ્વાર્થી નજરે પડે છે. કોઇને કોઇની લેશ માત્ર ચિંતા રહેતી નથી. હવે કહો કે સમાજની અવનતિ થાય છે એના કારણરૂપ આપણે છીએ કે બાળકો ? દોષ આપણો કે

આપણાં બાળકોનો ? સંતાનોને આપણે કેવા પ્રકારનું શિક્ષણ આપીએ છીએ ? આપણા જીવનમાં આપણે તેમને કેવાં દર્ષ્ટાંતો દેખાડીએ છીએ? અનેક મનુષ્યોનાં ચરિત્રમાં અનેક પ્રકારના દોષ માલૂમ પડે છે. કોઇ પોતાનાં સંતાનોથી છુપાઇને દોષ કરે છે તો કોઇ જાહિર રીતે સ્વચ્છંદાચાર ચલાવે છે. સંતાનોના શિક્ષણનો ભાર પોતાના શિરે લેવાની ઇચ્છા કેટલા લોકો રાખે છે ? સર્વ એમજ સમજે છે કે, એક માસ્તર રાખ્યો યા તો છોકરાને નિશાળે જતો આવતો કર્યો એટલે પોતાનું કર્ત્તવ્ય પૂર્ણ થયું-સંતાન તરફનું સઘળું કર્ત્તવ્ય પૂર્ણ થઈ ગયું. ઘરને ચલાવનાર પુરુષ સંસારનો કોઇ પણ પ્રકારનો ભાર ગ્રહણ કરતો નથી. પારિવારિક વિવિધ પ્રકારનાં સુખદુઃખની તે ફિકર રાખતો નથી. તે દ્રવ્ય પેદા કરીને સંસારમાં લાવી આપે છે, અને પછીથી એમ સમજે છે કે પોતાનું કર્ત્તવ્ય એટલેથી જ પૂર્ણ થયું. વળી બીજા કયા ગુણો આપણામાં છે ? કપટતા તો આપણું ભૂષણ છે. છુપી રીતે નહિ ખાવાના પદાર્થો હૉટલમાં જઇને ખાઇએ છીએ, બાટલીના બુચ તોડી પાડી લાલપાણીથી પેટમાં અગ્નિ સળગાવીએ છીએ, અને શ્રાદ્ધ સમયે પાછા પિંડદાન દઇએ છીએ ! આ એક પ્રકારનું કાપટય નહિ તો બીજું શું છે ? અનેક મહત્ કર્ત્તવ્યોને ભૂલી જઈ આપણે ક્ષુદ્ર વિષયમાં પ્રવૃત્ત રહીએ છીએ. જાતીય ઉન્નતિને માટે સઘળા એકત્ર થઇને પોતાનાં લાંબાં લાંબાં લેકચરોથી ગગનને ગજાવી મૂકીએ છીએ; પરંતુ જરૂર પડતાં પાંચ દસ માણસો પણ એકઠાં થતાં નથી. આથી કરીને જાતીય ઉન્નતિ કેવી રીતે થશે ? કુસંપનું સામ્રાજ્ય જ્યાં જોઇએ ત્યાં નજરે પડે છે. સનાતનધર્મીઓ અને સમાજીસ્ટો વચ્ચેનો કુસંપ પણ સર્વત્ર જાહિર થઇ પડયો છે. કોઈ સુરતમાં ભાષણ ભરડે છે તો કોઈ મુંબઇમાં બેસી પોતાનાં વર્ત્તમાનપત્રોનાં

કૉલમોનાં કૉલમો દૂષણબુદ્ધિથી ઘસડી કાઢે છે. આ બધું શું છે ? આ ઉન્નતિનો માર્ગ છે કે અવનતિનો ? "

હરિપ્રસાદના ક્રોધની સીમા રહી નહિ. તેમણે કહ્યું:—" ત્યારે શું સઘળો આપણોજ દોષ છે કે ? "

દીનબંધુ બોલી ઉઠ્યા:—"અરે આમ ઉતાવળા શા માટે થાઓછો? ગોવિંદલાલ શું કહે છે તે સાંભળો તો ખરા ? "

ગોવિંદલાલે હાસ્યમુખે કહેવા માંડ્યું:—" હું એમ ક્યાં કહું છું કે, સઘળો દોષ આપણો છે ? જો કે આપણા કરતાં બાળકવર્ગ તેમ જ યુવકવર્ગ ઘણો દોષપાત્ર છે; પરંતુ એક વાતનો વિચાર કરવાની જરૂર છે. છોકરાઓનો દોષ–યુવકોનો દોષ આપણે સુધરાવી શકીએ તેમ છીએ; પરંતુ જ્યાં સૂધી આપણે પોતે આપણો દોષ ન સુધારીએ તો તેને બીજું કોઇ સુધારી શકે તેમ નથી. જો બરાબર ધ્યાન દઇને હમણાંની પરિસ્થિતિનું અવલોકન કરવામાં આવે તો માલુમ પડી આવ્યા સિવાય રહે નહિ કે ધીમે ધીમે સામાજિક યુગ બદલાતો જાય છે; પૂર્વે જે કાંઇ હતું તે હવે કોઈ પણ પકડી રાખતું નથી; છતાં જૂના અને નવાને એકત્ર કરીને બન્નેના મિલનમાંથી જેટલું સારું જણાય તેને પ્રચારમાં મૂકવાનો યથાશક્તિ પ્રયત્ન કરવો જોઇએ. પૂર્વે જે હતું તેને તદ્દન ત્યાજ્ય કરવું જોઇએ નહિ તેમ જ નવું સઘળું ગ્રહણ કરવું જોઇએ નહિ. આ પ્રમાણે થતું નથી તેથીજ ચારે દિશાએ અવનતિનો અંધકાર દેખાય છે. આ અંધકાર દીર્ઘકાળને માટે નહિ; પરંતુ થોડા કાળને માટે છે. ધીમે ધીમે આપણો દોષ તથા આજકાલના યુવકોનો દોષ દૂર થશે એવી આશા રાખવામાં આવે છે. યુવકોના ઉદ્યમ, ઉત્સાહ તથા આપણા જેવા પ્રવીણ પુરુષોના અનુભવ સિવાય કોઈપણ મ્હોટું કાર્ય સિદ્ધ થવું અસંભવ છે; વળી તમે એમ જણાવો છો કે, દિવસે દિવસે

નોકરીઓનો અભાવ પણ વધતો જાય છે; છતાં એમાં એકંદરે જોવા જતાં આપણું હિત સમાયલું છે. હમણાં તો જો કોઇને એક નોકરી મળે છે, તો તેને ઇંદ્રાસન પ્રાપ્ત થયા જેટલું સુખ જણાય છે. પોતાના કાર્યથી સાહેબને કેવી રીતે સંતુષ્ટ કરવા એ જ તેનું લક્ષ્ય થઇ પડે છે. આવી સ્થિતિમાં જો નોકરી છૂટી જાય છે, તો નોકરની તેમ જ તેના પરિવારની ચિંતાની સીમા રહેતી નથી. આમ થવાથી પરિણામ એ આવે છે કે મનુષ્ય પોતાના તેમ જ પોતાના પરિવારનો નિર્વાહ ચલાવવાને માટે નવો માર્ગ શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે. ધીમે ધીમે નોકરીઓનો અભાવ જ્યારે ઘણો વધી પડશે ત્યારે મનુષ્યોને એમ માલૂમ પડશે કે, નોકરી, સાહેબ, તથા ઑફિસ સિવાય જગતમાં બીજું ઘણું છે, તથા નોકરી છૂટી જતાં જે માણસો પોતાના તથા પોતાના કુટુંબ પરિવારના નિર્વાહનો માર્ગ શોધી નહિ શકે એવા માણસો તો જો કદાચ મૃત્યુ પામશે તો પૃથ્વી ઉપરથી નિરુપયોગી ભાર ઓછો થયો ગણાશે. ”

છેવટનાં વચનો ગોવિંદલાલે કાંઇક આવેશમાં જ કહ્યાં. તેનું કહેવું પૂર્ણ થયું એટલે સર્વેએ એક એક નિશ્વાસ મૂક્યો. દીનબંધુએ કહ્યું:— “ જો શિક્ષણના કાર્યમાં સજા નિરુપયોગી થઈ પડતી હોય તો કેવી રીતે શિક્ષણ આપવું ? ”

ગોવિંદલાલે કહ્યું:—“ શિક્ષણનો કોઇ એક વિશેષ નિયમ થઇ શકતો નથી; છતાં એટલું કહી શકાય છે કે, સ્નેહશૂન્ય શિક્ષણ એ શિક્ષણ જ નથી—અશિક્ષણ જ છે. ‘જો અભ્યાસ નહિ કરું તો પિતાજી મારશે !’ એવી જ ભાવના બાળકના મનમાં ઉત્પન્ન થાય તો તે કદાપિ સુશિક્ષણ મેળવી શકે નહિ. સહેલાઇથી અને સ્નેહભાવનાથી જે શિક્ષણ આપી શકાય છે તે શિક્ષણ ભય દર્શાવ્યાથી આપી શકાતું

નથી. અભ્યાસ કરવાથી માતાપિતા પ્રસન્ન થશે એવો ભાવ જ બાળકના અંતરમાં ઉપસ્થિત થવો જોઇએ. સ્નેહ સિવાય કોઈ પણ પ્રકારનું બંધન થઈ શકતું નથી. બંધન ન હોય તો કુટુંબની સુરક્ષા થઈ શકતી નથી; વળી વડિલ મનુષ્યોનું ચારિત્ર્ય પણ એવું થવું જોઇએ કે, એ ચારિત્ર્ય બાળકોને માટે અનુકરણીય લેખાય. શિક્ષણનો સમય કઠોરતાની જરૂર ઇચ્છતો નથી—સ્નેહપૂર્ણ ગંભીરતા જ ઇચ્છે છે. બાળકોની સાથે સંકોચ સિવાય વાતચિત કરવી જોઇએ, અને એ વાતચિતમાં તેમને સદુપદેશ આપવો જોઈએ. આવો માર્ગ સ્વીકારવાથી બાળકો સુશિક્ષણ મેળવી શકે, અને તેમનું ચારિત્ર્ય ઉન્નત થઇ શકે એવી મ્હારી દૃઢ માન્યતા છે. એથી માતા પિતાઓને પણ બાળકો તરફથી સંતોષ થવાનો સંપૂર્ણ સંભવ છે.”

હરિપ્રસાદ આ ચર્ચાને આગળ લંબાવવા જતા હતા; પરંતુ એ સમયે નોકરે ખબર આપી કેઃ—“ભોજન તૈયાર છે.”

---

# પ્રકરણ ૧૨ મું.

—*—

## પુનર્મિલન.

જે દિવસે રજનીકાન્તે છુપી રીતે વેશ્યાના વિલાસગૃહમાં પ્રવેશ કર્યો હતો તે દિવસથી જ તેણે રમાનાથ સાથે વાતચિત સુદ્ધાં નહિ કરવાનો પોતાના મન સાથે દૃઢ સંકલ્પ કર્યો હતો. તેને ઘણો ક્રોધ અને ભય સુદ્ધાં ઉપજ્યો હતો. એ સમયે જો કોઇએ તેને જોયો હોત તો ? જો તેને જોઇ, કોઇએ એ સમાચાર રજનીકાન્તના પિતાને કહ્યા હોત તો ? રમાનાથ આવો માણસ હશે એમ તે જાણતો નહોતો.

પહેલાં એ તેને ઘણા સારા સ્વભાવનો અને હોશિયાર સમજતો હતો.

બીજે દિવસે રાત્રે જ્યારે રજનીકાન્ત પત્ની પાસે ગયો ત્યારે ચારુલતાને તેણે શાન્તિથી તેમજ ગંભીરતાથી પલંગમાં બેસી રહેલી જોઇ. રજનીકાન્તે હાસ્યમુખે તેને પૂછયું:—"ગઈ કાલે હું ક્યાં ગયો હતો તે તું કહે જોઇએ?"

ચારુલતાએ કહ્યું:—"એ હું શું જાણું? તમે જ કહોને?"

રજનીકાન્તે કહ્યું:—"પરંતુ તું ત્હારી ધારણા તો જણાવ?"

"ત્યારે તમે વેસ્યાને ત્યાં ગયા હતા કે શું?"

"હા—એમજ."

"શું કહ્યું? ફરીથી એકવખત કહો જોઇએ?" કહીને ચારુલતા પલંગ ઉપર સત્વર ઉઠીને બેઠી થઈ. તેના મસ્તક ઉપરના વસ્ત્રનો પાલવ ખસી ગયો. ક્રોધથી તેનાં નેત્રો લાલચોળ બની ગયાં. તેનો શ્વાસ ઉતાવળથી ચાલવા લાગ્યો. તેનું હૃદય ઘણું ચંચળ બની ગયું. તેણે પુનઃ રોષસૂચક સ્વરે કહ્યું:—"શું કહ્યું? ફરીથી એક વખત કહો જોઇએ?" આટલો પ્રશ્ન પૂછતાં તો તેને શ્વાસ ચઢી આવ્યો.

આ સમયે મહામૂર્ખ રજનીકાન્તને એવો ભાસ થયો કે, તેણે જમીન ખોતરવા જતાં ભીષણ સર્પ કાઢયો છે. તેની સ્હામેજ ભીષણ સર્પિણી જેવી ચારુલતા ઉભી રહી. રજનીકાન્ત પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરતો ઉભો રહ્યો.

મૂર્ખમાં હજારો દોષ હોય છે. રજનીકાન્તને શાસ્ત્રનું જ્ઞાન હોત તો તેને યાદ આવત કે, શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતે, પત્નીની આગળ અસત્ય વચનો ઉચ્ચારવાની સંમતિ આપી છે. તેમણે બહુપત્ની સંબંધી જે કાંઈ કહ્યું છે તે એકપત્નીને માટે પણ ખરું છે. વળી પુરુષથી ગમે એવી ભૂલ થઈ જાય તો પણ તેણે પોતાની પત્ની પાસે અન્ય સ્ત્રીનું

નામ ઉચ્ચારવું નહિ. આ બાબત તરફ લક્ષ્ય આપવામાં નથી આવતું તો પ્રલયકાંડ ઉપસ્થિત થાય છે. ગમે તો ખરો યા ખોટો સંશય એક વખત પોતાની પત્નીના અંતરમાં ઉપસ્થિત થાય છે તો પછી એ સંશય દૂર થતો જ નથી. જે સ્વેચ્છાથી આવો સંશય ઉપજાવે છે તે પોતાની જાતે જ પોતાના જીવનને દુઃખમય બનાવી દે છે. લોકો આ વાત શાસ્ત્રમાં નથી શિખતા તો ઠોકરો ખાઇને શિખે છે. આજ સૂધી રજનીકાન્ત આ વાત શિખ્યો નહોતો તેમ જ તેણે ઠોકર પણ ખાધી નહોતી. તેણે એમ વિચાર્યું હતું કે, તે પોતે જે વાત કહેવાને ઇચ્છે છે એમાં એવું તે શું મહત્વ છે? એ પોતે કાંઈ સ્વેચ્છાથી વેશ્યાના વિલાસગૃહમાં ગયો નહોતો–ત્યાં તેણે કોઈ પણ પ્રકારનું કુકર્મ પણ કર્યું નહોતું. આ વાત બીજા કોઈને કહેવાની તેની ઇચ્છા પણ નહોતી; છતાં પત્નીને તે અંતઃકરણપૂર્વક ચ્હાય છે, તેનાથી તે કાંઇ વાત છુપાવતો નથી એવું સાબિત કરવાને માટે જ તેણે ઇચ્છાપૂર્વક આ વાર્ત્તા ચારુલતાને કહી; પરંતુ અભિપ્રાય સારો હતો તેથી શું થયું? આ વાર્ત્તા પત્નીને કહી રજનીકાન્તે મૂર્ખતા જ દર્શાવી.

હવે રજનીકાન્તનો તમાશો ફરી ગયો. તેને ચૂપ થઈ ગયેલો જોઈ ચારુલતા વિશેષ ક્રોધે ભરાવા લાગી. તેને એમ જ લાગ્યું કે, આ સઘળું જાણે કે સત્ય છે. ક્રોધથી તેનો કંઠસ્વર કંપવા લાગ્યો. તેણે કંપતા સ્વરે કહ્યું:—“શું કહ્યું? ફરીથી કહો જોઇએ? વેશ્યાને ત્યાં ગયા હતા કે? તમારામાં સઘળા ગુણ છે તો પછી એ એક ગુણ બાકી શા માટે રહે? આજે મ્હારી પાસે શા માટે સૂઈ રહેવા આવ્યા છો, એ સુંદરી પાસેજ જાઓને!”

જે ચારુલતાનો સ્વર પૂર્વે ઘુમટામાં જ છુપાઈ રહેતો હતો, પતિની પાસે જેની શરમ પૂર્વે કદાપિ દૂર થતી નહિ તે જ ચારુલતા

આજે ઉઘાડું મસ્તક રાખી, ક્રોધી સિંહણનું સ્વરૂપ ધારણ કરી, ક્રોધાંધ બની જઈ પતિની ભર્ત્સના કરવા લાગી. રજનીકાન્તે અત્યંત ભયભીત બની જઇને કહ્યું:—" ચૂપ રહે—કોઈ સાંભળશે તો ?!"

ચારુલતાઃ—કોઈ સાંભળશે તો તેથી મ્હને શો ભય છે? હું પોતે જ આ વાર્ત્તા સર્વને કહી સંભળાવીશ. આવા ગુણ કાંઇ ઢાંકયા રહેવાના નથી!

રજનીકાન્ત સાહસ એકઠું કરી પત્ની પાસે ગયો. તેણે કહ્યું:— " કાંઈ જાણ્યા કે સમજ્યા વિના શા માટે ગુસ્સે ભરાય છે? પ્રથમ મ્હારી હકીકત તો તું સાંભળ." આમ કહી તે ચારુલતાનો હાથ પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેને પલંગ ઉપર બેસાડીને સઘળી સત્ય હકીકત કહેવાની રજનીકાન્તની ઇચ્છા હતી.

ચારુલતા દ્વાર પાસે જઈ સાંકળ ઉઘાડવાને તૈયાર થઈ. તેણે કહ્યું:—" જો તમે મ્હને સ્પર્શ કરશો તો હું હમણાં જ બા પાસે જઈ તમારા કુકર્મની કથા તેમને કહી દઈશ!"

નિરુપાય બનીને રજનીકાન્ત પાછો હઠયો. દૂર ઉભા રહીને જ તેણે કહ્યું:—" હું ખરું કહું છું કે, હું સ્વેચ્છાથી વેશ્યાના વિલાસગૃહમાં ગયો નહોતો. વળી મ્હેં ત્યાં કોઈ પણ પ્રકારનું કુકર્મ કર્યું નથી. તું વાત સાંભળતી નથી ને વિના કારણ વ્હેમ રાખે છે."

અંતે ચારુલતા રજનીકાન્તની હકીકત સાંભળવાને કબૂલ થઈ. આટલા જ પ્રસંગમાં ઠોકર વાગેલી હોવાથી પોતાની વાર્ત્તાનું રૂપાંતર કેવી રીતે કરવું એ તે શિખી ગયો હતો. તેણે સઘળી હકીકત ચારુલતાને કહી નહિ. રમાનાથને અને તેને વૃષ્ટિના વખતે એક વેશ્યાના ઓટલા ઉપર નિરુપાયે ઉભા રહેવું પડયું હતું એટલું જ તેણે કહ્યું. વેશ્યાના વિલાસગૃહમાં તેણે પાન ખાધું હતું, અને વેશ્યાએ તેનો

હાથ પકડયો હતો એ હકીકત તેણે ચારુલતાને કહી નહિ, એ વાત કહેવાથી ચારુલતાનો ક્રોધાગ્નિ કોઈ પણ રીતે શાન્ત થશે નહિ એટલું તો હવે રજનીકાન્ત સમજી શકયો હતો.

ચારુલતાએ પૂછયું:—"ત્યારે ઉભા રહેવાને માટે બીજી કોઇ જગ્યા તમને ન મળી ?"

રજનીકાન્તે સહજ આશ્વસ્ત થઇને કહ્યું:—"હું શું જાણું કે, એ કોનું મકાન હશે? પાછીથી જ્યારે અમને એમ માલૂમ પડયું કે, એ વેસ્યાનું વિલાસગૃહ છે ત્યારે અમે બન્ને જણા વૃષ્ટિમાં ભીંજાતા ભીંજાતા ઘેર આવ્યા."

થોડી અસત્ય વાત કહીને રજનીકાન્તે પોતાને નિર્દોષ સાબિત કર્યો, અને તેની સાથે રમાનાથ પણ નિર્દોષ ઠર્યો. થોડા સમયમાં જ ચારુલતાનો ક્રોધ શાન્ત થઈ ગયો. રજનીકાન્તે પુનઃ તેને પલંગ ઉપર બેસાડી.

રમણી હમ્મેશાં—ગમે એટલી ઉમ્મરમાં ક્ષમામયી હોય છે; કિન્તુ યૌવનના આરંભમાં તે ક્ષમામયી અને વિસ્મૃતિમયી હોય છે. ચારુલતા હમણાં નવયુવતી હતી. નવયુવાનીનો કાળ આનંદમય હોય છે. શોકની, ક્રોધની કે કલેશની છાયા, એ આનંદને વિશેષ સમય સુધી ઢાંકી શકતી નથી. નવયુવાનીનો સમય માત્ર હાસ્યવિનોદમાં જ પસાર થાય છે. વારંવાર કારણ હોય કિંવા ન હોય તો પણ હસવું આવે છે. કોઇ સારી વાર્તા કહે છે ત્યારે હસવું આવે છે, અને કોઈ ખોટી વાર્તા કહે છે ત્યારે પણ હસવું આવે છે. દુઃખ આવી પડતાં જો કે અલ્પકાળને માટે રડવું આવે છે તો પણ થોડા સમયમાં જ એ રુદનના સ્થાને પુનઃ હાસ્ય પોતાનો અધિકાર મેળવે છે. જીવનરાત્રિનો ભીષણ અંધકાર કેવો હોય છે તેનું એ પ્રસંગે પૂરતું જ્ઞાન હોતું નથી. થોડા

કાળ પછી ચારુલતા પ્રથમની માફક વાતચિત કરવા લાગી—હસવા લાગી—તે જાણે કે સઘળું ભૂલી ગઇ. તેણે અંતરના આવેગથી રજનીકાન્તને ગાઢ આલિંગન કર્યું.

ક્ષમા ગુણસંક્રામક હોય છે. રજનીકાન્ત પત્ની પાસેથી આત્મદોષની ક્ષમા મેળવી સમસ્ત જગતને ક્ષમાદૃષ્ટિથી જોવા લાગ્યો. તેને એમ લાગ્યું કે, રમાનાથ પણ ક્ષમાને પાત્ર છે. તેને ખોટાં વાગ્બાણો મારી તેણે ઘણું અન્યાયયુક્ત વર્તન ચલાવ્યું છે. રમાનાથે એવો કોઇ ગંભીર ગુન્હો પણ કર્યો નહોતો. રજનીકાન્તે એ વેસ્યાને ત્યાં જઇ ધૂમ્રપાન સુદ્ધાં કર્યું નહોતું. માત્ર રમાનાથે જ બળાત્કાર કરીને તેને પાન ખવડાવ્યું હતું—આટલો જ માત્ર તેનો દોષ હતો; પરંતુ આવો તમાશો તો સમાન વયના સોબતીઓમાં હમ્મેશાં ચાલ્યા કરેછે. રજનીકાન્તે વિચાર્યું:—"આટલા દિવસનું બંધુત્વ એક દિવસમાંજ વિચ્છિન્ન કરવું ઉચિત છે કે શું ? ગમે તેમ હોય; પરંતુ રમાનાથ બુદ્ધિશાળી છે; તેના સહવાસથી ઘણું શિક્ષણ પ્રાપ્ત થાય તેમ છે. તે દિવસે જો કદાચ વૃષ્ટિ ન થતી હોત તો રમાનાથ કદાપિ એ મકાન પાસે ઉભો રહેત નહિ, અને મ્હને તે કદાપિ વેશ્યાંને ત્યાં લઈ જાત નહિ. હવે વૃષ્ટિના વખતે હું તેની સાથે કોઇ પણ સ્થળે બ્હાર ફરવા નહિ જઉં એટલે એવો અનુચિત પ્રકાર પણ નહિ બને." આમ વિચારી રજનીકાન્તે સઘળી હકીકત ચારુલતાને કહેવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો હતો; પરંતુ પોતાના નિશ્ચયનું પરિણામ સારું નહિ આવે એવી ખાત્રી થયાથી તેણે પત્ની સમક્ષ કેટલાંક અસત્ય વચનો ઉચ્ચાર્યાં હતાં. જો રમાનાથ તેનો હાથ પકડીને તેને વેશ્યાના ઘરમાં ખેંચી ગયો ન હોત તો તે કદાપિ ત્યાં જાત નહિ; વળી રજનીકાન્ત જોરથી પોતાનો હાથ છોડાવી શકે તેમ હતો; પરંતુ વેશ્યા તેમને જોઇને ઉભી રહેલી હોવાથી તેના સંમાનનું

રક્ષણ કરવાના હેતુથી તેણે પોતાનો હાથ રમાનાથના હાથમાંથી છોડાવવાનો પ્રયત્ન કર્યો નહોતો. એ વેશ્યા કિંવા વારવિલાસિનીનું નામ કેવું આકર્ષક હતું ? સુંદર ! આવું આકર્ષણીય નામ કોઇએ કદાપિ સાંભળ્યું છે ? રજનીકાન્ત જ્યારે મેડા ઉપર જઈને બેઠા ત્યારે સુંદર કેવા હાવભાવ દર્શાવતી ઉભી રહી હતી ! વળી જ્યારે રજનીકાન્ત ઉઠ્યો ત્યારે તેણે—સુંદરે કેવા પ્રેમથી તેનો હાથ દબાવ્યો હતો ? આવા વિચારો કરતાં કરતાં રજનીકાન્ત શરમાઈ ગયો. અંતે તેણે સ્વગત કહ્યું:—“ વેશ્યાનું મ્હારે શું કામ છે ? મ્હારે તેનો વિચાર પણ શા માટે કરવો જોઇએ ? હવે પુનઃ જ્યારે રમાનાથ આવશે ત્યારે હું તે દિવસની વાર્ત્તા ભૂલી જઈશ; પરંતુ એ દિવસથી રમાનાથ આવતો જ નથી. તે જાણે કે મ્હારા વર્ત્તનથી દુઃખી થયો હોય એમ લાગે છે ! ઠપકો આપવાથી કોણ દુઃખી ન થાય ? વળી જો રમાનાથ પુનઃ મ્હારી પાસે નહિ આવે તો તેને ત્યાં જવું ઉચિત છે કે નહિ ? જે થવાનું હતું તે થઈ ગયું છે; હવે એ માટે ક્રોધ કરવાની કાંઈ જરૂર નથી—”

એ દિવસે સંધ્યાકાળે રજનીકાન્ત રમાનાથને ત્યાં ગયો. રમાનાથ ઘરની બ્હાર ઉભો રહી એક છોકરા પાસે બુટ પૉલિસ કરાવતો હતો. રજનીકાન્તને જોઈ હાસ્યમુખે તેણે કહ્યું:—“ કોણ રજની કે ? કેમ ભાઈ ! શા સમાચાર છે ? ”

રમાનાથના આ પ્રશ્નમાં ક્રોધનું, દુઃખનું કિંવા અભિમાનનું ચિહ્ન સુદ્ધાં નહોતું. રજનીકાન્તે નમ્રસ્વરે કહ્યું:—“ ભાઈ ! તે દિવસે મ્હેં તને ક્રોધવશ થઈને જે કઠોર વચનો કહ્યાં હતાં તેથી તને માઠું તો નથી લાગ્યું ને ? ”

રમાનાથે ગંભીરતા ધારણ કરીને કહ્યું:—“ એ માટે તો મ્હને પણ માઠું લાગ્યું છે. જે દિવસે ત્હેં મ્હને વાગ્બાણોથી વીંધી નાખ્યો

હતો તે દિવસથી હું પેટ ભરીને જમતો સુદ્ધાં નથી ! મ્હેં મ્હારી રીસ અન્નદેવતા ઉપર ઉતારી છે. "

આ ખુલાસો સાંભળી રજનીકાન્ત હસ્યા વિના રહી શકયો નહિ. તેણે કહ્યું:—" તું ઘણો ભલો માણુસ છે. કોઈ પણ પ્રકાર ઉપર તને ક્રોધ ઉપજતો નથી. "

" ક્રોધ કરવાથી શું ફળ આવે છે ? ઉલટું એથી શરીર અને ભેજું ગરમ થાય છે. એક તો આપણો દેશ ગરમ છે, તેથી જો આપણે વિશેષ ગરમ થઈ જઇએ તો આપણું અનિષ્ટ થયા સિવાય રહે નહિ જ. આપણે તો ક્રોધ કોને કહે છે એ જાણતા પણ નથી— આનંદ વિનોદને જ આપણે જાણીએ છીએ. " રમાનાથે પ્રફુલ્લ મુખે કહ્યું.

" કિન્તુ તે દિવસે ત્હેં ઘણો અન્યાય કર્યો હતો. જાણી જોઇને આપણે એક વેશ્યાને ત્યાં શા માટે જવું જોઇએ ?" રજનીકાન્તે કહ્યું.

" જો અજાણ્યા થઇને ગયા હોત તો સારું, કેમ ? ઠીક છે ભાઇ ! હવે તેમજ થશે. " રમાનાથે યુક્તિથી અંતરનો હેતુ પ્રદર્શિત કર્યો.

" એ વાર્ત્તા કરવાની હવે જરૂર નથી. હવેથી તું મ્હારી સાથે એવો તમાશો કરીશ નહિ." રમાનાથે વિરક્ત ભાવથી કહ્યું.

" તમાશો કોણ કરે છે ? જો આ દુનિયામાં કાંઈ શિખવાની સ્પૃહા હોય તો સર્વ પ્રકારનો અનુભવ લેવો જોઈએ. ઘરના ખુણામાં બુઢ્ઢી રાંડની માફક બેસી રહેવાથી કોઈ પણ પ્રકારનો અનુભવ મળતો નથી યા તો જ્ઞાન પ્રાપ્ત થતું નથી. જોવા સાંભળવામાં કાંઈ દોષ નથી. હું તો દુનિયાના બધા રંગ જોઉં છું; પરંતુ એ રંગોમાં રંગાતો નથી." રમાનાથે ઉપદેશ આપ્યો.

" સર્વ ત્હારા જેવા થઈ શકે કે ? હું કાંઈ ત્હારા જેવો સ્વ-

તંત્ર નથી. મ્હારે આજુઆજુનો વિચાર કરીને વર્તવું જોઇએ." રજનીકાન્તે ભય દર્શાવ્યો.

"એ વાત તો હું ભૂલી જ ગયો હતો. તે દિવસે બાપાજીએ ચૌદમા રત્નનો તને સ્વાદ તો નહોતો ચખાડયો ને!" રમાનાથે હાસ્યમુખે કહ્યું.

રજનીકાન્ત પણ આ પ્રશ્ન સાંભળી હસવા લાગ્યો. તેણે કહ્યું:– "ભાઈ! તું હવે મ્હારી વિશેષ મશ્કરી ન કર."

પછીથી બન્ને જણા વિવિધ પ્રકારની વાતચિત કરવા લાગ્યા. અંતે રમાનાથે કહ્યું:–"પુનઃ એક દિવસે તું સુંદરને ઘેર આવીશ કે?"

રજનીકાન્તે સહજ રોષાવેશમાં જ કહ્યું:—"ભાઈ! પાછો એ વાત બોલ્યો કે?"

"તને જ્યારે ગુસ્સો ઉપજે છે ત્યારે હવે એ વાત નહિ બોલું; પરંતુ સુંદર ત્હારી ઘણી પ્રશંસા કરે છે! એણે શું કહ્યું છે એ તું જાણે છે કે?" રમાનાથે યુક્તિનો ઉપયોગ કર્યો.

રજનીકાન્તે વિરક્ત બની જઈને કહ્યું:—"જો ત્હારે મ્હારી સાથે માત્ર આ જ વાત કરવી હોય તો હું ચાલ્યો જઉં છું. તને સુંદર સિવાય બીજું કાંઇ સુઝતું જ નથી કે શું?"

રમાનાથે તરત જ વાત ફેરવી નાખી. થોડા સમય પછી કિંચિત્ વ્યસ્ત થઇને રજનીકાન્તે પોતે જ પૂછયું:—"સુંદરે શું કહ્યું હતું?"

"તેણે એમ કહ્યું હતું કે, ત્હારા જેવા સારા યુવકને તેણે પૂર્વે કદાપિ જોયો નથી. વળી કહ્યું હતું કે, ત્હારાં નેત્રો ઘણાં આકર્ષણીય છે. તે પુનઃ ત્હારું દર્શન કરવાને ઇચ્છે છે."

રજનીકાન્તે કહ્યું:–"પાછી ત્હેં દર્શનની વાત કાઢી કે?"

"આ વખતે તો ત્હેંજ વાત કાઢી ત્યારે મ્હેં ઉત્તર આપ્યો."

રજનીકાન્ત શરમાઈ જઈને ચૂપ રહ્યો. ત્યાર પછી વિશેષ કાંઇ વાતચિત થઈ નહિ. જતી વખતે તેણે કહ્યું:–" તું પહેલાંની માફક આવતો રહેજે. વળી એક દિવસે પાછા આપણે બન્ને જણા ફરવા જઈશું. "

રમાનાથે કહ્યું:—" મ્હને પણ એકલાને ફરવા જવું બિલ્કુલ ગમતું નથી. "

રજનીકાન્ત ચાલ્યો ગયો એટલે રમાનાથ બેઠો બેઠો ધૂમ્રપાન કરવા લાગ્યો. તેના મુખમંડળ ઉપર હાસ્ય દેખાયું. અસ્પષ્ટ સ્વરે તે સ્વગત બોલ્યો:–" આ રમાનાથની ચાલાકીને જગત્‌માં કોઇ સમજી શકે તેમ નથી ! "

———:o:———

## પ્રકરણ ૧૩ મું.

———:o:———

### પ્રણય–નિરાશા.

" ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની ! "

—કલાપી.

મુંબાઇમાં હેમંતકુમાર જે ઠેકાણે રહેતો હતો તે ઠેકાણે પ્રિયકાન્ત નામનો એક યુવક પણ તેની સાથે રહેતો હતો. પ્રિયકાન્ત વિશ્વ-વિદ્યાલયનો અભ્યાસ પૂર્ણ કરી શિક્ષક તરીકે કામ કરતો હતો. એના કુટુંબમાં કોઈ નહોતું. હજુ સુધી તેણે વિવાહ કર્યો નહોતો; તેથી દ્રવ્યાભાવ કિંવા કુંટુંબની ચિંતા નહોતી. પ્રિયકાન્ત હેમંતકુમાર કરતાં મ્હોટી ઉમ્મરનો હતો. બન્ને જણા વચ્ચે સગા ભાઇઓના જેવો

સ્નેહ—સંબંધ હતો. પ્રિયકાન્ત બુદ્ધિશાળી, વિચારશીલ અને ગંભીર સ્વભાવનો હતો. હેમંતકુમારના મનમાં પણ તેને માટે માન હતું. સર્વ પ્રકારમાં તે તેની સલાહ લેતો હતો, અને તે કહે તે પ્રમાણે કાર્ય કરતો હતો. હેમંતકુમાર ખાસ કરીને કોઇ પણ વાત તેનાથી છુપાવતો નહોતો. માત્ર એક વાત તે પ્રિયકાન્તને કહી શકતો નહોતો. સ્વર્ણમયીની વાતમાં પ્રિયકાન્તને શું કહેવા જેવું હતું ? ઘણાંય બાળક બાળિકાઓમાં આવા પ્રણયનો સંચાર થાય છે, અને અંતે તેઓ પાછા એક બીજાંને ભૂલી જાય છે. બાલ્યપ્રણય અંતે બાલ્યસ્મૃતિના રૂપમાં ફેરવાઇ જાય છે; હેમંતકુમાર એમ વિચારતો હતો કે, આ પ્રણયનું મૂળ તેના હૃદયમાં જેટલું દઢ થયું હતું તેટલું દઢ સ્વર્ણમયીના હૃદયમાં થયું નહોતું. બાલ્યાવસ્થાથી જ તેની તથા સ્વર્ણમયીની વારંવાર મુલાકાત થતી હોવાથી તેના મનમાં તેને માટે થોડો ઘણો સ્નેહ હોવો જોઇએ. સ્વર્ણમયીનો વિવાહ થઇ ગયો હતો. બે ચાર દિવસ પછી તે સાસરે ચાલી જશે, તેના પતિને ચ્હાતાં શિખશે અને કાળક્રમે પોતાને ભૂલી જશે. વળી સ્મરણમાં કાયમ રહે એવું બન્યું પણ શું હતું ? બન્ને વચ્ચે કદાપિ પ્રણયવચનો ઉચ્ચારાયાં નહોતાં. બન્ને જણાં કદાપિ એક બીજાંને આત્મદાન દેવાને કબૂલ થયાં નહોતાં. આમ હોવાથી તેમના બન્નેનામાં કેવી રીતે પ્રેમ રહી શકે ? હેમંતકુમાર ઉત્તમ શિક્ષણ મેળવતો હતો. તેનું ચિત્ત નિર્મળ હતું. બનતા સુધી તે પોતાના અંતરમાં પાપજનક વિચારને સુદ્ધાં સ્થાન આપતો નહિ. એ કેવી રીતે આવી અનુચિત અને પાપયુક્ત વાસનાને પોતાના મનમાં સ્થાન આપી શકે ? જ્યાં સુધી સ્વર્ણમયી અવિવાહિતા હતી ત્યાં સુધી તો તેણે તેને મેળવવાની આશા પોતાના મનમાં રાખી હતી; કિન્તુ એવી આશા રાખવામાં પણ પાપનો સમાવેશ થયેલો

હતો; કેમકે જે સમાજમાં કન્યા ઇચ્છાનુસાર પતિ પસંદ કરી શકતી નથી, જે સમાજની કન્યામાં આત્મદાન દેવાની શકિત નથી, જે સમાજમાં અવિવાહિતા કન્યા તરફ પણ પ્રેમદૃષ્ટિથી જોવું એ એક પ્રકારનું મહાન્ પાપ કરવા બરાબર છે તે જ સમાજમાં સ્વર્ણમયી અન્ય યુકકને પરણી હતી તેથી તેનો પ્રેમ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવી એ એક પ્રકારે મહાપાપ કરવા બરાબર કેમ ન ગણાય ? આમ હોવાથી હેમંતકુમાર હવે સ્વર્ણમયીની વિશેષ ચિંતા કરતો નહિ.

આમ છતાં અંતરના આવેગને કાંઇ અટકાવી શકાય છે ? હેમંતકુમાર પૂર્વે સ્વર્ણમયીના મોસાળમાં જેવી રીતે જતો આવતો હતો તેવી રીતે હજી પણ જવા આવવા લાગ્યો. જો આ માટે તેના અંતરમાં કદાચ ગ્લાનિ ઉપજતી તો હૃદયના યુક્તિબળથી એ ગ્લાનિ દૂર થઈ જતી હતી. તે સ્વર્ણમયીનું દર્શન કરવાને માટે તેના મોસાળમાં કેમ જતો હતો ? તેને એમ લાગતું હતું કે, થોડા જ દિવસમાં સ્વર્ણમયી સાસરે જશે એટલે તેનું દર્શન દુર્લભ થશે, હમણાં થોડા સમય સુધી તેનું દર્શન કરવાનો સુયોગ છે ત્યારે પછી એ સુયોગને વ્યર્થ શા માટે જવા દેવો ? અતૃપ્ત દૃષ્ટિથી સ્વર્ણમયીને જોઈ હેમંતકુમાર એમ વિચારતો હતો કે, એ ઉજ્વળ ચિત્ર તેના સ્મૃતિપટ ઉપર હમ્મેશાંને માટે અંકિત થઇ રહેશે. કાળના પ્રવાહથી એ ચિત્ર કદાપિ ધોવાઇ જશે નહિ. શું એનું દર્શન નહિ થાય એથી એને ભૂલી જવાશે કે ? વારંવારના દર્શનથી એ પ્રતિમૂર્ત્તિ તેના હૃદયમાં અગ્નિમય અક્ષરોથી ખોદાઈ રહી હતી. બળતા હૃદયનો દયાજનક સ્વર જાણે કે તેના કાનમાં પ્રવેશ કરતો હતો. જો કદાચ તેણે એક વખત સાહસ એકઠું કરીને પોતાની ઈચ્છા પ્રદર્શિત કરી હોત તો સ્વર્ણમયી તેને આત્મદાન દેવાને માટે નાકબૂલ થાત કે ? માત્ર સમાજના નિષ્ઠુર

શાસનથી તેઓ બન્ને એક બીજાંથી વિચ્છિન્ન થયાં. હેમંતકુમારની સાથે સ્વર્ણમયીનો વિવાહ થતો હોત તો હેમંતકુમાર તેને માટે અ-યોગ્ય હતો કે શું ? સ્વર્ણમયીને સુખમાં રાખવાને માટે તે હાસ્ય મુખે પોતાનું સર્વસ્વ સમર્પણ ન કરત કે ? નિષ્ઠુર સગાં સંબંધીઓ કોનું હૃદય, કોનું જીવન, કોનું સર્વસ્વ પોતાના ચરણો નીચે ચગદાય છે તેની સંભાળ રાખે છે કે ?

હેમંતકુમાર ખુલ્લી રીતે પ્રિયકાન્તને કાંઈ કહેતો નહિ; છતાં વાતચિત ચાલતાં તે પોતાનો મનોભાવ ઘણી ખરી વખતે પ્રકટ કરતો હતો. એક દિવસે વાતચિત ચાલતાં તેણે પ્રિયકાન્તને કહ્યું:—" મનુષ્યનું મન જો તેને આધીન હોય તો મનુષ્યનાં સુખદુઃખ તેને આધીન કેમ નથી હોતાં ? "

પ્રિયકાન્તઃ—આધીન નથી હોતાં એમ કોણ કહે છે !

હેમંતકુમારઃ—સુખ દુઃખ આપણા પોતાના હાથમાં જ છે એમ કેવી રીતે કહી શકાય ? આપણે જેની ઇચ્છા રાખીએ છીએ તે આ-પણને પ્રાપ્ત થાય છે કે ? જે સુખ પ્રાપ્ત થવું કઠિન હોતું નથી, જે આશા અનુચિત હોતી નથી તે પણ ઘણી વખત પૂર્ણ થતી નથી. સમાજનો જુલ્મ પ્રત્યેક પગલે આપણને અડચણકર્ત્તા થઈ પડે છે. આપણામાં ઇચ્છિત સુખ મેળવવાનું સામર્થ્ય હોતું નથી ! "

પ્રિયકાન્તે કહ્યું:—" એક રીતે જોવા જતાં કોઈ પણ કાર્ય આ-પણા સામર્થ્યથી બ્હાર હોતું નથી. જેને જે જોઇએ છીએ તે તેને પ્રાપ્ત થતું નથી. અનેક સમયે ઈચ્છિત વસ્તુની પ્રાપ્તિથી પણ સુખ મેળવી શકાતું નથી; કિન્તુ સુખ અને દુઃખની ઉત્પત્તિ શાથી છે તેનો પ્રથમ વિચાર કરવાની આવશ્યકતા છે. જેને આપણે ઇચ્છીએ છીએ તેની પ્રાપ્તિથી સુખ થાય છે કે ? સ્વભાતઃ મનુષ્યની ભોગલાલસાની

કિંવા મહત્વાકાંક્ષાની નિવૃત્તિ કદાપિ થાય છે કે ? આકાંક્ષા કિંવા ભોગથી સુખ નથી, વાસનાની પરિતૃપ્તિ જ નથી એવો ઉલ્લેખ તમે સકળ દેશોના ગ્રંથોમાં જોઈ શકશો. મનુષ્યનો સ્વભાવ સર્વ દેશોમાં સર્વ કાળે સમાન હોય છે. એટલા માટે જ પ્રત્યેક દેશના પંડિતો અને વિદ્વાન ગ્રંથકર્તાઓ એમ જણાવે છે કે, સુખની કામનાનો ત્યાગ કરવો જોઇએ. જેને આપણે સુખ સમજીએ છીએ તે ઘણી વખતે દુઃખનું જ બીજું નામ માત્ર હોય છે. તૃષાતુર દૃષ્ટિથી જ્યાં આપણે શીતળ સરોવર હોય એમ ધારીએ છીએ એ સ્થળે કેટલીક વખત પ્રાણહારક મૃગજળ જોવામાં આવે છે. તમે સુખ કોને કહો છો ?"

હેમંતકુમારઃ—જે દુષ્પ્રાપ્ય છે, જે આશા સફળ થાય તેમ નથી તેની કામના કરવી એ અન્યાય છે એમ હું કબૂલ કરું છું; પરંતુ એવી કામના કેટલાં મનુષ્યો કરે છે ? મનુષ્ય કોઇ પણ પ્રકારની કામના ન કરે—આશા ન રાખે એ શું સંભવિત છે ? એમજ હોય તો પછી મનુષ્યની ઉત્પત્તિ કેમ થઇ ? મનુષ્યના મનમાં હજારો આશાઓ અને આકાંક્ષાઓ ઉત્પન્ન કેમ થઈ ? 'હું કદાપિ કોઈ સુખની કામના કરીશ નહિ કિંવા કોઇ પણ પ્રકારનું સુખ મેળવવાની આશા રાખીશ નહિ' એમ તો આ સમસ્ત ત્રિભુવનમાં કોઈ કહી શકશે નહિ. જો જગતમાં કોઇ પણ વસ્તુ પ્રાર્થનીય અને કમનીય ન રહે તો પછી જીવનનું બંધન જ ક્યાંથી રહે ? વળી જે ઇચ્છા યોગ્ય છે, ઉમ્મર, સ્થિતિ અને કાળને અનુયાયી છે એવી ઇચ્છા શું દોષયુક્ત લેખાય કે ? યૌવનમાં વિશુદ્ધ સ્નેહની આકાંક્ષા દુષણીય ગણાય કે ?

પ્રિયકાન્તે હેમંતકુમાર તરફ તીવ્ર દૃષ્ટિપાત્ કરીને કહ્યું:—"પ્રેમ એ મનુષ્યના સ્વભાવાનુમોદિત છે એ તો આપણે જોઇ શકીએ છીએ; કિન્તુ પ્રેમ સુદ્ધાં ઘણી વખતે ઘણા જ દુઃખનું કારણ કેમ થઇ પડે છે ?"

અંતરના આવેગને વશ થઇ હેમંતકુમારે કહ્યું:—"હું વિશુદ્ધ પ્રેમની વાત કહું છું. એમ જ ધારો કે, તમે કોઇ રમણીને ચ્હાઓ છો. જાતિમાં, કુળમાં અને વંશમર્યાદામાં તમે તેના બરાબર છે, એ પણ તમારા ઉપર અનુરક્ત છે. એવા સ્થળે પણ તમે તેને મેળવી શકતા કેમ નથી?"

"તેનાં અનેક કારણો છે." પ્રિયકાન્તે કહ્યું.

"કારણો કાંઇ જ નહિ; માત્ર સમાજના જુલ્મથી જ એમ થાય છે. કેટલીક વખત માબાપ જ લુબ્ધ બની જઇને, કોઇ શ્રીમંતના મૂર્ખ પુત્રના હાથમાં પોતાની કન્યાને સમર્પણ કરે છે. બિચારી કન્યાના મનનો ભાવ મનમાં જ રહે છે, અને તે ચિરદુઃખિની થાય છે. જ્યારે પૂર્વાનુરાગ કાયમ રહ્યો હોય ત્યારે પ્રેમિક અને પ્રેમિકા એકબીજાના પ્રણય–બંધનમાં બંધાતાં કેમ નથી? સમાજનું લોહ–બંધન શું સર્વને માટે છે? સર્વેએ તેમાં બંધાવું જોઇએ? જો એમ જ હોય તો પછી સ્વાધીનતા ક્યાં રહી?" હેમંતકુમારે પૂર્વવત્ સ્વરે કહ્યું.

પ્રિયકાન્તે મૃદુ હાસ્ય કરીને કહ્યું:—"વાર્તાનો પ્રવાહ બદલાઇ ગયો છે. પ્રથમ તમે જે વાત કાઢી હતી તેનો હમણાંની વાત સાથે કાંઇ સંબંધ નથી. એમાં સુખદુઃખની વાત નથી—કલ્યાણ અકલ્યાણનો વિચાર કરી જોવાની વાત છે. પ્રથમતઃ આપણા દેશમાં જે ઉમ્મરે વિવાહ થાય છે એ ઉમ્મરમાં પૂર્વનો—પહેલાંનો અનુરાગ હોવાનો સંભવ નથી. જે સમયે પહેલાંનો અનુરાગ હોવાનો સંભવ હતો એ સમયે આપણી આર્યકન્યાઓ સ્વયંવરા થતી હતી, તેમ જ ગાંધર્વ વિવાહનો નિયમ પણ હતો. હમણાં એવી સ્થિતિમાં જઇ પડવાથી સારું પરિણામ આવવાનો કિંવા કલ્યાણ થવાનો સંભવ નથી. સમાજની આધીનતા સર્વેએ સકળ સમયે સ્વીકારવી જ જોઇએ એમ હું કહેતો નથી; કિન્તુ

સમાજની સાથે વિવાદ કરવાને ઇચ્છિનાર અને સમાજનો ત્યાગ કરવા ઇચ્છનારમાં હૃદયબળ હોવું જોઇએ. જેનામાં એ બળ નથી હોતું તે અંતે પરાજિત થાય છે. પરાજયનું બીજું નામ દુઃખ છે."

ત્યાર પછી બીજી વાતો ચાલવા લાગી; કિન્તુ હેમંતકુમારના હૃદયપટ ઉપર સ્વર્ણમયીની મૂર્ત્તિ દિવસે દિવસે વિશેષ ઉજ્વળ થવા લાગી. સમાજ પ્રત્યેનો તેનો આંતરિક ક્રોધ વૃદ્ધિંગત થવા લાગ્યો. ભાગ્યદેવીની નિષ્ઠુરતા તેને માટે અસહ્ય થઈ પડી. ધૈર્ય, શાન્તિ અને ચિત્તસંયમ ઉમ્મર કાળ અને શિક્ષાસાપેક્ષ હોય છે. હેમંતકુમારના નવીન અને ઉદ્દામ યૌવનમાં તેમાંનું કાંઈ જ નહોતું. સ્વર્ણમયી પ્રાપ્ત થનાર નથી તેથી તેની ચિંતા તથા આશાનો ત્યાગ કરવો કે ? ના ના—હેમંતકુમાર જીવશે ત્યાં સુધી તેનાથી તેમ બની શકશે નહિ. દયાશૂન્ય મમતાશૂન્ય પાષાણ સમાજની શી શક્તિ છે કે તે તેનું કલ્પના-જનિત સુખ પણ હરી લે ! સ્વર્ણમયી હેમંતકુમારની થઇ નહિ; કિન્તુ સ્વર્ણમયીની સ્મૃતિ, પ્રતિમૂર્ત્તિ તો હેમંતકુમારની જ થઈ રહી. જો કદાચ ઘટનાપ્રવાહ બીજી દિશામાં પ્રવાહિત થયો હોત તો ? જો કોઇએ સ્વર્ણમયીના હૃદયનો ભાવ પૂછી લઈ તેની ઇચ્છાનુસાર કાર્ય કર્યું હોત તો ? જો કદાચ બાળિકાનાં સગાંવ્હાલાંએ બાળકીના હૃદયનું પોતાના સ્વાર્થયજ્ઞમાં બળિદાન દીધું ન હોત તો ? શા માટે સ્વર્ણ-મયી વિવાહ કરવાને કબૂલ થઈ? શા માટે તેણે પોતાના મનની હકી-કત સ્પષ્ટ રીતે જાહિર કરી નહિ ? હેમંતકુમારે પણ સ્વર્ણમયીને બીજાની થતી કેવી રીતે જોઈ? અલ્પકાળમાં જ ઉભયના સુખની આશા સદાને માટે આકાશમાં ઉડી ગઇ. યુવાનીના આરંભમાં હેમંત-કુમારનું જીવન ભયંકર અનંત અંધકારમાં મગ્ન કેમ થયું ?



# પ્રકરણ ૧૪ મું.



## શિક્ષિત કે અશિક્ષિત ?

ગોવિંદલાલના ઘરમાં તેની પત્ની સિવાય બીજું કોઈ નહોતું. સંતાન થયાં નહોતાં. સ્ત્રી રૂપવતી તથા વિવિધ પ્રકારે ગુણવતી હતી તેમ જ પતિને તે પરમાત્મા સમાન સમજતી હતી. ગોવિંદલાલનો સ્વભાવ પણ કાંઇ સુધર્યો નહોતો. સોબતીઓ ન મળે તો ભાગ્યે જ તે મદ્ય-પાન કરતો હતો. ગોવિંદલાલની બુદ્ધિ ચપળ હતી. તે વિદ્વાન્ હતો; પરંતુ તેનામાં માત્ર ચિત્તનું બળ નહોતું. ચિત્ત તેને જે જે તરફ ફેરવતું હતું તે તે તરફ તે ફરતો હતો. તેના સ્વભાવમાં ભોગની લાલસા કે પ્રવૃત્તિ હતી નહિ; પરંતુ કોઈ પણ વિષયમાં વિરક્તિ સુદ્ધાં નહોતી. આમ હોવાથી જ તેને આગલા એક પ્રકરણમાં દર્શાવેલું મિત્રમંડળ મળી આવ્યું હતું. તેની પત્ની શાન્તિલતા આ સઘળું નજરે જોયા છતાં ન જોયું કરતી હતી. અત્યાર સૂધી તેને કાંઇ પણ પ્રકારનું કષ્ટ વેઠવું પડેલું નહિ હોવાથી તે શાન્તિ ધારણ કરી રહેતી હતી. ગોવિંદલાલને અમુક વસ્તુનું વ્યસન ચોંટયું નહોતું. મહિના બે મહિનામાં તે કદાચ માત્ર એક જ રાત્રિ ઘેર આવતો નહિ. પછીથી જ્યારે બીજે દિવસે ઘેર આવતો ત્યારે પત્ની પાસે પશ્ચાત્તાપ કરીને મિત્રમંડળની નિંદા કરતો હતો. કેટલીક વખત તો તે તેમને મળતો સુદ્ધાં નહિ. શાન્તિલતા આથી કરીને શો વિચાર કરે ? સમસ્ત દિવસ પરિશ્રમ વેઠીને સંધ્યા સમયે આનંદ પ્રાપ્ત કરવાની પુરુષને ઇચ્છા થાય એ સાહજિક છે. વળી ગોવિંદલાલ સઘળો શોખ પોતાની જાત સંભાળીને કરતો હતો. જો કદાચ તેની જગ્યાએ બીજો કોઇ પુરુષ હોત તો તે અવનતિના ઉંડા

કૂપમાં ઉતરી પડયો હોત. આવો વિચાર કરીને જ શાન્તિલતા કાંઇક શાન્તિ મેળવતી હતી; પરંતુ ગોવિંદલાલ જોઇએ તેટલો સાવધાન રહેતો નહિ. તેણે કેટલીક વખત પોતાના દુર્ગુણી મિત્રોની સોબત છોડી દેવાની પ્રતિજ્ઞા સુદ્ધાં કરી હતી; પરંતુ તે કોઇ પણ પ્રકારે પોતાની પ્રતિજ્ઞાને પાળી શકતો નહિ. ચિત્તની દઢતાનો પણ અભાવ હતો તેમ જ ઇચ્છાનો પણ કાંઇક અભાવ હતો. તે વિચારતો હતો કે, જ્યારે સ્વેચ્છાચારમાં સુખ હોતું નથી ત્યારે સંયમમાં પણ શું સુખ છે? કોને માટે, શા માટે તે સકળ ભોગસુખથી વંચિત રહે? શાન્તિલતાને માટે? તે તેને તો કોઇ પણ પ્રકારનું દુઃખ દેતો નહિ. કદાપિ તેનું અપમાન કરતો નહિ. શાન્તિલતા સંસારની ગૃહિણી હતી, સ્વામીના ઐશ્વર્ય અને સંપત્તિની ઇશ્વરી હતી, સ્વામીના સ્નેહ તેમજ પ્રણયની પાત્રી હતી; હવે બીજું શું જોઇએ? બીજું સઘળું છોડી દઇને આથી વિશેષમાં ગોવિંદલાલ શું સ્ત્રીની સાથે જ બેસી રહે? એવી આશા મનમાં રાખવી એ પણ એક પ્રકારનો અન્યાય જ ગણાય. વળી શાન્તિલતા એવી આશા રાખતી નહિ. તે જો કોઈ સમયે સ્વામીના પૂર્ણ એકાન્તિક અનુરાગને ન જાણતી હોત તો તે ગૃહસંસારની સંપત્તિમાં જ સુખ માનત. બીજા સુખની આશા રાખત નહિ, પરંતુ પતિપ્રેમની પ્રાપ્તિ તેને થઇ હતી. એ સુખથી વંચિત થતાં તેના આત્માને ઘણું દુઃખ થતું હતું. જ્યારે ગોવિંદલાલે વારંવાર બ્હાર જવા માંડયું, દરેક અડવાડીએ તેના મિત્રો તેને પોતાની સાથે ખેંચી જવા લાગ્યા, ત્યારથી તે બ્હારથી ભાગ્યે જ રાત્રે ઘેર આવતો હતો, અને જો કોઇ દિવસે આવતો તો તેની આકૃતિ કોઈ ચકમ પુરુષના જેવી જણાતી હતી. આવા પ્રસંગો બનવા લાગ્યા ત્યારથી શાન્તિલતાના મનમાં ચિંતા થવા લાગી, તથા ભય ઉત્પન્ન થવા લાગ્યો. એક દિવસે સુયોગ મળી આવતાં જ તેણે પતિને કહ્યું:—“જો

તમે રાત્રે બ્હાર ફરવા ન જાઓ તો હું તદ્દન નિશ્ચિંત રહું. પ્રથમ તમે હમણાંની માફક વારંવાર બ્હાર જતા નહિ."

ગોવિંદલાલે કાંઇક શરમાઇ જઇને કહ્યું:–"હું શું કાંઇ મ્હારી ઇચ્છાથી જઉં છું ? મ્હારા મિત્રો ખેંચતાણુ કરીને મ્હને લઈ જાય છે! હું તો ઘરમાંથી બ્હાર નીકળવાનો જ વિચાર રાખતો નથી; પરંતુ તેઓ સર્વે મ્હને બળાત્કારે ખેંચી જાય છે."

શાન્તિલતાએ ધીમેથી કહ્યું:–"તમારે જે કાંઈ કરવું હોય તે ઘેર કરવાને શી હરકત છે ?"

ગોવિંદલાલ પત્નીના મુખ તરફ જોઈ રહ્યો. તે ઘેર મદ્યપાન કરતો નહિ. તથા ઘરમાં મદ્ય રાખતો નહિ, તેનું કારણુ શાન્તિલતા જ હતું. શાન્તિલતા જેમ કહેતી તેમ જ થતું હતું. તે જાણુતી હતી કે મદ્યથી સર્વસ્વ સુખનો નાશ થાય છે; તેથી તે એવા ભયંકર નાશના ઉપાયને ઘરમાં આવવા દેતી નહિ; પરંતુ હમણાં તેણે જાતે જ પતિને ઘરમાં મદ્યપાન કરવાની વિનંતિ કરી તેથી ગોવિંદલાલને ઘણું આશ્ચર્ય લાગ્યું

આ વાતને શાન્તિલતાએ વિચારી જોઈ હતી. તેણે શું પોતાની ઇચ્છાથી પતિને આવી વિનંતિ કરી હતી ? તેની શું એવી ઇચ્છા હતી કે પતિ ઘરમાં મદ્યપાન કરવાનો અભ્યાસ કરે ! અનેક પ્રકારનો વિચાર કરીને પોતાની ઘણી નામરજી હોવા છતાં તેને આવા નિશ્ચય ઉપર આવવું પડયું હતું. તેના ના કહેવાથી ગોવિંદલાલ ઘરમાં મદ્ય-પાન કરતો નહિ એ ખરું છે; પરંતુ તેમ કરતાં તેને બ્હાર કોણુ અટકાવતું હતું ? વળી શાન્તિલતાના શબ્દોની શરમ હવે ધોવાઇ જવા આવી હતી; આથી શાન્તિલતાએ એવો નિશ્ચય કર્યો હતો કે, જો કદાચ ઘરમાં મદ્ય હશે તો પતિ વારંવાર બ્હાર જશે નહિ અને તેથી ખરાબ સોબતમાંથી પતિનું રક્ષણુ થશે. થોડા સમય પછી ગોવિંદલાલે

આડી નજર ફેરવીને કહ્યું:—" મ્હારે કાંઇ એ વસ્તુ રોજ જોઇતી નથી. કોઈ કોઈ સમયે જીવ ઘણો બેચેન થઈ જાય છે ત્યારે થોડી ઘણી જોઇએ છીએ. "

આ દિવસ પછી કેટલાક સમય સૂધી તો ગોવિંદલાલના મિત્રો ગોવિંદલાલનું દર્શન કરી શકયા નહિ. જો તેનો કોઈ મિત્ર તેને મળવા આવતો તો 'શરીર સારું નથી.' 'સૂઇ રહ્યા છે' એવા ઉત્તરો આપી તેને વિદાય કરી દેવામાં આવતો હતો. ઘરમાં જ ગોવિંદલાલ ખાઇ-પીને સૂઈ રહેતો હતો; પરંતુ આવી રીતે કેટલા દિવસ જાય ? તેને માત્ર પીવાની ટેવ પડી ગઈ હતી એટલું જ નહિ પરંતુ બેએક પ્યાલા પેટમાં જતાં કાંઇક સ્ફુર્તિ આવતી હતી. મુખમાં ઇંગ્રેજી આવતું હતું, સંગીતનું સંપૂર્ણ જ્ઞાન નહિ હોવા છતાં પણ ગાવાનો શૉખ થઇ આવતો હતો. ગાન તાન તેમ જ નાચ જોવાને માટે તેનું મન અસ્થિર બની જતું હતું. મદ્યપાન કરીને જો શાન્તિથી પડયા જ રહેવાનું હોય તો પછી મદ્યપાન કરવાની જરૂર શી ? ગોવિંદલાલ જેટલો અસ્થિર બની ગયો તેટલાજ પ્રમાણમાં તેના મિત્રો વિશેષ અધીરા બની ગયા. એક દિવસે સંધ્યા સમયે ગોવિંદલાલના બે ચાર મિત્રો તેના દિવાનખાનામાં આવીને બેઠા, તથા ગોવિંદલાલની મુલાકાત લીધા સિવાય પાછા નહિ ફરવાનો તેમણે પ્રથમથી નિશ્ચય જ કરી રાખ્યો હતો. તેઓ પોતાના નિશ્ચયથી ડગે તેમ નથી એમ જ્યારે માલૂમ પડયું ત્યારે ગોવિંદલાલ બ્હાર આવ્યો. અંતે તેના મિત્રો તેની સાથે વાતચિત કરતાં સમજી ગયા કે, ગોવિંદલાલે ઘરમાં જ મદ્યપાન કરવાનો નિયમ ચાલુ કર્યો છે. આ વખતથી જ ગોવિંદલાલને ત્યાં તેના મિત્રોનો અડ્ડો એકઠો થવા લાગ્યો. બે ચાર મિત્રો દિવાનખાનામાં એકઠા થતા કે તરત જ એક બૉટલ ખોલવામાં આવતી હતી, તથા ખોલ્યા પછી તેમાં એક પણ

ટીપું બાકી રહેવા દેવામાં આવતું નહિ. શાન્તિલતાને જો કે આવા પ્રકારથી ઘણું માઠું લાગ્યું, પરંતુ તેણે પોતેજ પતિને તેમ કરવાની રજા આપેલી હોવાથી તે શું કરી શકે ? તેનો જે ઉદ્દેશ હતો તે નિષ્ફળ થઈ પડયો. મદ્યપાન કર્યા પછી ગોવિંદલાલને હવે પત્નીનો ભય રહેતો નહિ. તે પોતાના મિત્રોની સાથે બ્હાર ચાલ્યો જતો હતો. બ્હાર પણ પૂર્વ પ્રમાણે બેઠકના અડ્ડાઓ જામવા લાગ્યા, તથા તે ઉપરાંત ઘરમાં હમ્મેશાં ઉપદ્રવ થવા લાગ્યો. શાન્તિલતાએ ઘણો યત્ન કર્યો, પતિને ઘણું સમજાવ્યો: પરંતુ તેનું પરિણામ શૂન્ય આવ્યું. આથી પતિપ્રાણા સાધ્વી સતી શાન્તિલતા ઘણી ચિંતાતુર બની ગઇ તથા ભવિષ્યમાં શું થશે તેની કલ્પના કરતાં કંપી ઉઠવા લાગી.

શાન્તિલતાના પિયરમાં ઇશ્વરચંદ્ર નામના તેના એક પિત્રાઇ કાકા હતા. ઇશ્વરચંદ્રે સમ્માન તથા યશસહિત ઘણા દિવસ સુધી રાજકર્મ કરીને અંતે પેન્શન લીધું હતું. તેઓ જ્ઞાની, ધર્માત્મા તથા પંડિત હોવાથી ગોવિંદલાલ તેમના તરફ માનની દૃષ્ટિથી જોતો હતો, તેમ જ તેમની ઘણી ભક્તિ કરતો હતો. શાન્તિલતાએ ગુપ્ત રીતે ઇશ્વરચંદ્રને એવા સમાચાર મોકલ્યા હતા કે, " મ્હારા શિરે મ્હોટું સંકટ આવી પડયું છે, માટે આપ કૃપા ભાવે એક વખત અહિં આવી જજો. "

શાન્તિલતાના સમાચાર મળતાં જ ઇશ્વરચંદ્ર આવી પહોંચ્યા. તેમના માથાના, દાઢીના તેમ જ મુછોના કેશ સફેદ થઇ ગયા હતા, મૂર્ત્તિ શાંત તેમજ સૌમ્ય હતી. તેમણે ગોવિંદલાલને એકાંતમાં કહ્યું:– " તમે વિદ્વાન્ છો. તમે બીજાને શિખામણ આપી શકો છો તો પછી હું તમને શી શિખામણ આપું ? તમારે માટે મ્હેં જે વાત સાંભળી છે, તેથી મ્હને ઘણું દુઃખ થયું છે. "

ગોવિંદલાલે પૂછયું:–" આપે શું સાંભળ્યું છે ?"

ઇશ્વરચંદ્રે કહ્યું:—"તમે જાતે જ વિચાર કરી જુઓ કે તમે શરમાવા જેવું કોઇ કામ કરો છો કે નહિ ?"

ગોવિંદલાલ:—આપનું કહેવું હું સમજી શકયો છું; પરંતુ વિશેષ નિંદાપાત્ર ગણાય એવું કયું કાર્ય મ્હેં કર્યું છે ?"

ઇશ્વરચંદ્ર:—જો કે હજુ તમે નિંદાપાત્ર થયા નથી; પરંતુ ભવિષ્યમાં થવાનો ભય છે કે નહિ તેનો વિચાર કરી જુઓ. તમારા જેવા જ્ઞાની પુરુષ કેટલાક વ્યસની મિત્રોની સાથે હરે ફરે એ જ શરમ ભરેલી વાત છે; પરંતુ હું ઉમ્મરમાં તેમ જ સંબંધમાં તમારો વડિલ છું, તેથી જ તમને બે શબ્દ કહુ છું. મ્હારી સલાહનો સ્વીકાર કરવાનું હું તમને કહું છું એમ ધારશો નહિ. તમે એમ જ સમજજો કે હું તમને જે કાંઇ કહું છું તે મિત્રભાવે કહું છું.

ગોવિંદલાલ:—બેલાશક કહો.

ઇશ્વરચંદ્ર:—મૂર્ખ અને જ્ઞાની યા તો શિક્ષિત અને અશિક્ષિત માણસમાં શો ફેર છે ? જેઓ તમારી સાથે વાતચિત કરવાને પણ ચોગ્ય નથી તેમની સાથે મળીને જો તમે તેમની માફક વર્તો તો તમે પણ તેમના જેવાજ ગણાઓ !

ગોવિંદલાલ—માત્ર શિક્ષણથી જ સ્વભાવમાં ફેરફાર થતો નથી. સઘળા મનુષ્યોનું મનોબળ સમાન હોતું નથી. જે માણસનું ચિત્ત દુર્બળ હોય છે, તે પ્રલોભનમાં પડયા સિવાય રહેતું નથી.

ઇશ્વરચંદ્ર:—બીજી બધી ઉન્નતિ જેમ શિક્ષણનું લક્ષ્ય છે તેમ જ ચિત્તબળ પણ શિક્ષણનું લક્ષ્ય છે. સર્વ પ્રકારની ઉન્નતિ થાય તો જ શિક્ષણ સંપૂર્ણ ગણાય; નહિ તો પછી અપૂર્ણ જ ગણાય. આપણને એવું ભાન થાય કે અમુક કાર્ય તિરસ્કારપાત્ર અને નહિ કરવા જેવું છે; છતાં આપણે એ કાર્ય કરીએ તો એમ જ સમજવું જોઇએ કે

આપણું શિક્ષણ અપૂર્ણ રહ્યું છે. સ્વાભાવિક દુર્બળ ચિત્ત સબળ થતું નથી એમ હું માની શકતો નથી. કોઇ નૂતન ગ્રંથ યા તો નૂતન ભાષા પ્રથમ કઠિન અને નહિ સમજાય તેવાં જણાય છે; પરંતુ તેનો અભ્યાસ કરવા જતાં પરિણામે તે ઘણાં સરળ તેમજ સહેલાં બની જાય છે. સ્મૃતિ જે પ્રમાણે અભ્યાસથી પ્રખર થાય તે જ પ્રમાણે હૃદયની પ્રવૃત્તિ પણ શિક્ષણ તથા સાધનાથી સંયત અને દૃઢ થાય છે.

ગોવિંદલાલઃ—આપની વાત હું કબૂલ કરું છું; પરંતુ જે પોતાને બીજાઓના કરતાં શ્રેષ્ઠ માને છે તેના પક્ષમાં જ આવો સંયમ અને સાધના સંભવિત છે. જેનામાં એવું સ્વાભિમાન નથી, જે સર્વને પોતાના સમાન સમજે છે તેને શું સમજાવવું ?

ઇશ્વરચંદ્રઃ—તમે વાતને ટૂંકી કરો છો. વિદ્યા તથા પાંડિત્યનું અભિમાન ન કરવું એ હું વિનયનું લક્ષણ માનું છું; પરંતુ શિક્ષણ મેળવીને અધમના જેવા થવું અથવા તો ખરાબ વર્તન ચલાવવું એને હું વિનયનું લક્ષણ માની શકતો નથી. જો તેમ હોય તો પછી સારા ખોટામાં શો ભેદ રહ્યો ?

ગોવિંદલાલઃ—પરંતુ પાપમાંથી, અસત્ કાર્યમાંથી, વિલાસપરાયણતામાંથી નિવૃત થવાનો કાંઈ ઉદ્દેશ તો હોય છે જ. આપનો એવો ઉદ્દેશ છે કે આપણે ભોગસુખનો ત્યાગ કરવો !

ઇશ્વરચંદ્રે કાંઇક આશ્ચર્ય પામીને ગોવિંદલાલ તરફ નજર કરી. પછીથી તેમણે કહ્યું:—" ઉદ્દેશ બીજો શો હોય ? ક્યા ઉદ્દેશથી આપણે વિદ્યાની ચર્ચા કરીએ છીએ ? જ્ઞાન મેળવીએ છીએ ? મજુર જેમ મૂર્ખ રહે છે, તે જ પ્રમાણે આપણે પણ ઇચ્છા રાખીએ તો મૂર્ખ રહી શકીએ છીએ "

ગોવિંદલાલે કહ્યું:—"આપે રજા આપી છે, તેથી જ કોઇ પણ

પ્રકારનું કપટ રાખ્યા સિવાય જેમ મનમાં આવે છે તેમ બોલું છું: નહિ તો આપની વાતનો ઉત્તર આપવાનું સાહસ હું કરી શકત નહિ. વિદ્યાશિક્ષણ કેટલાક લોકોને માટે ઘણું જરૂરી હોય છે; કારણ કે સંસારનાં અનેક કાર્યોમાં તેની જરૂર પડે છે. બાલ્યકાળમાં જેઓ વિદ્યાભ્યાસ કરે છે તેમનામાં કેટલાકને કૌતુહલ થાય છે, એ કૌતુહલને આધીન થઇને તેઓ વિદ્યા તથા જ્ઞાન મેળવે છે. આ પ્રમાણે ભોગ-લાલસા પણ કૌતુહલથી જ જન્મ પામે છે.”

ઇશ્વરચંદ્રે કહ્યું:—“તો પછી શું ચરિત્રને સંયમમાં રાખવાના સંશોધનનો કોઇ ઉદ્દેશજ નથી?”

ગોવિંદલાલે એક નિશ્વાસ મૂકીને કાંઇક વિષણ્ણ ભાવે કહ્યું:— “બીજી જાતિમાં હશે; પરંતુ આપણી જાતિમાં તો કશો ઉદ્દેશ જોવામાં આવતો નથી. આપણાથી કયું મહાન્ કર્ત્તવ્ય પૂરું થવાનું છે? આપણાં જીવનમાં શું સુખ છે? આપણી જાતિનો શો ઉદ્દેશ છે? પૃથિવીમાં જે મહાન કાર્યો છે તેનો આપણી સાથે કાંઇ સંબંધ નથી. આદર્શ ચરિત્ર તેમજ આદર્શ જીવનનો ઉદ્દેશ એ છે કે, અન્ય લોકો તે જોઇને ઉન્નતિના માર્ગે આગળ વધે: પરંતુ આપણા માટે એ ઉન્નતિનો માર્ગ સરળ નથી, અને તેથી એ માર્ગે આગળ વધવાનો કોઇ ઉપાય નથી. આપણા દેશનો તેની સાથે કાંઇ સંબંધ નથી. જે ઉદ્યમથી મન બળ-વાન્ થાય છે, ચિત્ત પવિત્ર થાય છે એવો ઉદ્યમ આપણા હાથમાં નથી. જેટલી વ્હેલી આપણી અવનતિ થાય, જેટલી વ્હેલી આપણી જાતિ નાશ પામે તેટલું વિશેષ મંગળ છે. આપણી અવનતિનો માર્ગ જ ખુલ્લો છે: બીજા બધા માર્ગો બંધ છે.”

ઇશ્વરચંદ્રે કહ્યું:—“એવી વાત કહેશો નહિ. તેમ કદાપિ મનમાં લાવશો નહિ. અવસ્થા વિશેષથી જ મનુષ્યની ઉન્નતિ અવનતિ થાય છે; પરંતુ

તન મન તેમ જ ધનથી યત્ન કરનાર મનુષ્ય કદાપિ નિષ્ફળ થતો નથી. અવનતિ પછી ઉન્નતિ અને ઉન્નતિ પછી અવનતિનો ક્રમ ચાલ્યા જ કરે છે. આપણે બંન્ને કાંઇ ત્રિકાળદર્શી નથી. ભવિષ્યના ગર્ભમાં શું રહસ્ય સમાયલું છે, તે આપણે કેવી રીતે જાણી શકાએ ? હમણાં જે સર્વ વિઘ્નો આપણને ઘણાં અડચણકર્ત્તાં જણાય છે તે જ વિઘ્નો કાળક્રમે દૂર થઈ જશે. મનુષ્યના બાહુમાં તથા મનુષ્યના મનમાં બળ શા માટે છે ? એ બળનો ઉપયોગ સંકટો સામે ઝઝુમવામાં કરવાનો છે. જે કામ આપણે કરી શકતા નથી તે કાર્ય આપણા પુત્ર તેમ જ પૌત્રો કરી શકશે. નિરાશ થઈ જવાથી, પ્રયત્નનો ત્યાગ કરવાથી કોઇ પણ જાતિ અત્યાર સુધી ઉન્નતિ પામી છે ? આપણી જાતિની હમણાં જેવી અવસ્થા છે, તેવી અવસ્થા બીજી કોઈ જાતિની થઈ નથી કે શું ? વળી એવી અવસ્થા પામ્યા પછી કોઇ જાતિ ફરીથી ઉન્નત થઇ •થી કે શું ? બળ વધવાનો આરંભ થતાં જ તે ધીમે ધીમે વિશેષ વધતું જાય છે, તથા એમ પણ યાદ રાખવું જોઇએ કે, પૃથિવી ઉપરનાં સઘળાં માણસો મનુષ્ય તરીકે એક જ જાતિ છે. આદર્શ જીવન માત્ર એક જ જાતિને માટે નથી, સર્વ જાતિને માટે છે. કર્મ માત્ર જાતિને માટે જ છે ? વ્યક્તિ માટે નથી ? તમે પરલોકનો વિશ્વાસ રાખતા હો યા ન રાખતા હો તો પણ કહો જોઇએ કે યથેચ્છ ભોગસુખમાં યથાર્થ સુખ છે કે ઇંદ્રિય તેમજ પ્રવૃત્તિના દમનમાં વિશેષ સુખ છે ? મનુષ્યત્વ તો આ લોકની સામગ્રી છે, પરલોકની સાથે તેનો કાંઇ સંબંધ નથી. બની શકે તેટલું મનુષ્યત્વ પ્રાપ્ત કરવાનો યત્ન કરવો એ જ પ્રત્યેક મનુષ્યનું કર્ત્તવ્ય છે. આ વાતનો તમે અસ્વીકાર કરો છો ?”

ગોવિંદલાલ મૌન રહ્યો, તે કાંઇ બોલ્યો નહિ.

પાછા ફરતી વખતે ઇશ્વરચંદ્રે શાન્તિલતાને એકાંતમાં કહી દીધું કેઃ—" બ્હેન ! ત્હારા પતિ બુદ્ધિમાન્ તેમ જ પંડિત છે, સઘળું સમજી શકે છે; તેમને હું શું સમજાવું ? તથા બીજું કોઈ પણ શું સમજાવે ? જો ફરીથી તને ત્હારા શિર ઉપર સંકટ આવેલું જણાય તો શ્રી વ્રજવિહારીનું સ્મરણ કરજે એટલે તે જ ત્હારું સંકટ દૂર કરશે. "

---

## પ્રકરણ ૧૫ મું.

---

### પત્નીને બગાડનાર પતિ જ છે.

સ્વર્ણમયીનો સ્વામી કાંઇક મૂર્ખ, કાંઇક બ્હીકણ, કાંઇક આળસુ કાંઇક સંશયી તેમજ કાંઇક વિલાસપ્રિય હતો. તેનું નામ કાન્તિચંદ્ર હતું. થોડા દિવસ સુધી તેણે અભ્યાસ કરીને પછીથી 'મ્હારા જેવાને વિશેષ ભણવાની કાંઇ જરૂર નથી' એમ વિચારી તેણે અભ્યાસ છોડી દીધો હતો. અભ્યાસ છોડી દીધા પછી તેને વિવિધ પ્રકારના સોબતીઓ મળી આવ્યા. જ્યારે તેનો વિવાહ થયો ત્યારે સ્વર્ણમયીની ઉમ્મર તેર વર્ષની હતી, અને કાન્તિચંદ્રની બાવીસ વર્ષની હતી. નવોઢા કન્યા સ્વામીને જોઈ પ્રથમ જે પ્રમાણે શરમાઇ જાય તે જ પ્રમાણે સ્વર્ણમયી પણ સ્વામીને જોઇ શરમાઇ જતી હતી. કોઇ કોઇ સમયે પોતાના સાસરે જતાં કાન્તિચંદ્ર હેમંતકુમારને જોતો હતો. તપાસ કર્યાથી તેને એમ માલૂમ પડી આવ્યું કે હેમંતકુમાર પોતાના શ્વસુરપક્ષનો માણસ નથી. ત્યારે તે કોણ છે ? આ પ્રશ્નનો ઉત્તર કાન્તિચંદ્રના એક સંબંધીએ તેને આપ્યો કે, એ તો સ્વર્ણમયીને ભણાવવાને માટે આવે છે.

કાન્તિચંદ્રે પોતાના સંબંધીને પૂછ્યું:—" હજી પણ ભણાવા આવે છે ? "

સંબંધીએ ઉત્તર આપ્યો:—" હમણાં તો તે પોતાના અભ્યાસમાં નિમગ્ન હોવાથી સ્વર્ણને કે બીજા કોઈને ભણાવી શકતો નથી; છતાં વચ્ચે વચ્ચે અહિં આવજા કરે છે. "

પોતાના નિશ્વાસને દબાવી રાખી કાન્તિચંદ્રે પૂછ્યું:—" હજી તેઓ બન્ને એક બીજાંની સાથે વાતચિત કરે છે કે ? "

આ પ્રશ્નથી સંબંધીને આશ્ચર્ય લાગ્યું. તેણે કહ્યું:—" કેમ ? શા માટે વાતચિત ન કરે ? હમ્મેશાં તેઓ એક બીજાંની સાથે વાતચિત કરે છે. "

કાન્તિચંદ્રે કાંઈપણ ઉત્તર આપ્યા સિવાય વાત ફેરવી નાખી; પરંતુ તે આ વાત ભૂલી ગયો નહિ. તેના મનમાં સ્વર્ણમયીના વિશુદ્ધ વર્તન માટે સંશય ભરાયો. રાત્રે તેણે સ્વર્ણમયીને કહ્યું:— " ત્હારે ત્યાં પેલો કોણ યુવક આવે છે ? "

સ્વર્ણમયીને વિશેષ વાતચિત કરવાની ટેવ નહોતી. તેણે ટૂંકમાંજ પૂછ્યું:—" કોણ ? "

" પેલો હેમંતકુમાર. "

" એ તો કોઈ નથી. મામીના પિતાના ઘરની પાસે જ રહે છે તેથી અહિં આવે જાય છે. "

" એ કોઈ નથી તો પછી એની સાથે વાતચિત શા માટે કરે છે ? " કાન્તિચંદ્રે સહજ ક્રોધાવેશમાં જ પૂછ્યું.

સ્વર્ણમયીએ ઉત્તર આપ્યો:—" બાલ્યાવસ્થાથી જ અમે એક બીજાંની સાથે વાતચિત કરીએ છીએ એમાં શી હરકત છે ? "

કાન્તિચંદ્રઃ—" હવે કાંઇ તું ન્હાની નથી. ત્હારો વિવાહ થયો છે; તેથી ત્હારે હવે તેની સાથે વાતચિત કરવી જોઈએ નહિ.

સ્વર્ણમયીઃ—સાસરે આવ્યા પછી વાતચિત નહિ કરું.

કાન્તિચંદ્ર ક્રોધે ભરાયો તેણે કહ્યું:—" મ્હારી નામરજી છતાં તું શું જેમ ફાવે તેમ વર્તીશ ? હું હવે તેની સાથે વાતચિત કરવાની તને ના કહું છું. "

સ્વર્ણમયીઃ—" બહુ સારું."

દુઃખ પોતાના બોલાવ્યા સિવાય આવતું નથી. જો કદાચ કાન્તિચંદ્રે આ પ્રમાણે ન કર્યું હોત તો કાળક્રમે સ્વર્ણમયી પૂર્વકથા ભૂલી જાત. હજી તેનું હૃદય કોમળ હતું. તેની સ્મૃતિ ક્ષણસ્થાયી હતી. સ્વામીનો સ્નેહ જો વિરહ પછી જોવામાં આવ્યો હોત તો સ્વામીનું ઘર માંડતાં માંડતાં તે બાલ્યસ્મૃતિ ભૂલી જાત. બાલ્યસ્વપ્નની માફક એ બાલ્યાનુરાગ ઉડી જાત. અંતે તે હેમંતકુમારને ભૂલી જાત; પરંતુ તેમ થયું નહિ. સ્વામીનાં સ્નેહશૂન્ય સંશયપૂર્ણ વચનોથી પેલી એક દિવસની વાત તેને યાદ આવી. જ્યોત્સ્નાના સ્પર્શ જેવું મધુર ચુંબન યાદ આવ્યું. એ મુખ, એ નેત્રો, એ સંધ્યા સમય, એ ઉદ્યાન, એ હૉજ વગેરે સર્વ તેની સ્મૃતિમાં હાજર થઈ ગયું. વાત કરવાની ના પાડી, પરંતુ યાદ કરવાનું કોણ ના પાડે તેમ છે ? સંશયી સ્વામીનાં વચનોથી સ્વર્ણમયીનું મન સમજ્યું નહિ. તેણે કહ્યું:—" શા માટે તેમની વાતનો વિચાર ન કરું ? સ્વામી તેમના સંબંધી કાંઇ જાણતા નથી તેથી જ આમ કહે છે. જાણતા હોત તો પણ શું કરત ! મુખને બંધ કરત; પરંતુ મ્હારા વિચારોને કેવી રીતે બંધ કરત ? "

ત્યાર પછી એક દિવસે હેમંતકુમારની સાથે સ્વર્ણમયીની મુ-

લાકાત થઈ. બીજું કોઈ તે પ્રસંગે હાજર નહોતું. હેમંતકુમારે પૂછયું–
" અહિં હવે કેટલા દિવસ છો ? "

સ્વર્ણમયીએ ચારે તરફ જોઇને કહ્યું:—" તમારી સાથે વાત-ચિત કરવાની મ્હને રજા નથી ! "

હેમંતકુમારના ઉપર જાણે કે ભયંકર વિજળી તૂટી પડી. તેણે સ્થિર થઇ જઈને પૂછયું:—" શા માટે રજા નથી ? કોની રજા નથી ? "

સ્વર્ણમયી:—જેની હું તાબેદાર છું તેની.

હેમંતકુમાર:—કાન્તિચંદ્રની ?

સ્વર્ણમયીએ માથું હલાવી હકારમાં ઉત્તર આપ્યો.

હેમંતકુમારે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—" ત્યારે હવે તું મ્હારી સાથે વાત કરીશ નહિ. "

સ્વર્ણમયી હૃદયના આવેગને અટકાવી શકી નહિ. તેણે કહ્યું:— " સાસરે જઇશ ત્યારે તમારી સાથે વાત નહિ કરું. અહિં રહીશ ત્યાં સુધી તો કરીશ જ. "

હેમંતકુમાર કાંઈ બોલ્યો નહિ; પરંતુ તેના મુખ ઉપર અપૂર્વ પ્રેમ, આકાંક્ષા, આવેગ વગેરેનાં ચિન્હો ફૂટી નીકળ્યાં. સ્વર્ણમયી એ ચિન્હો ઉપરથી ઘણી ગુપ્ત હકીકત સમજી ગઇ.

કાન્તિચંદ્ર જ્યારે જ્યારે આવતો ત્યારે ત્યારે તે એ જ વાતની બારીક તપાસ કરતો હતો. હેમંતકુમારની હાજરીમાં સ્વર્ણમયી બ્હાર નીકળે છે કે નહિ, તેની સાથે વાતચિત કરે છે કે નહિ, એ તપાસવાનું જ તેનું મુખ્ય કામ થઈ ગયું હતું. સ્વર્ણમયી હેમંત-કુમાર હોય તો વારંવાર બ્હાર નીકળતી નહિ, અન્ય કોઈ હાજર હોય તો હેમંતકુમાર સાથે વિશેષ વાતચિત કરતી નહિ; પરંતુ તેણે

તદ્દન દર્શન કરવાં છોડી દીધાં નહિ, તેમ જ વાત કરવી પણ બિલ્કુલ છોડી દીધી નહિ. આમ છતાં તે પતિ પાસે કોઈ વાત કબૂલ કરતી નહિ. પ્રથમ માત્ર એક જ વાત છુપી હતી; પરંતુ ધીમે ધીમે છુપી વાતો વધી પડી. તેમ જ કાન્તિચંદ્રનો વ્હેમ પણ દઢ થવા લાગ્યો. જે વાતનું મૂળ કાંઈ નહોતું તે વાત એ સ્વર્ણમયીના મુખમાંથી બ્હાર કઢાવવાનો યત્ન કરતો હતો. પરિણામ એ આવ્યું કે એ વાતની મૂળ સ્મૃતિ ધીએ ધીમે સ્વર્ણમયીના અંતઃકરણમાં પેઠી. એ મૂળ ધીમે ધીમે તેના અંતઃકરણમાં ઉંડું ઉતરવા લાગ્યું. તેમ જ દઢ થવા લાગ્યું. હેમંતકુમારની છાયા કાન્તિચંદ્રના કટાક્ષથી વિશેષ ગાઢ થવા લાગી. તેની મૂર્તિ કાન્તિચંદ્રનાં વાગ્બાણોથી વિશેષ ઉજ્વળ થવા લાગી. !

સ્વર્ણમયીને સાસરે જવાનો સમય આવી પહોંચ્યો. હેમંતકુમારની સાથે એક વખત એક ક્ષણને માટે તેની છુપી મુલાકાત થઇ. બન્નેનાં નેત્રોમાંથી બન્નેના મનની વાત જણાઇ આવતી હતી. બન્નેમાંથી કોઇ મ્હોડેથી વિશેષ વાત કરી શક્યું નહિ. જતી વખતે હેમંતકુમારે એક વખત સ્વર્ણમયીના હાથને સ્પર્શ કર્યો અને કહ્યું:— " સ્વર્ણ ! "

સ્વર્ણે એક વખત હેમંતકુમાર તરફ કોમળ કટાક્ષ ફેંક્યો.

હેમંતકુમાર—જો કદાચ કાંઈ દુઃખ પડે તો મ્હને યાદ કરજે, તથા મ્હને ખબર આપજે.

સ્વર્ણમયીએ ધીમેથી કહ્યું:—" વારું, આપીશ."



# પ્રકરણ ૧૬ મું.

---

## વિધવાનો વિલાસ.

હવે શ્યામાના સ્વભાવમાં થોડું ઘણું પરિવર્ત્તન થયું હતું. હવે તેને અન્યની નિંદા કરવી વ્હાલી લાગતી નહોતી. તેના મુખ ઉપર કવચિત્ થોડું ઘણું હાસ્ય જોવામાં આવતું હતું. તેનાં નેત્રો થોડાં આર્દ્ર રહેતાં હતાં. તેના કટાક્ષોમાં કાંઇક આળસ જોવામાં આવતું હતું. તે જ્યારે એકાન્તમાં હોય ત્યારે પોતાના મન સાથે અસ્પષ્ટ સ્વરે કાંઇ ગાન ગાયા કરતી હતી. જો ફોઇબાના સાંભળવામાં તેનું ગાન આવે તો તેઓ શું કરે તેની કલ્પના સુદ્ધાં તે કરી શકતી નહોતી. હવે શ્યામાને રુદન કરવું ઠીક લાગતું નહિ. મૃદુ મધ્યાન્હના ભ્રમરગુંજનની માફક પ્રેમની વાર્ત્તા તેને ઠીક લાગતી હતી. જો કોઇ તકરારની વાત કરતું તો શ્યામા ચૂપ રહેતી હતી—સહજ હસતી હતી કિંવા ઉઠી જતી હતી. શ્યામાના વર્ત્તનમાં અને સ્વભાવમાં જાણે કે પરિવર્ત્તન થઇ ગયું હતું. ફોઇબા તો કાંઇ સમજી શકતાં નહોતાં. કિન્તુ સારું ખોટું—ગમે એવું સમજવામાં આવ્યા સિવાય તેઓ શાન્ત થાય એવાં નહોતાં.

શ્યામા પોતાનો ઘણો ખરો સમય મુક્તકેશીના સહવાસમાં જ પસાર કરતી હતી. શ્યામચરણ ઑફિસમાં જતો કે તરત જ શ્યામા મુક્તકેશી પાસે જઇ પહોંચતી હતી. ચારુલતા અને બીજી સઘળી સ્ત્રીઓની ઇચ્છા મુક્તકેશીને બોલાવી બાજી રમવાની, વાર્ત્તાવિનોદ કરવાની થતીહતી; પરંતુ શ્યામાએ મુક્તકેશીને પોતાની ઇચ્છાને આધીન બનાવી દીધી હતી. બન્ને જણીઓ આખો દિવસ શું કર્યા કરતી હતી એ તેમના સિવાય બીજું કોઈ જાણતું નહોતું: કિન્તુ આવી સ્થિતિમાં

વધારે દિવસો પસાર થયા નહિ. એક દિવસે શ્યામાને એકલી જોઈને ફોઇબાએ કહ્યું:—" હેં શ્યામા ! આ શું કહેવાય ?"

શ્યામા જાણે કે કાંઇ જાણતી જ ન હોય એવો ભાવ દર્શાવીને તેણે કહ્યું:—" કેમ, શું છે તે ? "

ફોઇબાએ કહ્યું:—" ત્હારું ભાગ્યજ ફુટેલું છે. મુક્તકેશીને ત્યાં જઇને દરરોજ તું શું કરે છે ? મુક્તકેશીના ભાઈની સાથે એકાંતમાં બેસીને તું ગાનતાનની ગમ્મત કરે છે કે ? પાડોશનાં માણસો ત્હારા સંબંધી જે કાંઈ કહે છે તે સાંભળતાં અમારેકાનમાં આંગળીઓ ઘાલવી પડે છે ! "

ફોઇબાનાં આ વચનો સાંભળવામાં આવતાં શ્યામાનું હૃદય જાણે કે વીંધાઇ ગયું તેનું સર્વાંગ રોમાંચિત થયું. લોકો આવું બોલતા હશે એવો વિચાર સ્વપ્નમાં પણ શ્યામાના અંતરમાં ઉપજ્યો નહોતો! આ વાત જો કે અસત્ય હતી; કિન્તુ એ સર્વથા અસત્ય હતી કે શું ? જ્યારે રામપ્રસાદ શ્યામાના અંગ ઉપર ઢળી પડતો ત્યારે શ્યામા ખસી કેમ જતી હતી ? એ સમયે તેના અંતરમાં કેવી આશંકા ઉત્પન્ન થતી હતી ? તેના શરીરમાં અને મનમાં આવું પરિવર્ત્તન કેમ થયું હતું ? તેના શરીરમાં વારંવાર ચંચળ સુખના તરંગો કેમ ઉછળતા હતા ? જે આશંકા અસ્પષ્ટ છાયાની માફક દૂર ફર્યા કરતી હતી તેજ આશંકા આજે ફોઈબાનાં વચનોથી, મૂર્ત્તિમતી બનીને શ્યામાની પાસે ઉપસ્થિત થઇ. શ્યામા સ્થિરતાથી એ ભયજનક મૂર્ત્તિ તરફ જોઈ રહી.

ક્ષણ માત્રમાં આ સઘળી હકીકત શ્યામાને યાદ આવી; કિન્તુ ફોઈબાને ઉત્તર આપવામાં તેણે વિલંબ કર્યો નહિ. ઘણા મધુર સ્વરે તેણે કહ્યું:—"ફોઇબા ! તમે વિના કારણ મ્હને કલંકિની ઠરાવો છો!"

ફોઇબાએ પૂછયું:—" ત્યારે સઘળાં માણસો શું ખોટી વાતચિત કરે છે ? "

મુક્તકેશી:—તમારા સિવાય બીજું કોઇ આવી અસત્ય વાત કરતું હોય એમ હું ધારતી નથી. વળી આજકાલ યુવતી વિધવાઓ જો સતી હોય છે તો પણ લોકો તેમને કલંકિની ધારે છે ! જાણે કે વિધવા એટલે પાપની પ્રતિમા જ કેમ ન હોય ? !

આટલું બોલીને, સમય વિચારી શ્યામા ફોઇબા પાસેથી અન્ય સ્થળે ચાલી ગઇ.

મુક્તકેશીને લીધે શ્યામચરણ મ્હોટા સંકટમાં સપડાયો હતો. મુક્તકેશી વારંવાર કેમ હસે છે અને તમાશો કર્યા કરે છે એ પ્રથમ તો શ્યામચરણ સમજી શકયો નહિ. હવે પ્રથમની માફક તે પાડોશમાં બહુ જતી આવતી પણ નહોતી; છતાં મુક્તકેશીનો વિનોદ કેમ વધ્યો જતો હતો ? શ્યામા પોતાને ઘેર હમ્મેશાં આવે છે એ વાત શ્યામચરણ જાણતો હતો: પરંતુ શ્યામા તો વિધવા હતી. તેની સાથેના સહવાસથી મુક્તકેશીના સ્વભાવમાં કયાંથી પરિવર્ત્તન થાય ? આ પ્રકારમાં શું રહસ્ય સમાઇ રહેલું છે એ જાણવાને માટે શ્યામચરણ વિશેષ ઉત્સુક બની ગયો.

એક દિવસે શ્યામચરણ ઑફિસમાંથી વ્હેલો ઘેર આવી પહોંચ્યો. ઘેર આવતાં મેડા ઉપર કોઇનો કંઠસ્વર સાંભળવામાં આવ્યાથી તે ધીમે પગલે સાવધાનતાથી મેડા ઉપર ચઢયો. તેના શયનગૃહમાંથી જ અવાજ આવતો હતો. શયનગૃહનું દ્વાર બંધ કરેલું હતું. શ્યામચરણ ધીમે ધીમે શયનગૃહના દ્વાર પાસે જઇને ઉભો રહ્યો. શયનગૃહમાં રામપ્રસાદ મૃદુસ્વરે એક ગાયન ગાતો હતો. તેનો સ્વર કંપતો હતો. ગાન સાંભળતાં સાંભળતાં શ્યામચરણનો નિશ્વાસ જાણે કે રુદ્ધ થઇ ગયો. ગાન આ પ્રમાણે હતું:—

" રતિપતિ બાણુ મારી, દઢ છાતી વિદારે,
પ્રહારે ન ધારે, દયા રે કો વારે
જાય છે વખત થાય છે વ્યથિત તનડું જ્યારે ત્યારે. રતિપતિ.

( સાખી. )

પલ પણ પ્રિય પ્રમદા વિના, ધારી શકું નહીં ધીર,
જખમ કરે છે જીગરમાં, તીવ્ર વિરહનું તીર.

દૈવી ગુણોથી વિરાજિત દારા,
મોહિની ચિંતામણિ વિણ મ્હારાં,
સંકટ કોણ નિવારે— રતિપતિ. "

—કવિ નથ્થુરામ સુંદરજી.

આ ગાયન સાંભળવામાં આવતાં શ્યામચરણના ક્રોધની સીમા રહી નહિ; કિન્તુ અલ્પકાળને માટે આત્મસંયમ કરીને ધીમે ધીમે તેણે શયનગૃહનાં દ્વારને થોડું ઉઘાડયું. દ્વાર ઉઘાડતાંની સાથે જ તેણે જે દેખાવ જોયો તેથી તે સ્તંભિત બની ગયો !

શ્યામા શય્યામાં સૂઇ રહી હતી. રામપ્રસાદ તેની પાસે જ બેઠો હતો, અને તેના મુખમંડળ તરફ જોઇ રહી સ્મિતમુખે સંગીત ગાતો હતો. શ્યામાનાં નેત્રો અડધાં મીંચેલાં હતાં. તેનાં વસ્ત્રો અવ્યવસ્થિત થઇ ગયેલાં હતાં. વક્ષઃસ્થળ ઉપરનું વસ્ત્ર સહજ ખસી ગયું હતું. તે ક્વચિત્ રામપ્રસાદ તરફ કટાક્ષ ફેંકતી હતી, અને ક્વચિત્ ચોતરફ જોતી હતી. મુક્તકેશી ત્યાં હાજર નહોતી.

શ્યામચરણને જોતાં જ ક્યાં કેવી રીતે જતાં રહેવું તેનીજ રામપ્રસાદ અને શ્યામાને ચિંતા થઇ પડી. રામપ્રસાદ શય્યા ઉપરથી ઉઠી ઉભો થઈ ગયો. તેનું મ્હોં લેવાઇ ગયું. શ્યામા પોતાનાં અવ્યવસ્થિત

થઇ ગયેલાં વસ્ત્રોને વ્યવસ્થિત કરી સફાળી બેઠી થઇ. જો આ સમયે તેના ચરણો નીચેની પૃથ્વીએ તેને જગ્યા આપી હોત તો તે તેમાં અવશ્ય સમાઇ જાત.

શ્યામચરણ આ સમયે કાંઇ બોલ્યા વિના ખસી ગયો; કિન્તુ એ રાત્રે ઘણી તકરાર થઇ. શ્યામચરણે પોતાની ઇચ્છામાં આવે એવાં વાગ્બાણોથી મુક્તકેશીનું હૃદય વીંધી નાખ્યું. અંતે તેણે કહ્યું:—"બધા ધંધા થઇ ગયા છે—હવે માત્ર વેશ્યાનો ધંધો બાકી રહ્યો છે."

મુક્તકેશી પ્રથમ તો કાંઈ સમજી શકી નહિ. તેણે ક્રોધે ભરાઇને કહ્યું:—"દિવસે દિવસે તમારી બુદ્ધિ શુદ્ધિ ગૂમ થતી જાય છે કે શું?"

"એમ નહોય તો ત્હારા જેવી પાપીયસીને હું મ્હારા ઘરમાં રહેવા દઉં કે? જો મ્હારામાં થોડી ઘણી પણ બુદ્ધિ હોત તો મ્હેં તને કયારનીય અહિંથી વિદાય કરી દીધી હોત." શ્યામચરણે પણ રોષાવેશમાં જ કહ્યું.

"મ્હને તમે વિદાય કરી દ્યો તે પહેલાં જ હું વિદાય થઉં છું. જો તમે મ્હને કાલેને કાલે જ અહિંથી ન મોકલી દ્યો તો તમને જે વધારેમાં વધારે વ્હાલું હોય તેના સોગન છે." મુક્તકેશીએ કહ્યું.

શ્યામચરણે પત્નીના આવાં ઉચ્છૃંખલ વચનો સાંભળી પ્રથમના જેવા સ્વરે કહ્યું:—"કાલે શું કરવા જાય આજે જ ચાલી જા ને. તને મોકલવાની કાંઇ જરૂર નથી. તું જયાં જાય ત્યાં તને રસ્તો સૂઝે તેમ છે."

બીજો કાંઈ ઉત્તર નહિ આપતાં મુક્તકેશી નીચે ઉતરી જવાને તૈયાર થઇ. શ્યામચરણ દ્વાર બંધ કરીને ઉભો રહ્યો. તેણે કહ્યું:—"તું પોતે બેશરમ છે તેથી બીજાને પણ બેશરમ બનાવવાને ઇચ્છે છે કે?"

મુક્તકેશી:—રસ્તો છોડો. મ્હને જવાનું કહો છો તો હું જવાને તૈયાર છું.

શ્યામચરણ:—તું કયાં જઈશ ?

મુક્તકેશી:—ઇશ્વર જ્યાં લઈ જશે ત્યાં.

શ્યામચરણ:—તે પહેલાં એક વખત ત્હારી શ્યામા પાસે જાને !

મુક્તકેશી ચમકી ઉઠી. શો પ્રકાર બન્યો હશે તેની સહજ કલ્પના તેના અંતરમાં ઉત્પન્ન થઇ. તેણે આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું:—"શ્યામાની સાથે મ્હારે શો સંબંધ છે ? હું તેની પાસે શા માટે જઉં ?"

શ્યામચરણ:—તું ચાલી જાય છે તેથી શ્યામાની અને ત્હારા લાડકવાયા ભાઈની મુલાકાત થાય એવો બંદોબસ્ત તું કરતી જઈશને ?

વિશેષ વિસ્મિત બની જઇને મુક્તકેશીએ કહ્યું:—"તમે શું કહો છો એ હું બિલ્કુલ સમજી શકતી નથી."

શ્યામચરણ:—કેવી રીતે સમજી શકે ? ત્હારું ભોળું મન કાંઈ ખોટું જોઇ શકતું નથી તેમ જ કાંઇ ખોટું સમજતું પણ નથી.

મુક્તકેશી:—તમારી આંખોમાં કમળો છે તેથી જ તમને બધું પીળું દેખાય છે. રામપ્રસાદ જેવા બાળક ઉપર પણ તમને સંદેહ ઉ-પજ્યો છે, એ ઘણી આશ્ચર્યજનક વાત છે.

શ્યામચરણ:—ખરેખર, મ્હેં ઘણો અન્યાય કર્યો છે ! હવેથી હું કોઈના ઉપર સંદેહ નહિ કરું. તું મધ્યાન્હકાળે હમ્મેશાં ત્હારું શયનગૃહ ખાલી કરી આપજે એટલે કોઈ ત્હારા ઉપર સંદેહ નહિ કરે.

મુક્તકેશીએ કિંચિત્ ભયભીત બની જઇને કહ્યું:—"તમે શું જોયું છે એ ઈશ્વર જાણે—હું તો કાંઈ જાણતી નથી !"

પછીથી શ્યામચરણે મુક્તકેશીને સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળી મુક્તકેશીએ પોતાના બન્ને કાનમાં આંગળીઓ

ઘાલી તેણે કહ્યું:—" હું આમાંનું કાંઈ જાણતી નથી; છતાં મ્હેં આ પ્રકારની સાવધાનતા ન રાખી એ મ્હારો ગુન્હો થયો છે એમાં કાંઈ શક નથી. "

આમ કહીને મુક્તકેશી સમય વિચારી શાન્ત રુદન કરવા લાગી. શ્યામચરણ તેના સ્વભાવ અનુસાર નમ્ર બની જવા લાગ્યો.

અંતે પતિપત્નીએ મળી એવો નિશ્ચય કર્યો કે, હવે રામપ્રસાદને મુંબાઇમાં રાખવો ઉચિત નથી. એને પોતાના ગામમાં મોકલી દેવામાં જ કલ્યાણ છે.



# પ્રકરણ ૧૭ મું.

## માયાબંધન.

" શું તું નહિ જ આવે ? "

" ના—કદાપિ નહિ આવું. "

પ્રશ્નકર્ત્તા રમાનાથ અને ઉત્તરદાતા રજનીકાન્ત હતો. રજનીકાન્તની અજ્ઞતાથી રમાનાથ ઘણો વિસ્મિત થઇ ગયો હતો. રજનીકાન્ત હૉટલમાં સુદ્ધાં ભૂલ્યે ચુક્યે જતો હતો. તેણે ભાગ્યે જ કોઇ દિવસે હૉટલમાં ખાધું હશે ! રજનીકાન્ત શરમથી અધોવદન થઇ ગયો હતો; કિન્તુ સાહસથી તે અસત્ય વચનો ઉચ્ચારી શકતો નહિ. રમાકાન્ત પાસે તે પ્રત્યેક વાતમાં શરમાઇ જતો હતો. રમાકાન્તે અત્યાર સુધીમાં ઘણું જોયું તથા અનુભવ્યું હતું ત્યારે રજનીકાન્ત હજી સુધી ઘણી ખરી બાબતોથી અજ્ઞાત હતો.

રમાકાન્તે કહ્યું:—" તને જોતા તું શહેરનો છોકરો છે એમ

કોઈ કહી શકે નહિ. " ક્ષણુકાળ પછી તેણે મધુર સ્વરે પુનઃ કહ્યું:-
" ઠીક છે ચાલ, આજનો દિવસ આપણે જઈ આવીએ. "

રજનીકાન્તે ભય દર્શાવતાં કહ્યું:—" આપણુને જો કોઇ જોઇ જાય તો ? "

બીજાની વાત ઉડાવી દેવામાં રમાનાથ ઘણો નિપુણ હતો. તેણે કહ્યું:—" જો કોઈ જોઇ જશે તો આપણુને જીવતા મારી નાખશે કે ? ! તને જોઇ રહેવાને માટે કાંઈ કોઈ હૉટલનાં પગથીઆં ઉપર બેસી નહિ રહ્યું હોય !"

રજનીકાન્ત ચૂપ થઇ ગયો. થોડા સમય સૂધી વિચાર કરી તેણે બીજી એક અડચણુ શોધી કાઢી. તેણે કહ્યું:—" આજે મ્હારી પાસે પૈસા નથી. "

રમાકાન્તઃ—પૈસા નથી તો શી અડચણુ છે ? મ્હારી પાસે પૂરતા પૈસા છે: ત્હારે એ સંબંધી ચિંતા રાખવાની જરૂર નથી. તું મ્હારી સાથે ચાલ.

નિરુપાયે રજનીકાન્ત રમાનાથની સાથે જવા લાગ્યો રમાનાથ સાથે જવાને તે તદ્દન નારાજ નહોતો; પરંતુ સઘળાં નિષિદ્ધ કાર્યો કરતાં, પહેલી વખત જેવી આશંકા થાય છે તેવી જ આશંકા રજનીકાન્તને થતી હતી. રમાનાથે પીલહાઉસ ઉપર આવેલી એક હૉટલમાં રજનીકાન્ત સાથે પ્રવેશ કર્યો. બન્ને જણા એક ન્હાની પરંતુ વિજળીની લાઇટ અને પંખાવાળી રૂમમાં જઈ આરસપત્થરના ટેબલ પાસે પડેલી ખુરશીઓ ઉપર બેઠા. ભોજનનો ઑર્ડર આપતાં પહેલાં રમાનાથે નોકરના કાનમાં કાંઇ કહ્યું. અલ્પકાળમાં જ એ નોકર એકસો નંબર વનની બ્રૅન્ડીની એક બૉટલ, એક સોડા, બે ગ્લાસ અને એક રકાબીમાં બરફ લઇ આવ્યો. રજનીકાન્તે રમાનાથને પૂછ્યું:—" આ

શું છે ? ”

" આ તો અખંડ સૌભાગ્યવતી સુરાસુંદરી છે. એના પાનથી મનુષ્ય પોતાની સઘળી ચિંતા તથા દુઃખને અલ્પકાળમાં જ ભૂલી જાય છે, અંતરમાં વિવિધ પ્રકારની આનંદજનક કલ્પનાઓ ઉત્પન્ન થાય છે અને આ સુરાસુંદરીનો સત્કાર કરવાથી મૃત્યુલોકમાં સ્વર્ગીય સુખ અનુભવી શકાય છે. ” રમાનાથે પ્રફુલ્લ મુખે સુરાસુંદરીના ગુણનું વિવેચન કર્યું.

" ના ભાઇ ! હું દારૂ પી શકીશ નહિ. દારુ પીનારાઓની અંતે ઘણી પાયમાલી અને ખાનાખરાબી થાય છે. દારુ પીવાથી કોઇ પણ પ્રકારનો લાભ થતો હોય એમ હું માનતો નથી. ” રજનીકાન્તે પોતાની નારાજી દર્શાવી.

" રજનીકાન્ત ! જો તને મ્હારાં વચનો સત્ય ન લાગતાં હોય તો તું પછીથી કોઈ દિવસ સુરાસુંદરીનો સત્કાર ન કરીશ; પરંતુ આજે તો ત્હારે મ્હારું માન રાખવાને માટે થોડી બ્રૅન્ડી પણ પીવી પડશે, જો સાંભળ,

Man being reasonable must get drink,
The best of life is but intoxication. ”

આ વખતે પણ રમાનાથની ઇચ્છા વિરુદ્ધ રજનીકાન્તથી વર્તી શકાયું નહિ. તેણે વિચાર્યું, ‘ રમાનાથ જ્યારે આટલો બધો આગ્રહ કરે છે ત્યારે પછી માત્ર એક વખત પીવામાં શો દોષ છે ? પછીથી હું કદાપિ નહિ પીઉં ! ”

રમાનાથે બે ગ્લાસમાં બ્રૅન્ડી રેડી. રજનીકાન્તના ગ્લાસમાં તેણે સહજ થોડી રેડી. પછીથી તેમાં સોડા અને બરફનું યોગ્ય પ્રમાણમાં તેણે મિલન કર્યું. બન્ને જણાએ બ્રૅન્ડી પીને ભોજન કર્યું. આ ભો-

જન વિલાયતી હતું: પરંતુ રમાનાથે ચતુરાઇથી એવી વસ્તુઓનો ઑર્ડર આપ્યો હતો કે, જેમાં એક પણ હાડકું હોય નહિ; તેથી રજનીકાન્તે નીશાની ધૂનમાં ને ધૂનમાં જ એ ખોરાકને ખાવા માંડ્યો. ભોજન કરતાં કરતાં રજનીકાન્તે કહ્યું:—" આવો સ્વાદિષ્ટ ખોરાક મેં મ્હારા જીવનમાં કદાપિ ખાધો નથી. આ શી વસ્તુઓ છે ?"

" આ વસ્તુઓનાં નામ હું તને પછી જણાવીશ. " આમ કહીને રમાનાથે આ વાતને આટલેથી જ ટૂંકી કરી.

ભોજન કરતાં કરતાં બન્ને મિત્રોએ પુનઃ એક બે વખત સ્વાસ્થ્યપાન કરીને બૉટલ ખાલી કરી નાખી. પછીથી બન્ને મિત્રો જ્યારે ટેબલ પાસેથી ઉઠી ઉભા થયા ત્યારે રજનીકાન્તમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. જાણે કે એ થોડા સમય ઉપરનો રજનીકાન્ત જ નહોતો. તેના મનનો સઘળો સંકોચ અને આશંકા દૂર થઇ ગયાં હતાં. તેને પોતાનું શરીર અને મન સ્ફૂર્તિપૂર્ણ થઈ ગયેલું લાગતું હતું. તેના સર્વાંગમાંથી જાણે કે આનંદના તરંગો ઉછળતા હતા.

રમાનાથે ઉભા થઇને કહ્યું:—" ચાલ, હવે આપણે ફરવા જઇશું ? "

રજનીકાન્તે પૂછ્યું:—" ક્યાં ફરવા જઇશું ? "

રમાનાથ:—વિક્ટોરિયા કરીને ગીરગામ તરફ જઇએ.

રજનીકાન્ત:—ભલે ચાલ.

હૉટલનું બિલ ચુકવી આપી બન્ને જણા બ્હાર નીકળ્યા, અને વિક્ટોરિયા ભાડે કરી, કોચમેનને તેમણે ગીરગામ લઇ જવાની આજ્ઞા કરી.

રાત્રિના લગભગ નવ વાગ્યા હતા. રસ્તા ઉપર ટ્રામ્વે, મૉટરકાર, ખટારા સાઇકલ વગેરેની આવજા ચાલુ હતી. વિવિધ વસ્તુઓની

દુકાનો વિજળીની લાઇટથી અતિ રમણીય અને આકર્ષણીય જણાતી હતી. દિવસના કરતાં અત્યારે મનુષ્યોનો અવરજવર વિશેષ પ્રમાણમાં જોવામાં આવતો હતો.

થોડા સમયમાં જ વિકટોરિયા ગીરગામ રોડ તરફ જઈ પાછી પીલહાઉસ નજીક આવી એક મનોહર મકાન પાસે ઉભી રહી. રમાનાથ રજનીકાન્તની સાથે વિકટોરિયામાંથી નીચે ઉતર્યો, અને તેણે કૉચમેનને ભાડું ચુકવી આપ્યું. નીચે ઉતર્યા પછી રજનીકાન્તે પૂછ્યું:—" તું મ્હને પાછો અહિં કેમ લઇ આવ્યો ?"

" એમાં શું થઈ ગયું ? " કહીને રમાનાથ રજનીકાન્તની સાથે એ મનહર મકાનનો દાદર ચઢવા લાગ્યો. દાદર ઉપર એક ઉજવળ દીપક સળગતો હતો. ઉપરના ગ્રહદ્વાર પાસે સુંદર ઉભી રહી હતી. રમાનાથ તથા રજનીકાન્તને જોઈ તેણે તેમને બેસવાનું આસન આપ્યું. રજનીકાન્ત સહજ લજ્જિત અને સંકુચિત બની જઇ આસન ઉપર બેઠો.

અરસ્પરસ કુશળ વર્તમાન પૂછ્યા પછી સુંદર પાન લઇ આવી. રજનીકાન્ત પાસે પાનની તાસક મૂકી તેણે કહ્યું:—" તે દિવસે આપે પાન ખાધું નહોતું–આજે પણ નહિ ખાઓ કે ?"

રજનીકાન્તે કશો ઉત્તર નહિ આપતાં એક પાન લઇને ખાધું. પછીથી રમાનાથે તેને સિગાર આપી. સિગારને સ્વીકારી તે ધૂમ્રપાન કરવા લાગ્યો. વચ્ચે વચ્ચે તે સુંદરના મ્હોં તરફ જોતો હતો.

રજનીકાન્તની સ્હામે વિક્રમ અને ઉર્વશીનું એક સુંદર ચિત્ર હતું. રજનીકાન્ત થોડા સમય સૂધી એકાગ્રદૃષ્ટિથી એ ચિત્ર તરફ જોઈ રહ્યો. પછીથી તેણે જોયું તો તેને માલુમ પડ્યું કે, રમાનાથ ત્યાં હાજર નહોતો. એકાએક અસ્થિરતાથી ઉભા થઇને તેણે પૂછ્યું:—

" રમાનાથ ક્યાં ગયો ?"

સુંદર રજનીકાન્તની પાછળ જ ઉભી રહી હતી એ રજનીકાન્ત જાણતો નહોતો. તે ઉઠ્યો એટલે તેના અને સુંદરના અંગનો સ્પર્શ થયો. સુંદરે રજનીકાન્તના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું:—" તમારા મિત્ર બ્હાર ગયા છે—તેઓ હમણાં જ પાછા આવશે. "

રજનીકાન્તે અધીરતાથી કહ્યું:—" ના, ત્યારે તો હવે હું પણ જઉં છું. રમાનાથની સાથે હું પણ પાછો આવીશ. રાત્રિ ઘણી વીતિ ગઇ છે. " આમ કહીને રજનીકાન્ત ત્યાંથી ચાલ્યો જવાને તૈયાર થયો.

સુંદરે ઘણે ધીમેથી, ભય પામતાં રજનીકાન્તનો જમણો હાથ પોતાના હાથમાં લીધો. પછીથી તેણે મૃદુ, કોમળ અને કંપિત સ્વરે કહ્યું:—" થોડો વખત રોકાઓ—મ્હને તમારા સૌન્દર્યસુધાનું પાન કરી લેવા દ્યો. "

રજનીકાન્તનું સર્વાંગ રોમાંચિત થયું. તેનું મસ્તક ભમવા લાગ્યું. સુંદરના નિશ્વાસ તેના મુખને સ્પર્શ કરતા હતા. સુંદરનાં વસ્ત્રો સાથે તેનાં વસ્ત્રો અડકવા લાગ્યાં. બન્ને એકત્ર થયેલા હસ્ત મૃદુ કંપતા હતા. રજનીકાન્ત મંત્રમુગ્ધ બની જઇ કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય ઉભો જ રહ્યો. ધીમે ધીમે સુંદરે રજનીકાન્તનો હાથ પોતાના ગળામાં નાખ્યો. પછીથી તેણે રજનીકાન્તના અધર ઉપર એક ચુંબન કર્યું, અને એક ગાઢ નિશ્વાસ મૂકી કમનીય કંઠે તેણે કહ્યું:—" વ્હાલા ! હું તમને કેટલા બધા ચ્હાઉં છું !"

——:*:——

# પ્રકરણ ૧૮ મું.

## અભાગિની.

એક જાતનો મ્હોટો સર્પ હોય છે. એ સર્પ જેને પકડે છે તેની કોઈ પણ પ્રકારે મુક્તિ થતી નથી. તે ધીમે ધીમે પોતાના પંઝામાં સપડાયલા મનુષ્યના સર્વસ્વનો વિનાશ કરે છે. સુંદરનો કોમળ સુખસ્પર્શ રજનીકાન્તને માટે એ સર્પના જેવો જ થઈ પડયો. એ સર્પના બંધનમાં તે રહ્યો; કિન્તુ તેના જીવનનો નાશ ન થયો. લજ્જા, શંકા, માનાપમાનનું જ્ઞાન, કર્ત્તવ્ય સઘળું જતું રહ્યું. જ્યારે આ સઘળું જતું રહ્યું ત્યારે પછી એનું જીવન કેમ રહ્યું ? એ સમયે તેનું મૃત્યુ થયું હોત તો સારું થાત. તેના હૃદયનું બળ પૂર્ણ થઇ ગયું. સંયમનું બંધન તૂટી ગયું. પ્રીતિ પ્રેમ પવિત્રતાનું આકર્ષણ વ્યર્થ થયું—આમ છતાં રજનીકાન્તનું જીવન કાયમ કેમ રહ્યું ?

સુંદરના બાહુબંધનમાં રજનીકાન્ત સર્વાંશે બંધાઇ ગયો. મોહ—બંધન કેવું દૃઢ હોય છે, એ જાણે કે તે કદાપિ પૂર્વે જાણી શકયો નહોતો—એ રાત્રે જ પ્રથમ જાણી શકયો. ઉત્કૃષ્ટ મદિરાએ તેના અંગ પ્રત્યંગમાં એક પ્રકારની નૂતન માદકતા ઉત્પન્ન કરી હતી. કિશોરી ભાર્યાનો સંકુચિત અને લજ્જાયુક્ત પ્રેમ આસક્તિના અગ્નિમાં બળીને ખાકસાર થઇ ગયો. તે હવે વારંવાર સુંદરને ત્યાં જવા આવવા લાગ્યો. ધૃતાહુત લાલસાગ્નિ યુવકના નવીન યૌવનમાં સળગી ઉઠયો. હાસ્યમુખે તે એ અગ્નિમાં શરમ, માન, સમાજભય તેમ જ દ્રવ્યની આહુતિ આપી અંતે પોતાના જીવનયૌવનની આહુતિ પણ આપવા લાગ્યો.

આવી વાત કેટલા દિવસ સૂધી છુપી રહી શકે ? પહેલાં આ વાત દીનબંધુના સાંભળવામાં આવી નહિ; પરંતુ પુત્રનું વર્તન બદલાઇ ગયેલું જોવામાં આવતાં જ ગૃહિણીના મનમાં સંદેહ ઉપજ્યો. આ પ્રસંગે ચારુલતા પોતાના પિયરમાં હતી; તેથી ગૃહિણીએ તરત જ ચારુલતાને તેડી મંગાવી. આ ખબર તેણે પ્રથમ તો પોતાના પતિને સુદ્ધાં કહી નહિ.

પુત્રવધૂને એકાએક પોતાને ત્યાં આવેલી જોઇ દીનબંધુ ઘણા આશ્ચર્યમાં પડી ગયા. તેઓ તો કાંઈ જાણતા જ નહોતા ! તેમણે ગૃહિણીને પોતાની પાસે બોલાવીને પૂછ્યું:—"મ્હને પૂછ્યા સિવાય વહુને કેમ તેડાવી ?"

ગૃહિણીએ ઉત્તર આપ્યો:—"સર્વ વિષયોમાં પુરુષની અનુમતિ લેવી જોઇએ કે ?"

દીનબંધુ:—મ્હારે ઘેર તો મ્હને પૂછ્યા સિવાય કોઇએ કાંઇ કામ કરવું જોઇએ નહિ.

ગૃહિણી એમ સમજતી હતી તેણે જે કાર્ય કર્યું છે તે સારું જ કર્યું છે; તેથી તેણે સાહસ એકઠું કરીને કહ્યું:—"હા હા—હું જાણું છું કે, ઘર તમારું એકલાનું છે—મ્હારો તો કાંઈ અધિકાર જ નથી; છતાં રજની જેવો તમારો છે તેવો મ્હારો પણ છે. તમે ક્યાં કાંઈ જુઓ છો કે સંભાળ રાખો છો ?"

એકાએક દીનબંધુના અંતરમાં આશંકા ઉત્પન્ન થઇ. તેમણે પૂછ્યું:—"કેમ, શું થયું છે ?"

ગૃહિણીએ ઉત્તરમાં કહ્યું:—"ના ના—હજી સૂધી ચિંતા કરવા જેવું કાંઈ બન્યું નથી; છતાં રજની હવે ઉમ્મરયોગ્ય થયો છે. તેની સોબત સારી નથી; તેથી આવા સમયે તેને હવે આપણે તેના

પિયરમાં શા માટે રહેવા દેવી જોઇએ ?"

"તમને સ્ત્રીઓને સંસારની બાબતો સિવાય બીજું કાંઈ સૂઝતું જ નથી; આવી નજીવી બાબતની ચિંતા કરવાની શી જરૂર છે?" આમ કહીને દીનબંધુ બ્હાર ચાલ્યા ગયા. બ્હાર જઈ તેઓ ઉપર્યુક્ત પ્રકારની ચિંતા કરવા લાગ્યા.

તપાસ કરવામાં આવતાં દીનબંધુને માલૂમ પડયું કે, રજનીકાન્ત ઘરમાં ભાગ્યે જ રહેતો હતો. હમ્મેશાં તે મધ્યરાત્રિ વીતી ગયા પછી ઘેર આવતો હતો. કોઇ કોઈ રાત્રે તો તે બિલકુલ ઘેર આવતો જ નહિ. આ ઉપરાંત બીજી જે હકીકત તેમણે સાંભળી તેથી તેમને ઘણો ક્રોધ ઉપજ્યો તેમ જ ભય પણ ઉપજ્યો. જે ભય તેમને ગંભીર જણાતો હતો તે જ ભય તેમના અંતરમાં ઉપજ્યો.

ચારુલતા શ્વસુરાલયમાં આવી. તેના પ્રથમના ભાવમાં વિશેષ પરિવર્ત્તન થયું નહોતું; કિન્તુ પતિનો પ્રેમ પ્રાપ્ત કરવાની લાલસા પ્રથમના કરતાં પ્રબળ થઈ હતી. તેણે આવીને જોયું કે, એ પૂર્વનો પતિ જ નથી. પૂર્વની કોમળતા, સંકોચ, આંતરિક સ્નેહ આદિ સર્વ અદ્રશ્ય થઇ ગયું હતું. પતિનાં વાકયોમાં એક પ્રકારની ઉદાસિનતા તે અનુભવી શકતી હતી. ચારુલતાએ હમણાં જ યૌવનવાટિકામાં પ્રવેશ કરેલો હોવાથી તેનામાં સહજ અભિમાન પણ હતું. પહેલાં તે અભિમાનિની જ થઇ; કિન્તુ કોણ તેનું અભિમાન જુએ ? કોણ તેનો પ્રણયતિરસ્કાર શ્રવણ કરે ? રજનીકાન્ત પોતાની ઇચ્છામાં આવે ત્યારે ઘેર આવતો હતો, અને ચાલ્યો જતો હતો. કોઇ કાંઈ પૂછતું તો તે સત્ય ઉત્તર જ આપતો નહોતો. તેને જાણે કે ઘરમાં કાંઇ બંધન જ નહોતું. આવી સ્થિતિમાં ચારુલતાનું અભિમાન ક્યાં સુધી ટકી શકે ? અભિમાન દુર્બળ હોય છે. જે અભિમાનને સમજે

છે તેની આગળ જ અભિમાન ઉપયોગી થઈ પડે છે. થોડા દિવસમાં જ ચારુલતાનું અભિમાન જતું રહ્યું. ઘરમાં જે વાર્તા ગુપચૂપ ચાલતી હતી તે વાર્તા ધીમે ધીમે ચારુલતાના સાંભળવામાં પણ આવી.

એ વાર્તા ચારુલતાના કોમળ પ્રેમપિપાસુ હૃદયમાં વજ્રના જેવી લાગી. એવું કોઇ માણસ પણ તેની પોતાની પાસે નહોતું કે તે તેનીઆગળ પોતાના મનની હકીકત કહીને પોતાનો હૃદયભાર ઓછો કરી શકે. સૌ એમ જ કહેતાં હતાં કે, જો એ યત્ન કરે તો રજનીકાન્તને ઠેકાણે લાવી શકે તેમ છે—વેશ્યાના બંધનને તોડી નાખીને તેના પોતાના સ્નેહ-બંધનમાં બાંધી શકે તેમ છે: પરંતુ સંસારજ્ઞાનશૂન્ય યૌવના ચારુલતા કયો યત્ન કરે ? તેણે ક્યાં સંસારનો સહજ પણ અનુભવ મેળવ્યો હતો કે તે પતિદેવતાને વશ કરવાનો મોહનમંત્ર જાણી શકે ?

પરંતુ સંકટ સમયે બાળિકાના મનમાં પણ અપૂર્વ બુદ્ધિ ઉત્પન્ન થઇ આવે છે. ચારુલતા ઉંમરે બાળિકા હતી તો પણ તે સમજી શકી કે, " સ્ત્રીજાતિને માટે બે સંકટો સિવાય બીજું એક પણ સંકટ નથી. પ્રથમ સંકટ વૈધવ્ય તથા બીજું સંકટ સ્વામીના સ્નેહનો નાશ. શા માટે આમ થયું ? કોણે શત્રુતા સાધીને તેના સંસારસુખનો વિનાશ કર્યો ? પૂર્વ જન્મમાં ચારુલતાએ શું કોઇને દુઃખ દીધું હતું કે ? તેમજ હોવું જોઇએ. નહિ તો આવા સમયે તેનું ભાગ્ય ક્યાંથી ફૂટે ? દુઃખનો પડછાયો સુદ્ધાં અદ્યાપિ તેના શરીર ઉપર પડ્યો નહોતો. હવે જાણે કે એક ક્ષણ માત્રમાં તેનું સમસ્ત સુખ ઉડી ગયું, અને માત્ર દુઃખ જ તેનું સોબતી થઈ રહ્યું. તે કોને કહે ? કોણ તેનું દુઃખી હૃદય શાંત કરી શકે ? સ્નેહસિંચનથી કોણ તેના મૃતપ્રાયઃ પ્રાણને સજીવન કરે ?

જે ઉપાય હતો તેજ ઉપાયનો ચારુલતાએ ઉપયોગ કર્યો. હૃદયની

વેદનાને છુપાવી રાખીને, મર્મભેદક આંસુઓને સાફ કરી નાખીને તેણે પતિને કહ્યું:—"પ્રભુ! મ્હેં શો અપરાધ કર્યો છે, કે આપ મ્હારા ઉપર પ્રેમ નથી રાખતા?"

રજનીકાન્તે પત્નીના મુખ તરફ નજર કર્યા સિવાય કહ્યું:—"ત્હેં કાંઈ અપરાધ કર્યો નથી. વળી કોણે તને કહ્યું કે, હું હવે પહેલાંની માફક ત્હારા ઉપર પ્રેમ નથી રાખતો?"

ચારુલતાએ કહ્યું:—"એ વાત જો કોઇએ મ્હને કહી હોત તો હું કદાપિ ખરી માનત કે? મ્હને તો તમારી રીતભાત ઉપરથી જ એમ માલૂમ પડયું છે."

રજનીકાન્તે કહ્યું:—"મ્હારા વ્યવહારમાં તને શી ખામી જણાઈ છે?"

ચારુલતા:—તે હું કહી શકતી નથી. તમે મ્હને ખોટા શબ્દો સંભળાવતા નથી, મ્હારું અપમાન કરતા નથી. પરંતુ એટલું ખરું છે કે, હવે તમારો મ્હારા ઉપર પહેલાંના જેવો પ્રેમ નથી; જો તમે મ્હને ન કહેવાનાં વચનો કહ્યાં હોત, મ્હારો તિરસ્કાર કર્યો હોત તો મ્હને આટલું દુઃખ લાગત નહિ; પરંતુ તમે હવે મ્હને પ્રથમની માફક પ્રેમ-દૃષ્ટિથી જોતા નથી તેથી મને ઘણું દુઃખ થાય છે!

રજનીકાન્તે કાંઇક વિરક્ત થઇને કહ્યું:—"શું હજી સુધી તું ગાંડપણ કરે છે કે? હું તને શું સમજાવું? તારી ધારણા ભૂલ ભરેલી છે."

ચારુલતા વિશેષ કાંઈ બોલી નહિ. એકાંત મળતાં તેણે રડી રડીને હૃદયનું દુઃખ કાંઇક અંશે ઓછું કર્યું.

પરંતુ તેનું દુઃખ વધવા જ લાગ્યું. રજનીકાન્ત દિવસે દિવસે વિશેષ મૂર્ખ બનવા લાગ્યો. હમ્મેશાં તેને ઘેર આવતાં રાત્રે ઘણું મોડું થતું

હોવાથી સૌ તેને માટે વિવિધ પ્રકારની વાતો કરતાં હતાં. ચારુ·લતાના આવ્યા પછી રજનીકાન્તથી સમસ્ત રાત્રિ બ્હાર નહિ જઈ શકાતું હોવાથી તેણે એક નવીન ઉપાય અજમાવ્યો. સંધ્યા સમયે ભોજન કરી લઇને તે સૂઈ રહેવા જતો તથા સૌ જમી પરવારી સૂઇ જતાં તથા ચારુલતા પણ ઉંઘી જતી ત્યારે રજનીકાન્ત ધીમે ધીમે શય્યાનો ત્યાગ કરી ચાલ્યો જતો હતો, તથા પ્રભાત થતાં ન થતાંમાં તો ઘેર પાછો આવી પહોંચતો હતો. ચારુલતા કાંઇ હમ્મેશાં ઉંઘી જતી નહિ; પરંતુ તે સાહસ એકઠું કરી પતિને કાંઇ કહી શકતી નહિ.

એક દિવસે રાત્રે ચારુલતા સૂઈ ગઇ હતી. તેને ઉંઘી ગયેલી જાણી રજનીકાન્ત ધીમેથી પથારીમાંથી ઉઠયો, તથા કપડાં પહેરી બ્હાર નીકળી પડવાની તૈયારી કરવા લાગ્યો. એવા સમયે ચારુલતાએ પથારીમાં ઉઠી બેઠી થઇને કહ્યું:—" ક્યાં જાઓ છો ?"

આ પ્રકારથી રજનીકાન્ત પ્રથમ તો કાંઇક ગભરાઈ ગયો. તેણે ધીમેથી કહ્યું:—"કાંઈ જતો નથી; દિવાનખાનામાં કપડાં પહેરવા જઉં છું."

ચારુલતા:— કપડાં પહેરીને ક્યાં જવું છે ?

મુશિબતમાં પડીને રજનીકાન્તે કહ્યું:—" આ તે શું કહેવાય ? આજે મ્હારે નાટક જોવા જવું છે તે પણ તને કહીને જવું જોઇએ કે ? "

રજનીકાન્ત એ વખત જૂઠું બોલ્યો તેથી ચારુલતાએ તેને ત્રીજી વખત જૂઠું બોલવાનો અવસર આપ્યો નહિ. તેણે પથારીમાંથી ઉઠી ધીમેથી પતિ પાસે આવીને મૃદુસ્વરે કહ્યુ:—" તમે હમ્મેશાં રાત્રે ઉઠીને ક્યાં જાઓ છો, એ હું જાણું છું. કોને ત્યાં શા માટે જાઓ છો એ પણ હું જાણું છું ! "

રજનીકાન્ત થોડા સમય સૂધી કાંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય

ઉભો જ રહ્યો; પરંતુ હવે તેના અંતઃકરણમાં વિશેષ ભય તેમ જ લજ્જા નહોતાં. થોડા સમય સુધી વિચાર કરીને તેણે કહ્યું:—" જાણે છે તો પછી પૂછે છે શા માટે ? તું સૂઈ જા, અને હું પણ જઉં છું."

ચારુલતાઃ—ત્યારે જશો જ ?

રજનીકાન્તઃ—શા માટે ન જઉં ?

ચારુલતાઃ—મ્હારું કહેવું નહિ જ માનો ?

રજનીકાન્તઃ—આજે નહિ; વળી કોઇ દિવસે માનીશ.

ચારુલતાઃ—હું અહિં એકલી પડી રહું ?

રજનીકાન્તઃ—એમાં શી હરકત છે ? અહિં કાંઈ વાઘબાઘનો ભય નથી.

અદ્યાપિ ચારુલતા પોતાના અશ્રુપ્રવાહના પ્રચંડ વેગને રોકી રહી હતી. તેણે અત્યંત નમ્રસ્વરે કહ્યું:—" ભલે મ્હારું કહ્યું ન માનવું હોય તો ન માનો; પરંતુ આવી મોડી રાત્રે તમે બ્હાર જાઓ છો, એ વાત ઘરના બીજા કોઇ માણસના જાણવામાં આવશે તો ? "

રજનીકાન્તઃ—તું કદાચ કહી દઇશ તો જાણી શકશે.

ચારુલતાઃ—હું કહી દઇશ તો પણ તે કાંઈ ખોટું નહિ ગણાય.

રજનીકાન્તઃ—ત્યારે જેવી ત્હારી મરજી. હું તો મ્હારે જઉં છું.

આમ કહીને રજનીકાન્ત દ્વારમાંથી બ્હાર નીકળવા લાગ્યો ચારુલતા હવે આત્મસંવરણ કરી શકી નહિ. તેનો અટકી રહેલો અશ્રુપ્રવાહ પ્રચંડ વેગથી બ્હાર ધસી આવ્યો. તેણે પતિના ચરણોમાં નમી પડી. પોતાના અશ્રુજળથી પતિના ચરણો ધોતાં ધોતાં કહ્યું:—" હું શા માટે કોઇને કાંઈ કહું ? મ્હારે જે કહેવું છે, તે તમને જ કહું છું અને કહીશ. હું તમારા પગે પડું છું, તમે મ્હારું કહ્યું માનો ! આજે રાત્રે તમે કોઈ ઠેકાણે જશો નહિ. "

ચંદ્રનાં શાન્ત કિરણો જોઇને જે પ્રમાણે કોઇને પ્રચંડ તાપનું સ્મરણ થઈ આવે છે તે જ પ્રમાણે પોતાના ચરણોમાં પડી રહેલી રડતી કકળતી ભાર્યાને જોઈ રજનીકાન્તને સુંદરી સુંદરનું સ્મરણ થઇ આવ્યું. તેણે પોતાના ચરણોને પત્નીના હાથમાંથી છોડાવી નાખીને કહ્યું:—" હું કાંઈ તને ના નથી કહેતો. તું ત્હારે જેને કહેવું હોય તેને બેલાશક કહેજે. હું તો જઉં છું—મ્હને વખત નથી." આમ કહી દ્વારની બ્હાર નીકળીને રજનીકાન્તે દ્વાર બ્હારથી બંધ કરી દીધું, અને તે સુંદરના ઘર તરફ ચાલી નીકળ્યો.

આ શાન્ત રાત્રે અસંખ્ય દંપતી એકઠાં સૂઇ રહીને સુખસ્વપ્ન જોતાં હતાં. અનેક નક્ષત્રો ગગનમાં પ્રકાશી રહ્યાં હતાં. રાત્રિના શીતળ વાયુથી અનેક પુષ્પોની સુગંધિ ચોદિશે ફેલાઈ રહી હતી; પરંતુ બિચારી સ્વામીસ્નેહવિયોગિની ચારુલતા આ રાત્રિએ વિશ્વસૃષ્ટિના સૌંદર્યને જોઇ શકી નહિ. તેને એ સર્વ સુખસ્મૃતિ દુ:ખદાયીની જણાવા લાગી. તેને માત્ર એટલો જ વિચાર થઇ આવતો કે, તેના પતિ ચાલ્યા જાય છે—જાય છે, જાય છે! તેમના પગનો અવાજ તે અભાગિની સિવાય બીજું કોઈ સાંભળી શકતું નથી. એ પગના અવાજ સાંભળવામાં આવતાં ચારુલતાનું હૃદય કંપી ઉઠવા લાગ્યું. બિચારી ચારુલતા જ્યાં પડી હતી ત્યાંને ત્યાં જ પડી રહી.

——:o:——

## પ્રકરણ ૧૯ મું.



## શિક્ષા કરવાથી સંતાનો સુધરતાં નથી.

બીજા દિવસે સઘળી હકીકત ઘરનાં માણસોના જાણવામાં આવી. ચારુલતાએ કોઈને એક પણ અક્ષર કહ્યો નહોતો. દીનબંધુએ કેટલાક દિવસથી એક ભૈયાને રાખ્યો હતો, તથા તેને છુપી રીતે એવી સૂચના કરવામાં આવી હતી કે, તેણે રજનીકાન્ત તરફ બરાબર લક્ષ્ય આપવું. રજનીકાન્ત કયાં જાય છે આવે છે, કયારે જાય છે આવે છે, તેની તપાસ કરી એ ભૈયો સઘળી હકીકત દીનબંધુને કહેતો હતો. ભૈયાએ પ્રભાતકાળે દીનબંધુને કહ્યુંઃ—"શેઠજી! રજનીકાન્તભાઈ રાત્રે મ્હાર ગયા હતા."

દીનબંધુઃ—કયાં ગયા હતા?

ભૈયોઃ—શેઠજી કૃપા કરીને મ્હને એ વાત પૂછશો નહિ. તેઓ ઘણી જ ખરાબ જગ્યાએ ગયા હતા કે જે જગ્યાનું નામ હું મ્હારી જીભે લઇ શકતો નથી.

દીનબંધુએ સઘળી હકીકત પૂછી લીધા પછી પૂછ્યુંઃ—"રાત્રે તે કેટલા વાગે ઘેર આવ્યો હતો?"

ભૈયોઃ—ત્રણ ચાર વાગે—થોડી રાત્રિ બાકી હતી.

ભૈયો ચાલ્યો ગયો. દીનબંધુ મસ્તકપર હાથ મૂકી બેસી જ રહ્યા. જે આશંકા મનમાં ઉદય પામતાં તેઓ તદ્દન અસ્થિર બની જતા હતા તે આશંકા સત્ય થઇ. જો છોકરો મૂર્ખ થયો હોત તો તેમને વિશેષ લાગી આવત નહિ; પરંતુ આવી રીતે તે દુશ્ચરિત્ર થયેલો હોવાથી દિનબંધુ પોતાનું મુખ કેવી રીતે કોઇને બતાવી શકે? વળી તેમણે સજા કરવામાં

તો કાંઈ બાકી રાખી નહોતી છતાં રજનીકાન્ત આવી રીતે ઉચ્છૃંખલ તેમ જ નિર્લજ્જ કેમ થઈ ગયો ? દીનબંધુ જાતે કોઈપણ પ્રકારનો અત્યાચાર કરતા નહિ. તેમના ચારિત્રને કદાપિ કોઇ પણ પ્રકારનું કલંક સ્પર્શ કરી શકતું નહિ; છતાં પણ અંતે તેમના જ કુટુંબમાં આવો કુલાંગાર પુત્ર પેદા થયો ! જેમ જેમ તેઓ વિશેષ વિચાર કરવા લાગ્યા તેમ તેમ તેમનો ક્રોધ વધતો જ ગયો. તેથી છેવટે તેમણે રજનીકાન્તને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. રાત્રિના ઉજાગરાથી રજનીકાન્તનાં નેત્રો લાલચોળ બની ગયાં હતાં. પિતાની આગળ હાજર થઇ તે નીચું મુખ કરીને ઉભો રહ્યો. દીનબંધુએ ક્રોધસૂચક સ્વરે પૂછ્યું:—" કાલે રાત્રે ક્યાં ગયો હતો ? "

અત્યંત ભયથી સંકુચિત થઇને રજનીકાન્તે કહ્યું:—" ક્યાંય ગયો નહોતો ! "

દીનબંધુએ વિશેષ ગુસ્સે ભરાઈને કહ્યું:—" પાજી ! બદમાશ ! જૂઠું બોલે છે ? શું તું એમ ધારે છે કે, હું કશું જાણતો જ નથી ?!"

રજનીકાન્ત શાન્ત રહ્યો. દીનબંધુએ જેવી મુખમાં આવી તેવી ગાળો દીધી. છેવટે તેમણે કહ્યું:—" ઘરમાંથી તું ત્હારે ફાવે ત્યાં ચાલ્યો જા—મ્હારી દ્રષ્ટિથી દૂર થા ! જો ફરીથી કોઇ દિવસે આ ઘરમાં પ્રવેશ કરીશ તો ભૈયો ત્હારું ગળું પકડી, તને ધક્કો મારીને બ્હાર કાઢી મૂકશે."

આ સમયે આ શબ્દોથી રજનીકાન્તનો ભય ઉડી ગયો. તેણે ભયથી કંપતાં કંપતાં કહ્યું:—"કયો ભૈયો મ્હારા અંગ ઉપર હાથ અડકાડે છે તે હું બરાબર જોઇશ ! હજી પણ તમે મ્હને બ્હીક બતાવવા માગો છો ? ઘરમાંથી હું હમણાં જ ચાલ્યો જઉં છું ! "

દીનબંધુ આશ્ચર્યથી દિઙ્મૂઢ બની ગયા. પૂર્વે જે પુત્ર ભયથી ગભરાઈ જઇને તેમના આગળ એક પણ શબ્દ બોલવાનું સાહસ કરી શકતો નહિ તેની ક્રોધમૂર્ત્તિ જોઇને તેઓ ચૂપ થઈ ગયા. રજનીકાન્ત

બ્હાર ચાલ્યો ગયો.

ટોપી તથા બૂટ પહેરવા માટે રજનીકાન્ત ઘરમાં ગયો. ત્યાં આગળ ચારુલતા જમીનપર બેસી રહી હતી. તેને જોતાં જ રજનીકાન્ત વિશેષ ગુસ્સે ભરાયો. તેણે કહ્યું કે–" ત્હેં બાપાને વાત કહી દીધી છે, કેમ? પરંતુ હું કાંઈ હવે કોઈથી ડરી જઉં તેમ નથી."

ઉજાગરાથી ચારુલતાનું મુખ મલિન થઈ ગયું હતું. નેત્રો ફૂલી ગયાં હતાં. તેણે ગદ્દગદ કંઠે કહ્યું:–" મ્હેં તમારા સંબંધી બાપાજીને કાંઇ કહ્યું નથી? હું અહિંથી બ્હાર જ ગઈ નથી."

રજનીકાન્તઃ–તું બ્હાર જાય યા ન જાય તેની મ્હને લેશ પણ ચિંતા નથી. હું આ ઘરનો ત્યાગ કરી ચાલ્યો જઉં છુ, તેથી તું પણ હવે સુખમાં રહેજે.

આ વાત ચારુલતા સમજી શકી નહિ. રજનીકાન્ત પણ વિશેષ કાંઇ બોલ્યા સિવાય ચાલ્યો ગયો.

જ્યારે દીનબંધુએ રજનીકાન્તને ઘરમાંથી કાઢી મૂકયાની વાત સર્વના જાણવામાં આવી ત્યારે સમસ્ત ઘરમાં કોલાહલ થઈ રહ્યો. ગૃહણીએ રુદન કરતાંકરતાં પતિની પાસે જઇને કહ્યું:–"આ તમે શું કર્યું?"

દીનબંધુઃ—જે કર્યું છે તે સારું જ કર્યું છે. આવા દુષ્ટ કુલાંગાર છોકરાને હું ઘરમાં રાખું ? આવો છોકરો હોય તેના કરતાં ન હોય તે જ વધારે ઠીક છે.

ગૃહિણીઃ—ઘરમાં એક વહુ છે તેનો પણ તમને વિચાર નથી કે શું ? હવે રજની કાંઇ ન્હાનો છે કે તેને ભય દર્શાવવાથી તે સુધરી જાય ? હવે તે તદ્દન બગડી જશે–રસ્તે રસ્તે ભટકશે તો કોનું નામ બદનામ થશે ? એને અનેક પ્રકારની શિખામણ આપીને–સમજાવી પટાવીને સાવધાન કરવો જોઈએ કે, આવી રીતે તિરસ્કાર કરી કાઢી

મૂકવો જોઇએ ?

દીનબંધુ:—હું તેનું મ્હોં જોવાની ઇચ્છા રાખતો નથી તેમ જ ત્હારા શબ્દો સાંભળવા માગતો નથી. મ્હેં જે કર્યું છે તે સારું જ કર્યું છે.

ગૃહિણી વિશેષ કાંઈ બોલ્યા સિવાય ઘરમાં જઇને રુદન કરવા લાગી

દીનબંધુના વિચારો અટક્યા જ નહિ! અનેક પ્રકારના ખોટા વિચારો તેમના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. આ વિચારો રજનીકાન્ત સંબંધી નહોતા—તેમના પોતાના સબંધી હતા. તેમનો પુત્ર બગડી ગયો છે એમ લોકો જાણશે ત્યારે તેઓ તેમને શું કહેશે ? ! પુત્રનું પાપપૂર્ણ વર્ત્તન પ્રસિદ્ધ થશે ત્યારે તેમનું નામ કેવું બદનામ થશે ? પહેલાં પુત્રના મનમાં ભય રહેતો હતો કે કદાચ રસ્તામાં પિતાની મુલાકાત થશે તો શું થશે ? હવે પિતાના મનમાં એવો ભય રહેવા લાગ્યો કે, જો કદાચ પુત્રની સાથે રસ્તામાં મુલાકાત થશે તો શું થશે ? ચારે દિશાઓમાં પોતાની અપકીર્ત્તિ ફેલાશે ! પુત્ર થવો એ શું પાપનું પરિણામ છે ? તેઓ કદાપિ સજા કરવામાં પાછી પ્હાની કરતા નહિ, કદાપિ કોઇ સંતાનને લાડ લડાવતા નહિ, તો પછી રજની આવી રીતે બગડી કેમ ગયો ? એકાએક દીનબંધુ ને ગોવિંદલાલનાં વચનો યાદ આવ્યાં. તેણે એમ કહ્યું હતું કે એક વખત શાસનનો ભય ભાંગી જતાં કોઈ પણ પ્રકારે શાસન કરી શકાતું નથી. પુત્રને સુશિક્ષિત બનાવવા જતાં તેને હમ્મેશાં સજા કરવી એ અહિતકર્ત્તા છે. દીનબંધુ આ સંબંધી કાંઇ વિચારી શકતા નહિ. તેમણે એક વખત ગોવિંદલાલની સાથે મુલાકાત કરવાનો સંકલ્પ કર્યો.

સંધ્યા સમયે દીનબંધુ ગોવિંદલાલને ત્યાં ગયા. ગોવિંદલાલ એકલો જ તેના દિવાનખાનામાં ખુરસી ઉપર પડ્યો પડ્યો “My Lady's Money” નામની વિલ્કી કૉલિન્સ નામક સુપ્રસિદ્ધ નવલ-

કથાકારની નવલકથા વાંચતો હતો. હજી સૂધી તેનું મિત્રમંડળ તેની પાસે આવી પહોંચ્યું નહોતું. દીનબંધુને પોતાને ત્યાં આવેલા જોઇ પુસ્તકને પાસેજ પડેલા ટેબલ ઉપર મૂકી તેણે તેમને યોગ્ય સંમાન આપ્યું. પછીથી દીનબંધુને ચિંતાતુર જોઈ ગોવિંદલાલે પૂછ્યું:—"કેમ શું થયું છે? સૌ ખુસી આનંદમાં છે ને!"

દીનબંધુએ કહ્યું:—"ભાઈ! મ્હારા શિર ઉપર મ્હોટું સંકટ આવ્યું છે. લોકોમાં મ્હોં બતાવવું ભારે થઈ પડયું છે. છોકરો તદ્દન બગડી ગયો છે."

ગોવિંદલાલ:—કોણ, રજની? શું બન્યું છે તે મ્હને કહો તો ખરા?

દીનબંધુએ સઘળી હકીકત કહી સંભળાવી. છેવટે તેમણે કહ્યું:—"એ દુરાત્માનો વિવાહ કર્યો છે. ઘેર વહુ આવીને રહેલી છે; છતાં તેની બુદ્ધિ કેમ બગડી એ હું સમજી શકતો નથી!"

ગોવિંદલાલ:—જો સમજવામાં આવી શકતું હોય તો પછી શાની ચિંતા રહે? જે બગડે છે તે કેમ બગડે છે તેનો કાંઈ નિર્ણય થઇ શકતો નથી; આથી કરીને જ મ્હેં તમને કહ્યું હતું કે વારંવાર શાસન કરવાથી કોઈ પણ પ્રકારનું ફળ નથી. હવે શું કરશો?

દીનબંધુ:—એ માટે તો હું તમારી સલાહ લેવા આવ્યો છું.

ગોવિંદલાલ:—છોકરો જ્યારે ન્હાનો હોય છે ત્યારે આપણે ઇચ્છાનુસાર ભય દર્શાવીને તેને શાસન કરીએ છીએ; પરંતુ ભયને લીધે જ કાંઇ હમ્મેશાં છોકરો વશીભૂત થતો નથી. મારવાનો ભય દર્શાવવો એક દિવસે નિરૂપયોગી થઇ પડશે—શાસનથી છોકરો ડરશે નહિ—એ પ્રકાર આપણે ભૂલી જઇએ છીએ.

દીનબંધુ:—તે તો હું સમજ્યો છું; પરંતુ હવે કરવું શું?

ગોવિંદલાલઃ—તમે તેને ઘરમાંથી કાઢી મૂક્યો એ સારું કાર્ય કર્યું નથી. હવે તેને ભય નથી તેમ શરમ પણ નથી. બીજી તરફ તેની માતા તેમ જ પત્ની દુઃખી થાય છે. વળી તેની હમણાંની ઉમ્મર પ્રમાણે તેણે કદાચ એકાદ વખત ખોટું કામ કર્યું હોય તો તે હમ્મેશાંને માટે બગડ્યો છે, એમ સમજવું ભૂલ ભરેલું છે. જો તેને સુધારવા જઇએ તો સુધરી શકે પણ ખરો. તેના જેવા ઘણા ઉછરતા યુવકો બગડીને સુધરે છે.

દીનબંધુઃ—ત્યારે તેને પાછો બોલાવું ? જો તેમ કરીશ તો તો તે વિશેષ બેશરમ રહેશે.

ગોવિંદલાલઃ—તમે બોલાવશો નહિ. સ્ત્રીઓની જેવી ઇચ્છા હોય તેમ તમે કરવા દ્યો. તેમાં તેમને તમે કોઈ પણ રીતે અટકાવશો નહિ. વળી તે ઘેર પાછો આવે ત્યારે તમે તેને તમારી પાસે બોલાવી યોગ્ય સદુપદેશ દેજો. ખોટાં વચનોથી તેનો તિરસ્કાર કરશો તો સારું પરિણામ નહિ આવે.

દીનબંધુ ચાલ્યા જવાની તૈયારી કરવા લાગ્યા. ગોવિંદલાલે કહ્યું:-" જુઓ સાંભળો, લોકો કેમ બગડે છે તેનો તમે વિચાર કરી જોયો છે ? બગડવાનું કાર્ય એટલું બધું સહેલું છે કે, કોઇ તેમાંથી બચી જાય છે, એ આશ્ચર્યયુક્ત છે. હું તમને સ્પષ્ટ રીતે કહું છું. તમે મ્હારી પાસે સલાહ લેવા આવ્યા છો, એ માટે હું દિલગીર છું. હું જાતે જ બગડયો છું તો પછી બીજાને શી સલાહ આપું ?"

દીનબંધુઃ—હમણાં તમે જે કહો છો તે તમારે માટે શોભાસ્પદ છે ? તમે તો જનસમાજમાં વિદ્વાન્ તરીકે ઘણા વખણાઓ છો !

ગોવિંદલાલઃ—હું જાતે જ મ્હારા દુર્ગુણ તમને કેવી રીતે કહી સંભળાવું ?

ઘેર આવ્યા પછી દીનબંધુએ પોતાની ગૃહિણીને કહ્યું:—"છોકરાને બોલાવી તમે જો તેને સમજાવી શકો તેમ હો તો સમજાવો. રતેને જોતાં હું મ્હારો ગુસ્સો સમાવી શકીશ નહિ."

## પ્રકરણ ૨૦ મું.

### પડતાપર પાટુ.

જો ફોઇબા કદાપિ કોઈ દિવસે માળા જપવાનું ભૂલી જાય તો જ સ્યામાના તરફ લક્ષ્ય રાખવાનું ભૂલી જાય. સ્યામાએ એકાએક મુક્તકેશીને ત્યા જવું આવવું બંધ કર્યું; પ્રથમ એક બે દિવસ સુધી તો ફોઇબા કાંઇ બોલ્યાં નહિ; પછીથી તેમના સાંભળવામાં એમ આવ્યું કે મુક્તકેશીનો ભાઇ તેને ગામ ચાલ્યો ગયો છે. આ પ્રકાર જાણવામાં આવ્યો એટલે ફોઇબા શાન્તિ ધારણ કરી શક્યાં નહિ એકાંતમાં સ્યામા નજરે પડતાં જ તેમણે કહ્યું:—" કેમ સ્યામા ! હવે પાડોશમાં વારંવાર કેમ જતી આવતી નથી ?"

ફોઇબા આ વાક્ય ઘણું દાબીને બોલ્યાં. સ્યામા જાણે કાંઇ જાણતી જ ન હોય તે પ્રમાણે તેણે કહ્યું:—" કોનો પાડોશ ? વાત ખુલ્લી રીતે કરવાના તો તમે સોગન જ ખાધા હોય એમ જણાય છે."

ફોઈબાએ નાક દબાવી પૂર્વવત્ સ્વરે કહ્યું:—" તું રોજ કોને ઘેર વારંવાર જતી આવતી હતી ?"

સ્યામાઃ—તો પછી મુક્તકેશીનું નામ લઇને વાત કરતાં તમને શું થાય છે ? વળી હું જઉં છું કે નથી જતી તેની ચિંતા તમારે શા માટે રાખવી જોઇએ ? મ્હારે માટે તમને નિરાંતે ઉંઘ કેમ નથી આવતી તે કહો જોઇએ ?

ફોઈબાઃ—ત્હારે તો એટલું જ જોઇએ છીએ. સૌ નિશ્ચિંત રહે તો પછી તને શી ચિંતા રહી ! પરંતુ માથા ઉપર ભગવાન તો છે ને ?

શ્યામાઃ—મ્હારો ભગવાન્ છે, અને તમારો નથી ? તમારું મન ભગવાન્ જાણતો નથી કે શું ?

ફોઈબાઃ—હું કદાચ પાપ કરીશ તો કાંઈ ઢાંક્યું રહેવાનું છે ! હું તને એક પ્રશ્ન પૂછવા માગું છું. મુક્તકેશીના ભાઇને તેને ઘેર કેમ વિદાય કરી દીધો એ તું જાણે છે કે ?

શ્યામાઃ—તે હું શું જાણું ? વળી કોઈ પોતાની ઇચ્છાથી ઘેર ચાલ્યું જાય તેને વિદાય કરી દીધું છે એમ કેવી રીતે કહી શકાય ?

ફોઈબાઃ—હું ક્યાં એને ત્યાં જઉં છું કે, સઘળી હકીકત જાણું ? શું થયું છે તે ભગવાન્ જાણે; પરંતુ લોકોનાં મુખ કાંઇ ઓછાં જ બંધ રહે છે !

શ્યામાઃ—લોકોને જેમ ફાવે તેમ ભલે બોલે. તમને પણ જેમ ફાવે તેમ તમે બોલો. તમે શા માટે મ્હને કાંઇ કહેવા આવ્યાં છો ?

એકાએક શ્યામાનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યું. તે ઉઠી ઉભી થઈ.

પૂર્વે કદાપિ શ્યામાને આ પ્રમાણે થતું નહિ. તેનું હૃદય એવું તો કઠિન થઇ ગયું હતું કે તેનાં નેત્રોમાં કદાપિ જળ ભરાઇ આવતું નહિ. પત્થર ઉપરનો આઘાત જેવી રીતે નકામો થાય છે તે પ્રમાણે તેના હૃદય ઉપર પડતાં વાગ્બાણો નકામાં થઇ પડતાં હતાં. હવે તેની પ્રકૃતિ કોમળ તેમ જ આર્દ્ર થઇ ગઇ હતી. સહજમાં તેના હૃદય ઉપર આઘાત લાગતો હતો, નેત્રોમાં જળ ભરાઈ આવતું હતું. શ્યામાએ એક ઠેકાણે એકાંતમાં જઇને ઘણા સમય સુધી રુદન કર્યું. તેણે શા માટે રુદન કર્યું તેનું કારણ તે જાતે પણ બરાબર વિચારી શકી નહિ. કોઇએ તેના

શિરપર એવું કાંઇ ખોટું કલંક પણ મૂક્યું નહોતું ?! ફોઇબાને વારંવાર જેમ ફાવે તેમ બોલવાની ટેવ પડી ગઈ હતી, તેથી તેમના શબ્દોથી શા માટે શ્યામાને ખોટું લાગે, વાસ્તવિક રીતે ફોઇબાનાં વચનોથી શ્યામાને દુઃખ થયું નહોતું. પોતાની જાતે જ તેના હૃદયનો ઉછાળો નેત્રોમાંથી આસુઓદ્વારા બ્હાર ઉભરાઇ જવા લાગ્યો. શ્યામાના મનમાં કોઈ પણ સ્પષ્ટ કારણ યાદ આવ્યું નહિ. સઘળું જાણે કે બાષ્પમય, અશ્રુમય, દુઃખમય જણાવા લાગ્યું. શ્યામાની નજરે સમસ્ત સંસાર સુંદર દેખાતો હતો એમ નહોતું; પરંતુ પૂર્વે જે પ્રમાણે સઘળું અંધકારમય જણાતું હતું તેવું હવે જણાતું નહિ. તેના ભાવમાં થોડો ઘણો ફેરફાર થયો હતો. સુખની આશા તેના અંતરમાં ઉત્પન્ન થઇ હતી તેથી પણ તેના હૃદયને વેદના થતી હતી. જે સ્થળે વેદના થતી હતી તે સ્થળે જલદીથી શાન્તિ થઈ નહિ. સાધારણ આઘાત પણ તેને હવે ભયંકર લાગતો હતો. હશેછેસ

એક બે દિવસમાં જ ચાલરુતાને સાસરેથી ઘણા માઠા સમાચાર આવ્યા. શ્યામાનું મન એ સમાચારથી ઘણું અસ્થિર બની ગયું. ચારુલતાને દુઃખે તે ઘણી દુઃખી થઇ. કેટલુંક કૌતુહલ થયું તેમજ કેટલુંક યથાર્થ દુઃખ થયું. ચારુલતા કેટલું બધું દુઃખ ભોગવતી હશે? જમાઈ એવો સારો દેખાતો હતો છતાં એકાએક આમ કેમ બગડી ગયો ! એ સુંદરી કેવી હશે? તેનામાં એવો શો ગુણ છે કે જે જોઈને રજનીકાન્ત ચારુલતાને ભૂલી ગયો ! શા માટે એ સુંદરીએ ચારુલતાના સર્વસ્વસુખનો નાશ કર્યો ? ચારુલતા જો જોવામાં આવત તો શ્યામા તેને ઘણું સાંત્વન આપત, તેની સાથે રુદન કરત, તથા રજનીકાન્તને સુબુદ્ધિ આપવાની કેટલીક સલાહ આપત !

ચારુલતાની માતાએ જ પુત્રીને તેડી લાવવાની વાત કાઢી. તેણે

પુત્રીને તેડી લાવવાને માટે તેને સાસરે માણસ મોકલ્યું; પણ ચારુલતાએ જાતે જ પિયર આવવાની ના પાડી. પૂર્વેનું અભિમાન, આદર, પ્રેમ એ સર્વ ક્યાંય તણાઇ ગયું હતું ! યૌવનનો આનંદ ઉચ્છ્વાસ, નિશ્ચિંતતા, ચંચળતા તદ્દન ઉડી ગયાં હતાં. તેનું હૃદય ચુર્ણ થઇ ગયું હતું. વેદના થતી હતી કે નહિ તે એ પોતે પણ બરાબર સમજી શક્તી નહિ. લજ્જા, અપમાન તથા અપાર દુઃખની એકત્રતામાં કયું દુઃખ વિશેષ છે તેનો નિર્ણય કેવી રીતે કરી શકાય ? તેના પ્રેમતૃષાતુર મુખ ઉપર અગ્નિ ઝરી રહ્યો હતો. અંતરાત્મા બળીને ભસ્મ થઈ ગયો હતો. તેનાં માબાપ તેની આ વેદનાને કેવી રીતે દૂર કરી શકે ? પિયરપક્ષથી તેડવા આવનાર માણસે ઘણો આગ્રહ કર્યો, સાસુએ પણ રજા આપી; પરંતુ ચારુલતા કોઈ પણ પ્રકારે પિયર જવાને સંમત થઇ નહિ. તેના અંતરનો ભાવ કોઈ સંપૂર્ણ રીતે સમજી શક્યું નહિ. એવા સ્થળે જે સમજી શકે છે તે જ સમજે છે કે આવા દુઃખનો અંત જ નથી. દુઃખથી દૂર થતાં દુઃખનો અંત આવે એવા પ્રકારનું આ દુઃખ નહોતું. આ દુઃખથી દૂર થવા જતાં તો ઉલટું તે વધી પડે તેમ હતું. પરંતુ જે કારણથી દુઃખ થતું, જેને માટે દુઃખ થતું, તેની પાસે રહેવાથી આ દુઃખ કેટલાક અંશે સહન કરી શકાય તેમ હતું. પાસે રહેવાથી એક દુઃખ થતું ત્યારે દૂર જવાથી હજારો દુઃખ થાય તેમ હતાં; આથી કરીને ચારુલતાનું જે કર્ત્તવ્ય હતું તે કર્ત્તવ્યનું તેણે પાલન કર્યું–તે પિયર ગઈ નહિ.



# પ્રકરણ ૨૧ મું.

—:*:—

## સતી કે કલંકિની ?

સ્વર્ણમયી કેટલાક દિવસને માટે મોસાળમાં રહેવાને આવી હતી; પરંતુ ત્યાં ચારુલતા નહોતી. ચારુલતાને તેડવા મોકલતાં તેણે જાતે જ માણસને પાછું મોકલી દીધું હતું. ચારુલતાના દુઃખની હકીકત સ્વર્ણમયીના સાંભળવામાં વિવિધ પ્રકારે આવી. કોઇએ વાતને મીઠું મરચું મેળવીને કહી સંભળાવી તો કોઇએ વળી તેમને તેમ કહી સંભળાવી. એ હકીકત સાંભળી સ્વર્ણમયી મ્હોટા વિચારમાં પડી ગઇ. ચારુલતાને માથે દુઃખનો પાર રહ્યો નહોતો એટલું તો સ્વર્ણમયી સમજી શકી. તે સાથે જ તેણે પોતાની સ્થિતિનો વિચાર કરી જોયો. તેની સ્થિતિ પણ ચારુલતાના જેવી થઇ હોત તો ? તેનો પતિ તેનો ત્યાગ કરીને વેશ્યાનો વિલાસી બન્યો હોત તો ? આ વિચારોથી સ્વર્ણમયીને વિશેષ દુઃખ થયું નહિ. તેના નસીબમાં બીજા પ્રકારનું દુઃખ હતું. એ દુઃખને તે સુખ સમજીને છાતી સરસું ચાંપી રાખતી હતી. સાધારણ બુદ્ધિવાળા ઇર્ષાખોર પતિના હાથમાં પડીને તેનું હૃદય વિશેષ સંકુચિત થયું હતું, અને તેથી જ પૂર્વાનુરાગ વિશેષ દૃઢ થયો હતો. જો કે જોવા જતાં હજી તેની કાચી ઉમ્મર હતી; પરંતુ સ્વભાવ કાંઇ કાચો નહોતો. હવે તે ઘણી વાતો મનમાં રાખતી હતી. કોઇને પણ કાંઇ કહેતી નહિ. કદાચ એ સઘળી વાતો કોઇને કહેવા જેવી પણ નહિ હોય ! જે સઘળી વાતોને સ્મરણમાં રાખવી તદ્દન અયોગ્ય હતી તે જ વાતોનો રાત્રિદિવસ એ વિચાર કર્યા કરતી હતી.

મોસાળમાં હેમંતકુમારની સાથે સ્વર્ણમયીની ફરીથી મુલાકાત થઈ.

હવે સ્વર્ણમયીના મનમાં વિશેષ સંકોચ રહેતો હતો. કોઈની પણ હાજરીમાં તે હેમંતકુમાર સાથે વાતચિત કરતી નહિ. જો કદાચ કોઇ જાણી જાય, અને કાન્તિલાલને કહી દે તો ? એવો તેને ભય રહેતો હતો; પરંતુ હેમંતકુમારની સાથે વાતચિત કરવી એ જ એક દોષ હતો, એવો વિચાર તેના મનમાં આવતો નહિ; કદાચ મનમાં આવતો તો હૃદયના વેગ આગળ તે સ્થિર રહી શકતો નહિ.

આવી રીતે એક વખતે એકાંતમાં ઉભયની મુલાકાત થઈ. વિશેષ વાતચિત કરવાનો અવકાશ નહોતો. જો કોઇ આવી ચઢે તો ? સ્વર્ણમયીના હાથમાં એક પુસ્તક અને પેન્સિલ હતાં. એ તેણે હેમંતકુમારના હાથમાં આપતાં કહ્યું:—" તમારું ઠેકાણું લખી આપો. જો કદાચ જરૂર પડશે તો તમને પત્ર લખીશ. "

આનંદના આવેશમાં આવી જઇને હેમંતકુમારે પૂછ્યું:—" તું મ્હને પત્ર લખીશ ? "

સ્વર્ણમયીએ આનંદપૂર્ણ વદને હેમંતકુમારના મુખ તરફ જોયું. પછીથી ઘણી નમ્રતાથી તેણે કહ્યું:—" જરૂર પડશે તો લખીશ. તમને કોઈ હકીકત જણાવવા જેવી હશે તો પત્ર લખીને જણાવીશ. "

હેમંતકુમારે પોતાનું શિરનામું લખી આપ્યું.

દૂરથી ભવિષ્ય તેમને સંકેત કરતું હતું; પરંતુ તેઓ કાંઈ જોઇ શકતાં નહોતાં; તેઓ ભૂલથી એ સંકેતનું અનુસરણ કરતાં હતાં.

સ્વર્ણમયી મોસાળમાં ગઈ ત્યારથી જ કાન્તિલાલના મનમાં સંદેહ ઉપજ્યો હતો તેથી કરીને સ્વર્ણ મોસાળમાંથી સાસરે પાછી ગઇ એટલે કાન્તિલાલે પ્યારીમાધવને ત્યાં જઈ સઘળી તપાસ ગુપ્ત રીતે કરવા માંડી. તપાસ કરતાં તેને એમ માલૂમ પડી આવ્યું કે, હેમંતકુમાર પ્રથમ જે પ્રમાણે પ્યારીમાધવને ત્યાં આવતો હતો

તે જ પ્રમાણે હજી પણ આવતો. સ્વર્ણમયી તેની પાસે જતી કે કેમ ? એ પ્રશ્નનો ઉત્તર પણ હકારમાં મળ્યો. જે બાળકોને પૂછપરછ કરી કાન્તિલાલે આ તપાસ કરી તે બાળકોને જો એમ ખબર હોત કે સ્વર્ણમયીને હેમંતકુમાર પાસે આવવા દેવાની કાન્તિલાલે મના કરી છે તો તેઓ કદાપિ આ પ્રશ્નનો ઉત્તર હકારમાં આપત નહિ. તેઓ બિચારાં આ સંસારનાં કુટિલ કારસ્થાનોને કેવી રીતે સમજી શકે ? સ્વર્ણમયી હેમંતકુમાર સાથે વાતચિત કરે છે કે કેમ ? એ પ્રશ્નનો ઉત્તર તેઓ હકારમાં કે નકારમાં આપી શક્યાં નહિ. કાન્તિલાલ અંતે એક પ્રકારનો નિશ્ચય કરી ચાલ્યો ગયો.

સ્વર્ણમયી મોસાળમાંથી સાસરે આવી હતી. રાત્રે કાન્તિલાલે શયનગૃહમાં પ્રવેશ કર્યો. સ્વર્ણમયીએ તેને અગ્નિશર્માના સ્વરૂપમાં જોયો ! ક્રોધાવેશમાં જ કાન્તિલાલે પૂછ્યું:–" ત્હેં પેલા બદમાશ સાથે ફરીથી વાતચિત કરી હતી, કેમ ?"

હેમંતકુમારને બદમાશ કહેવાનું કોઈ ખાસ કારણ નહોતું. સવ તેને એક સારા યુવક તરીકે ઓળખતાં હતાં. મૂર્ખ કાન્તિલાલ કરતાં તે ઘણો ડાહ્યો, બુદ્ધિશાળી, વિચારવંત અને વિદ્યાપ્રિય હતો; પરંતુ કાન્તિલાલે ક્રોધાવેશમાં તેને માટે બદમાશનું સંબોધન વાપર્યું.

જો આ વાત કાન્તિલાલે બીજા સ્વરૂપમાં કાઢી હોત તો ઠીક થાત. જો તેણે સ્વર્ણને બે ખોટા શબ્દો સંભળાવ્યા હોત તો પણ કાંઇ હરકત જેવું નહોતું; પરંતુ પ્રથમથી જ કાન્તિલાલે હેમંતકુમારને ગાળ દઇને મ્હોટી ભૂલ કરી. સ્વર્ણમયી એકાએક કઠિન થઇ ગઈ. તેની પાસેથી કોઇ પણ પ્રકારની હકીકત નીકળવી અસંભવિત થઇ પડી.

સ્વર્ણમયીએ પણ રોષાવેશમાં જ કહ્યું:–" કોની વાત કરો છો ?"

કાન્તિલાલઃ–વાહ રે ! જાણે કે કાંઇ જાણતી જ નથી ! બીજા



કોની વાત કરવાની હતી ? પેલા હેમંતકુમારની કે જેને જોવાને માટે જ તું ત્હારા મામાને ત્યાં જાય છે તેની વાત હું કરું છું.

સ્વર્ણમયીઃ—મામાને ત્યાં જવાની ના પાડશો તો નહિ જઉં.

કાન્તિલાલે વિશેષ ક્રોધે ભરાઇને કહ્યુંઃ—“ પ્રથમ તું મ્હારા પ્રશ્નનો ઉત્તર આપ; ત્હેં તેની સાથે ફરીથી વાત કરી હતી કે નહિ ? ”

સ્વર્ણમયીઃ—તમે તો તેની સાથે વાતચિત કરવાની મના કરી છે.

કાન્તિલાલઃ—મ્હારી મનાની તને ક્યાં ફિકર છે ? ત્હેં ફરીથી શા માટે તેની સાથે વાત કરી ?

સ્વર્ણમયીએ દ્રઢતાથી કહ્યુંઃ—“ કોણે કહ્યું કે, મ્હેં તેમની સાથે વાત કરી છે ? કોઈએ મ્હને વાત કરતાં જોઇ છે ? ”

કાન્તિલાલ ફસાયો. કારણ કે સ્વર્ણમયીને હેમંતકુમાર સાથે વાતચિત કરતાં કોઇએ જોઇ નહોતી. કાન્તિલાલની હાર થવાનો વખત આવ્યો. તેણે વિશેષ ગુસ્સે ભરાઇને કહ્યુંઃ—“ જે સમયે કોઇ પણ માણસ જોઇ શકે તેમ નહિ હોય એવા સમયે તમે બન્નેએ વાતચિત કરી છે કેમ ? તું ત્હારી જાતે જ આ વાત કબૂલ કરે છે. ”

સ્વર્ણમયીએ કહ્યુંઃ—“ હું કબૂલ કરું કે ન કરું તેથી શું છે ? તમને જે સત્ય જણાય તે ખરું. તમારી ઇચ્છામાં આવે તેમ કરો. હવે હું કાંઈ બોલવાની નથી. ”

એકાએક ક્રોધાવેશમાં જ કાન્તિલાલ એક ખરાબ વાક્ય બોલ્યો. જે વાક્યથી સ્ત્રીજાતિના ચરિત્રપર કલંક બેસે, જે વાક્યથી સ્ત્રીજાતિનું હૃદય વિરુદ્ધ થાય, તે જ વાક્ય એ બોલ્યો. મૂર્ખ તેમ જ નિર્બળ સ્વભાવના યુવક એ વાક્યનું કેવું પરિણામ આવશે તેની કલ્પના સુદ્ધાં કરી નહિ.

એ વાક્ય સાંભળી સ્વર્ણમયી શય્યાનો ત્યાગ કરી સફાળી ઉઠી ઉભી થઇ. છાતીને ચીરી નાખી તપાવેલા લોઢાનો ત્યાં ડામ દેવાથી

જેવી અસહ્ય વેદના થાય તેવી જ વેદના તેના હૃદયમાં થવા લાગી; પરંતુ એ વેદનાનું એક પણ ચિન્હ તેના મુખપર નહોતું. જ્યાં સ્નેહ હોય છે ત્યાં જ અભિમાન હોય છે. જ્યાં સ્નેહ નથી હોતો ત્યાં અભિમાન ક્યાંથી હોઈ શકે ? સ્વર્ણમયીનો દેહ સ્થિર હતો, મુખ સ્થિર હતું. તેણે અત્યંત સ્થિર પરંતુ કાંઈક વિકૃતસ્વરે કહ્યું:—" જો તમે મ્હને કુળકલંકિની જ સમજતા હો તો મ્હારે માટે અહિં રહેવું ઉચિત નથી. હું મ્હારે જઉં છું. "

જો આ સમયે સ્વર્ણમયી છૂટે મ્હોંડે રડી પડી હોત, પતિના ચરણોમાં ઢળી પડીને તેણે કૃપાભિક્ષાની યાચના કરી હોતે તો કાન્તિલાલ નમ્ર થઇ જાત; પરંતુ નિર્ભય પત્નીને જોઇ તે ક્રોધથી અંધ બની ગયો. તેણે કઠોર સ્વરે કહ્યું:—" ત્હારે જવું હોય તો બેલાશક જા. લે હું જ તને કાઢી મૂકું છું." આમ કહીને કાન્તિલાલે સ્વર્ણમયીને એક લાત મારી. લાતના આઘાતથી સ્વર્ણમયી પડી ગઇ. તેના ખરડામાં સખ્ત વાગ્યું; છતાં તેણે પોતાનાં નેત્રોમાંથી એક પણ આંસુ સરી પડવા દીધું નહિ અગર તો બૂમ મારી નહિ. તે દ્વાર ઉઘાડી બ્હાર નીકળી પડી.

આજ સુધીમાં આવો પ્રકાર કદાપિ બન્યો નહોતો. સ્વર્ણમયી ઘરમાંથી બ્હાર ચાલી ગઇ એટલે કાન્તિલાલનો ક્રોધ નમ્ર થઈ ગયો. ક્રોધનું વિશેષ કારણ કાંઇ પણ નહોતું. જો સ્વર્ણમયી બ્હાર જઈને કોઈને આ હકીકત કહી દે તો શું થાય ? તેનો શો અપરાધ હતો ? તેણે પોતાના મામાને ત્યાં એક યુવકની સાથે વાતચિત કરી એ માટે આવો ભયંકર કલહ કરવાની કાંઇ જરૂર ? કાન્તિલાલ વિચારવા લાગ્યો કે:—" આટલો બધો ક્રોધ કર્યો એ ઠીક કર્યું નથી. " થોડા સમય સુધી વિચાર કરી રહ્યા પછી તે પણ દ્વાર ઉઘાડી બ્હાર નીકળ્યો. તેણે

ચારે દિશાએ દષ્ટિ ફેરવી; પરંતુ તે સ્વર્ણમયીને જોઈ શક્યો નહિ. તે ક્યાં ગઈ ? કાલે પ્રભાતકાળે અવશ્ય એક ભયંકર પ્રકાર બનશે. કાન્તિલાલ મ્હોટી ફિકરમાં પડી ગયો. તે ફરીથી શયનાલયમાં પ્રવેશ કરી, દ્વાર બંધ કરી શય્યામાં બેઠો. સર્વત્ર શાન્તિ જણાતી હતી. સ્વર્ણમયી ક્યાં ગઈ ? રાત્રિ વીતવા લાગી. કાન્તિલાલનાં નેત્રામાં ઉંઘ ભરાઈ ગઈ. તે બેઠો બેઠો નિદ્રાના ઘેનમાં ઝોકાં ખાવા લાગ્યો. તે વિચારવા લાગ્યો કે:—"સ્વર્ણમયી દાસી પાસે જઇને સૂઈ રહી કે માતાજી પાસે જઇને સૂઈ ગઇ ?" આ વિચારનો તે કાંઈ નિર્ણય કરી શક્યો નહિ. તેનાથી હવે વિશેષ વખત સૂધી બેસી રહેવાયું નહિ, તેથી તે સૂઇ ગયો. પ્રભાતકાળે તેની ઉંઘ ઉડી ગઇ. એ સમયે પણ સ્વર્ણમયી શયનાલયમાં પાછી આવી નહોતી. કાન્તિલાલ ઉતાવળો ઉતાવળો શયનાલયમાંથી બ્હાર નીકળ્યો.



## પ્રકરણ ૨૨ મું.

:x:

### શ્વસુરગૃહનો ત્યાગ.

સ્વર્ણમયી શયનાલયમાંથી બ્હાર નીકળીને મેડાપર ચઢી અગાસીમાં ગઇ હતી. અગાસીમાં જવાનું સાહસ કાન્તિલાલ કરી શક્યો નહોતો: પરંતુ એ સમયે સ્વર્ણમયીના મનમાં લેશ માત્ર પણ ભય નહોતો.

અપમાન, દુઃખ, અભિમાન વગેરેથી સ્વર્ણમયી અસ્થિર બની ગઇ હતી; પરંતુ એમ થવાનું કારણ તેની ઉછરતી ઉમ્મર હતું. ઉછરતી ઉમ્મરમાં અપમાન, દુઃખ, અભિમાન વગેરેનો સ્ત્રીના હૃદયમાં વાસ હોય છે જ. હૃદયનો એક પ્રવાહ મુક્ત થઇ જતાં સેંકડો પ્રવાહ મુક્ત થઇ જાય છે. મુખમાં જેટલું હાસ્ય હોય છે તેટલાં જ નેત્રામાં આંસુ

હોય છે. જીવનતરુનું મૂળ સુકાઇ જવાની શરૂઆત થતાં મનનો અને હૃદયનો વેગ તથા ઉચ્છ્વાસ પોતાની જાતે જ ઘટી જાય છે. સ્વર્ણમયી થોડા સમય સૂધી રડી, થોડા સમય સૂધી અભિમાનમાં તણાઇ; પરંતુ આવો મનનો ભાવ વધારે વખત સૂધી કાયમ રહ્યો નહિ. તેણે વિચાર્યું:—" શા માટે આવું અપમાન સહન કરું ? કોને માટે સહન કરું ? શું આ દુઃખ દૂર નહિ કરી શકાય ? અહિં રહીને વિના કારણ શા માટે ગાળો ખાઉં ? " આવા વિચારોને લીધે સ્વર્ણમયીનો ગુસ્સો ધીમે ધીમે વધી ગયો.

ગુસ્સો પણ વિશેષ વખત સૂધી ટકી રહ્યો નહિ. અંધકારમયી રાત્રિ હતી. આકાશમાં ચારે દિશાએ તારકો પ્રકાશી નીકળ્યા હતા. રાત્રિનો શીતળ મૃદુ વાયુ ફુંકાતો હતો. પ્રકૃતિની સાથે મનુષ્યનું મન હમેશાં સર્વ સ્થળે બંધાયલું હોય છે, ચારે દિશાએ લાખો અદૃશ્ય બાહુ આપણને આલિંગન કરી રહ્યા છે. જ્યાં પ્રકૃતિ હાસ્ય કરી રહી હોય છે ત્યાં મનુષ્યનું મન પ્રસન્ન રહે છે. પ્રકૃતિ જ્યાં ઉદાસ હોય છે ત્યાં મનુષ્યનું મન પણ ચિંતાતુર જણાય છે. જે સ્થાને પ્રકૃતિ ગંભીર હોય છે ત્યાં મનુષ્ય વિચારમગ્ન રહે છે. મનુષ્યનું મન બાહ્ય પ્રકૃતિનો આયનો છે. એવી અંધકારમયી રાત્રિ તરફ જોઇ રહીને સ્વર્ણમયીએ એક વખત વિચાર્યું કે:—" હમણાં શા માટે મરી જઉં ? હમણાં મરી જઇશ તો કોઇ પણ જોઇ શકશે નહિ. આર્ય રમણી, પોતાના હૃદયને કાંઈ આઘાત થતાંની સાથે પ્રથમ મરવાનો જ વિચાર કરે છે; મૃત્યુના જેવો દુઃખમાંથી મુક્ત થવાનો બીજો એક પણ સહેલો માર્ગ નથી. "

પરંતુ સ્વર્ણમયીના મનનો આ વિચાર પણ દૃઢ રહ્યો નહિ. જીવનના દ્વારમાં બેસી અંદર શું રહસ્ય છે તે જોવાની કોને ઇચ્છા થતી

નથી ? હમણાં હૃદયની અંદર, બ્હારના આકાશમાં તેમ જ સમસ્ત પૃથ્વીપર અંધકારનો વિસ્તાર થયેલો છે ખરો; પરંતુ શું આ અંધકાર હમ્મેશાં કાયમ રહેશે કે ? રાત્રિ વીતિ પ્રભાત થાય છે, અંધકાર પછી પ્રકાશ થાય છે ત્યારે પછી દુઃખ પછી સુખ નથી આવતું કે શું ?

ધીમે ધીમે રાત્રિના ગંભીર રહસ્યે સ્વર્ણમયીને સ્પર્શ કર્યો. મનુષ્યનું આવું સુખદુઃખ જોઈ, પ્રકૃતિની શાન્તિમયી મૂર્ત્તિ જોઈ સર્વ શાન્તિની શોધ શા માટે ન કરે ? આવો મનોભાવ વિશેષ વખત સુધી રહ્યો નહિ. પુનઃ હૃદયમાં વિદ્રોહનો તેમ જ વિરોધનો ભાવ ઉપસ્થિત થયો. શા માટે તેનો આ વિવાહ થયો ? તેણે પોતાના આ વિવાહમાં નારાજી દર્શાવી હતી; છતાં તેની નારાજી તરફ કોઇએ લક્ષ્ય સુદ્ધાં પણ કેમ ન આપ્યું ? આટલા દિવસો શાસનમાં ગયા અને હવે દુર્ગતિનો સમય આવ્યો ! અત્યાર સુધી તે કાંઈ કહેતી નહોતી—શાન્તિથી સઘળું જોઇ રહેતી હતી—સાંભળી રહેતી હતી. શું એ શાન્તિનું જ આવું ફળ નિપજ્યું કે ? હવે એ શાસનના બંધનને છિન્ન કરી નાખીને શાન્તિની શોધ શા માટે ન કરવી ? અંધકારમાં જાણે કે કોઇ તેને કહેવા લાગ્યું:— “ અહિં હવે ક્યાં સુધી આવું દુઃખ સહન કરીશ ? બ્હાર આવ, જન; બ્હાર સુખ છે, સ્વતંત્રતા છે; જેને માટે ત્હારો જીવ બળે છે તે પણ બ્હાર છે. ” આ વાક્યોએ સ્વર્ણમયીના હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાં પ્રવેશ કર્યો.

પ્રભાતકાળે નીચે ઉતરી પડી સ્વર્ણમયી સ્નાન કરવા ગઇ. કોઇએ તેને કાંઈ કહ્યું નહિ, તેમ જ તેના તરફ લક્ષ્ય પણ આપ્યું નહિ. ભોજન કરી રહ્યા પછી તે શયનાલયનાં દ્વાર બંધ કરી સૂઈ રહી. એકાદ નણંદે તેની એક બે વખત ઠઠ્ઠા મશ્કરી કરી કહ્યું:—“ રાત્રે ઉંઘતાં નથી કે શું ?! ” રાત્રે શો પ્રકાર બન્યો હતો તે તેમને માલૂમ નહોતો. .

બારણાં બંધ કરી સ્વર્ણમયી ઉંઘી ગઇ નહિ. નિદ્રા તેનાં નેત્રોનો ત્યાગ કરી ચાલી ગઈ હતી. ફરીથી સ્વર્ણમયીએ વિચારો કરવા માંડયા. ત્યાર પછી તે એક પત્ર લખવા બેઠી. શાહીમાં હૉલ્ડર બોળીને જ્યારે તે લખવા લાગી ત્યારે તેનું મુખમંડળ લાલચોળ બની ગયું. ત્યાં તો કોઈ હાજર નહોતું; છતાં આવા શરમના લાલચોળ શેરડા પડવાનું કાંઈ કારણ ? તેનું કારણ એ જ હતું કે, આજે તે જેને પત્ર લખવા બેઠી હતી, તેને પૂર્વે કદાપિ તેણે પત્ર લખ્યો નહોતો. બીજું શરમનું કારણ નહોતું કે શું ? એ પ્રશ્ન સ્વર્ણમયીના મનમાં સુદ્ધાં નહોતો. તેણે ઘણો વિચાર કરીને લખ્યું કેઃ—" આજે રાત્રે ૧૧ વાગે રાણીના બાગ આગળ આવજો; ઘણું જરૂરી કામ છે—સ્વર્ણ." હેમંતકુમારનું ઠેકાણું સ્વર્ણમયીની પાસે લખેલું હતું. પત્રને કવરમાં બીડી તેપર તેણે હેમંતકુમારનું શિરનામું કર્યું. ત્યાર પછી તેણે દ્વાર ઉઘાડી એક વિશ્વાસપાત્ર દાસીને બોલાવી તેના હાથમાં પત્ર મૂકયો. દાસી જઇ પત્રને પોષ્ટ કરી આવી.

રાત્રે સર્વ જમી પરવારીને સૂઈ ગયાં એટલે કાન્તિલાલ પણ ધીમે ધીમે શયનાલયમાં ગયો. તેના મનમાં કાંઇક શરમ અને કાંઇક અનુતાપ હતો; પરંતુ અનુતાપની છાયા સ્પષ્ટ જણાતી હતી. તેણે આજે સ્વર્ણમયીને એક પણ કટુ શબ્દ નહિ કહેવાનો વિચાર કર્યો હતો. જો કદાચ સ્વર્ણમયી ક્ષમાની પ્રાર્થના કરે તો ક્ષમા આપવાનો પણ તેણે વિચાર કર્યો હતો; પરંતુ સ્વર્ણમયી પોતે જ અપરાધ સ્વીકારીને ક્ષમા માગે એ પ્રકાર કાન્તિલાલને તદ્દન અસંભવિત જણાતો હતો તેણે શયનાલયમાં પ્રવેશ કર્યો તો ત્યાં સ્વર્ણમયી નજરે પડી નહિ! તેણે બ્હાર આસપાસ દ્રષ્ટિ ફેરવી પણ સ્વર્ણમયી તેની નજરે ન પડી તે ન જ પડી.! આવી આશંકા કાન્તિલાલના મનમાં થઇ આવી નહોતી. સ્ત્રી-

જાતિના અંતઃકરણમાં આટલા બધા વખત સુધી ક્રોધ કાયમ રહેતો હશે એવી તેને કલ્પના સુદ્ધાં થઇ આવી નહોતી, કારણ કે તેનો પોતાનો ક્રોધ તો શાન્ત થઇ ગયો હતો! અંતે નિરુપાયે કાન્તિલાલ બારણાં બંધ કરી શય્યામાં સૂતો.

સ્વર્ણમયીએ કોઇને કાંઇ કહ્યું નહોતું. હમ્મેશાં રાત્રે તે જે પ્રમાણે જમી પરવારીને શયનાલયમાં જતી હતી તે જ પ્રમાણે આજે પણ કાન્તિલાલના આવતાં પહેલાં થોડા સમય પૂર્વે તે ત્યાં ગઈ હતી અને ત્યાંથી બારોબાર બ્હાર નીકળી પડી હતી. મકાનની બ્હાર નીકળતાં એક ન્હાની ગલી હતી એ ગલીમાં અંધકાર રહેતો હતો. એ અંધકારમાં જઇને સ્વર્ણમયી ઉભી રહી. એવામાં તેણે દશ વાગ્યાના ટકોરા સાંભળ્યા. સ્વર્ણમયી નિસ્તબ્ધતાથી ઉભી રહી. વક્ષપ્રદેશ નીચેથી હૃદય જોરથી ધબકવા લાગ્યું તોપણ તે પાષાણની પ્રતિમા પ્રમાણે સ્થિરતાથી ઉભી રહી. ત્યાર પછી તે આગળ ચાલી નીકળી, અને ઉતાવળે પગલે ચાલતાં તે લગભગ ૧૦ ને ૪૫ મિનિટે રાણીના બાગ પાસે જઇ પહોંચી. બાગ આગળ જઈ પહોંચતાં જ હેમંતકુમાર તેની નજરે પડયો! બાગમાં પ્રવેશ કરી એક વૃક્ષની છાયામાં સ્વર્ણમયી ઉભી રહી. હેમંતકુમારે તેની પાસે જઇને કહ્યું:—" સ્વર્ણ ! ત્હેં આ શું કર્યું ? તું અહિં શા માટે આવી ? "

આ કેવા પ્રકારના પ્રશ્ન ! આ કેવું સંભાષણ ! ! હેમંતકુમારે શું કદાપિ આવી રીતે સ્વર્ણમયીની સાથે મુલાકાત કરવાની કલ્પના પણ કરી નહોતી કે? એક તરફ નિષ્ઠુર સમાજ, અંધ શાસન, સ્વાર્થી ગુરુજન હતાં ત્યારે બીજી તરફ સ્વાધીન હૃદયનો સ્નેહ હતો. આ કલ્પના હેમંતકુમારે કેટલી વખત કરી હશે તેનો નિર્ણય કરી શકાતો

નથી. એ લાંબા સમયથી ઇચ્છિવામાં આવતો સુયોગ તો આજે પ્રાપ્ત થયો હતો. હવે બીજા પ્રશ્નોની શી જરૂર હતી ? આશ્ચર્યની શી આવશ્યકતા હતી ? સઘળાં બંધનોનો, શાસનનો તેમ જ સર્વસ્વનો ત્યાગ કરી સ્વર્ણમયી તેની પાસે આવી હતી તો પછી કોનો ભય હતો ? શાનો ભય હતો ? સંસારનો, કિંવ. સમાજનો તિરસ્કાર હેમંતકુમારને શું કલંકિત કરે તેમ હતો ? જે પ્રતિમાનું મિલન થતાં તેને બીજા કશાની જરૂર જણાતી નહિ તે પ્રતિમા તો યાચિકા થઇને તેને આત્મસમર્પણ કરવાને આવી હતી !

જે આકાંક્ષા પૂર્ણ થઇ શકે એવી નથી, જે અપ્રાપ્ય છે તેની કલ્પના તથા તેનું સ્વપ્ન અતિ પ્રિય થઇ પડે છે; પરંતુ સ્વપ્ન સત્ય કરે છે તો કોઈ સમયે સંકટ આવી પડે છે. હેમંતકુમાર અત્યાર સુધી જેનું સ્વપ્નમાં દર્શન કરતો હતો, તેનાં નેત્રો આગળ જે મૂર્ત્તિ કલ્પનાના ઘોડાપર બેસીને હાજર થતી હતી તે આજે સત્યસ્વરૂપમાં તેની પાસે ઉભી થઇ, તથા એ મૂર્ત્તિએ કઠિન પત્થરની માફક તેના લલાટપર આઘાત કર્યો. હેમંતકુમાર વ્યથિત અને વિહ્વળ બની ઉભો રહ્યો.

પાસે જ અંધકારમાં, સ્થિર જળરાશીમાં તારકો પ્રકાશી રહ્યા હતા. સ્વર્ણમયી ધીમે ધીમે જળ પાસે ગઈ. હેમંતકુમાર પણ તેની પાછળ પાછળ ગયો. સ્વર્ણમયીએ કહ્યું:—“ હું અત્યારે અહિં આવી છું, તેથી તમે મ્હારાપર ગુસ્સે ભરાયા છો કે?”

ગુસ્સો—સ્વર્ણમયીની આગળ ગુસ્સો કેવો હોય તેની હેમંતકુમારને પોતાને પણ માહિતી નહોતી. હજી સુધી તે આશ્ચર્યમગ્ન જ હતો. તેણે ચમકી ઉઠીને કહ્યું:–“ ના ના, ગુસ્સે શા માટે ભરાઉં ? ”

જેમ જેમ હેમંતકુમાર વિસ્મિત અને વિચલિત થતો હતો તેમ તેમ સ્વર્ણમયી સ્થિર અને નિશ્ચિંત થતી હતી. હેમંતકુમાર આકાશ પાતા-

ળના વિચારો કરતો હતો ત્યારે સ્વર્ણમયી તેના પગ આગળ શાન્તિ અને નિશ્ચિંતતા જોતી હતી. સ્વર્ણમયીએ ઘણા જ કોમળ અને મધુર કંઠે કહ્યું:—"યાદ છે કે પેલો એક દિવસનો સંધ્યા સમય, ઉદ્યાન, તળાવ વગેરે ?"

એ આનંદજનક સ્મૃતિથી હમણાંની ચિંતા દૂર થઇ ગઇ. હેમંતકુમારે કહ્યું:—"કેમ યાદ ન હોય? એ દિવસ હું જીવનમાં કદાપિ ભૂલી શકનાર નથી."

સ્વર્ણમયી કહેવા લાગી:—"તમને યાદ છે કે, તે દિવસે મેં ડૂબી મરવાની ઇચ્છા કરી હતી; પરંતુ તે દિવસે બરાબર અંધકાર નહોતો. ત્યાં આગળ માણસોનો અવરજવર પણ વધારે હતો; તેથી કોઇ મ્હને ડૂબી જતી જોઇને બચાવે તો મ્હારે શરમથી મરી જવું પડે! જુઓ આજે સર્વત્ર શાન્તિ છે; કોઇ પણ માણસ જણાતું નથી. હવે કોનો ભય છે? હું અહિં જ રહીશ; તમે ચાલ્યા જાઓ. વળી તમે કદાચ અહિં ઉભા હશો અને હું ડૂબી જઇશ તો પણ તમે કયાં એ વાત બીજા કોઇને કહેવા જવાના હતા!"

આવાં હૃદયવિદારક વચનો સાંભળી હેમંતકુમાર આત્મસંયમ કરી શક્યો નહિ. પ્રેમના પ્રચંડ પ્રવાહમાં સઘળું તણાઇ ગયું. તે ધીમેથી સ્વર્ણમયીનો હાથ પકડી લઇ જળ પાસેથી તેને દૂર ખેંચી લાગ્યો—જાણે કે તેને એવો ભય ઉપજ્યો કે, એ વિશાળહૃદય જળરાશી બળાત્કારથી સ્વર્ણમયીને ગ્રહણ કરીને પોતાના શીતળ, પ્રશાન્ત અગાધ હૃદયમાં ધારણ કરશે. હેમંતકુમારે સ્વર્ણમયીના હૃદયને આલિંગન કરીને, તથા મુખપર ચુંબન કરીને કહ્યું:—"ફરીથી પાછી એ જ વાત કાઢી કે? હવે એવી હૃદયવિદારક વાત શા માટે કરે છે? હવે એક બાજુએ આપણે છીએ અને બીજી બાજુએ સમસ્ત પૃથ્વી છે. હવે કોનો

ભય છે ? ચાલ, ચાલ, આપણે ઘેર જઇએ. ” સ્વર્ણમયી શું વિચારતી હતી ? વિશેષ વિચાર કરવાની એ સમયે તેની સ્થિતિ નહોતી. હેમંતકુમાર તેને પોતાની છાતી સરસી ચાંપીને સાંત્વન આપતો હતો, પછી ચિંતા કરવાનું શું કારણ હતું ? આ તારકોથી પ્રકાશિત થઇ રહેલા ગગનમંડળમાં કેવી ગંભીર શાન્તિ છે ? સ્થિર જળરાશીમાં કેવી સ્નિગ્ધ શાન્તિ છે ? રાત્રિની નિસ્તબ્ધતામાં કેવી અપૂર્વ શાન્તિ છે ? હેમંતકુમારની સાંત્વનાથી સ્વર્ણમયીના હૃદયમાં તેવી જ શાન્તિએ પ્રવેશ કર્યો. તેણે કહ્યું:—“ ચાલો ! ”

ક્યાં જશો ? ક્યાં ઘર છે ? મુંબાઇ જેવા શહેરમાં આવી ગંભીર રાત્રિના સમયે હેમંતકુમાર સ્વર્ણમયીને પોતાની સાથે કેવી રીતે લઈ જાય ? તે વિચારમાં પડી ગયો. શું કરવું અને ક્યાં જવું તે તેને સૂઝયું નહિ. તેણે કહ્યું—:“ સ્વર્ણ ! તું એકાએક ત્યાંથી શા માટે ચાલી આવી ? ”

સ્વર્ણમયીએ મૃદુ તેમ જ અસ્પષ્ટ સ્વરે કહ્યું:—“ મ્હને લાકડીનો માર પડયો હતો તેથી. ”

હેમંતકુમાર ચમકી ઉઠયો. તેના મુખપર ક્રોધાગ્નિ સળગી ઉઠયો તેણે આવેશમાં જ પૂછયું:—“ શું કાન્તિએ ત્હારા શરીરપર લાકડી ઉગામી છે. ”

સ્વર્ણમયી શાન્ત રહી. હેમંતકુમારે ફરીથી તેને પોતાની પાસે ખેંચી લઈ આલિંગન કર્યું. જાણે કે તેના, પોતાના સિવાય સ્વર્ણમયીનું સંરક્ષણ કરનાર બીજું કોઈ છે જ નહિ. તેણે મનમાં ને મનમાં ફરીથી કહ્યું:—“ હવે એક તરફ હું અને સ્વર્ણમયી છીએ અને બીજી તરફ સમસ્ત પૃથ્વી છે. ”

મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. રાત્રી ગંભીર થતી જતી

હોવાથી હેમંતકુમાર સ્વર્ણમયીનો હાથ પકડી ચાલવા લાગ્યો. બન્ને જણાં બાગની બ્હાર નીકળ્યાં. બાગની સામે એક ડહેલામાં એક ગાડીવાળો રહેતો હતો. આખા દિવસના શ્રમથી કંટાળી રાત્રે લાલપાણી પીને તે નિદ્રાધીન થઇ ગયો હતો. હેમંતકુમારે ડહેલા પાસે જઇ અનેક બૂમો મારીને તેને ઉઠાડયો. પ્રથમ તો ગાડીવાળાએ ગાડી જોડવાની ના પાડી; પરંતુ હેમંતકુમારે વિશેષ ભાડું આપવાનું જણાવ્યું એટલે ગાડીવાળો લોભનો માર્યો ગાડી જોડવાને કબૂલ થયો.

ગાડીવાળો ગાડી જોડી લાગ્યો એટલે હેમંતકુમારે સ્વર્ણમયીને કહ્યું:—"સ્વર્ણ ! જો સાંભળ, જે મકાનમાં હાલ હું રહું છું, તે મકાનમાં મ્હારાં ઓળખીતાં બીજાં ઘણાં માણસો રહે છે; તેથી અત્યારે તો હું તને ત્હારા મામાને ત્યાં મૂકવા આવું છું. ત્યાર પછી યોગ્ય વ્યવસ્થા કરીને હું તને લઈ જઇશ."

સ્વર્ણ ચમકી ઉઠી. તેણે કહ્યું:—"શું મ્હોં લઇને હું અત્યારે મામાને ત્યાં જઉં? તેઓ મ્હને કાઢી મૂકશે."

હેમંતકુમારે કહ્યું:—"ખરી હકીકત હમણાં કોઇના જાણવામાં આવશે નહિ. સર્વને માત્ર એટલું જ માલૂમ પડશે કે તું ચુપકીદીથી નાશી આવી છે. તેથી કદાચ તેઓ ત્હારાપર સહજ ક્રોધે ભરાશે. બીજો કોઇ પણ પ્રકારનો ભય નથી."

સ્વર્ણમયીએ કહ્યું:—"પરંતુ મામાને ત્યાં હવે હું પૂર્વ પ્રમાણે રહી શકીશ નહિ. મ્હારાથી ત્યાં ઘણા દિવસ સુધી રહી શકાશે નહિ."

હેમંતકુમારે કહ્યું:—"ત્યાં ઘણા દિવસ સુધી ત્હારે નહિ રહેવું પડે. હું સત્વર યોગ્ય વ્યવસ્થા કરી નાખીશ.

સ્વર્ણમયીને હેમંતકુમાર તેના મામાને ત્યાં લઈ ગયો. મકાનનું

મુખ્યદ્વાર ખુલ્લું હતું. સ્વર્ણમયીએ મકાનમાં પ્રવેશ કર્યો. પ્રભાતકાળે એક પ્રકારનો ભયંકર કોલાહલ થઇ રહ્યો. સ્વર્ણમયીએ કોઈને કાંઇ કહ્યું નહિ. તેણે માત્ર તેની માતાને કહ્યું કેઃ—“ મ્હારાથી ત્યાં રહી શકાતું નથી; તેથી જ એકલી નાશી આવી છું. હવે જો મ્હને સાસરે મોકલવાની વાત કરશો તો હું ગળે ફાંસો ખાઈને આત્મઘાત કરીશ. ”

આ શંકા ખોટી હતી. સાસરે જ્યારે એમ જાહિર થયું કે, સ્વર્ણ રાત્રે એકલી તેના મામાને ત્યાં પલાયન કરી ગઈ છે ત્યારે કાન્તિલાલનાં માતાપિતાએ એમ કહેવડાવ્યું કે, “ વહુને હવે સાસરે મોકલશો નહિ; કારણ કે પ્રતિષ્ઠિત કુટુંબના ઘરની વહુનું આવું વર્ત્તન હોવું જોઇએ નહિ. અમે અમારા પુત્રનો પુનઃ અન્ય સ્થળે વિવાહ કરીશું. ”

પ્યારીમાધવથી આ પ્રકાર જોઈ શકાયો નહિ. સ્વર્ણમયીના માતાને બોલાવીને તેમણે કહ્યુંઃ—“ હવે હું સ્વર્ણમયીને અત્રે રાખી શકતો નથી. તમે તેને સાથે લઇ જઈને ગામડામાં રહો. ”

સ્વર્ણમયીની માતાનું મુખ બંધ થઈ ગયું હતું. તે નેત્રોમાંના આંસુ સાફ કરતી કરતી સ્વર્ણમયીને સાથે લઇ ગામડે ચાલી ગઇ.

---

## પ્રકરણ ૨૩ મું.

## આ શું, સ્વપ્ન કે સત્ય ?

ગોવિંદલાલે દીનબંધુને કહ્યું હતું કે, જે પોતે જ બગડે છે તે બીજાને શી શિખામણ આપે એ હકીકત કાંઈ ખોટી નહોતી. જેમ

જેમ ઉંમર વધતી હતી તેમ તેમ ગોવિંદલાલનું ચિત્ત વિશેષ શિથિલ થતું હતું. આત્મબળ ધીમે ધીમે વિશેષ દૂર ચાલ્યું જતું હતું. હવે તેને તેની સ્ત્રી સુદ્ધાં સમજાવી શકતી નહિ. સ્ત્રી આગળ તે પોતાના સઘળા દોષો છોડી દેવાનું કબૂલ કરતો હતો; પરંતુ પાછી મિત્રોની મુલાકાત થતાં તેની કબૂલત ઉડી જતી હતી. મદ્યપાનની અનિયમિતતાને લીધે તેની બુદ્ધિ પણ બગડવા લાગી હતી. કામકાજ કરવામા હવે પ્રથમના જેવું મન રહેતું નહિ. વારંવાર ભૂલ થઈ જતી હતી. આ માટે અત્યાર સૂધી તેને જાહિરમાં કાંઈ ઠપકો સાંભળવો પડતો નહોતો; પરંતુ તેની ગેરહાજરીમાં તેની ઘણી ચર્ચા ચાલતી હતી.

એક દિવસે રવિવારે સંધ્યા સમયે તેના કેટલાક મિત્રો તેને સાથે લઇ ગયા. આવો પ્રકાર વારંવાર બનતો હતો. શાન્તિલતા મધ્યરાત્રિ થતાં સૂધી પતિના પાછા ફરવાની રાહ જોઈ અંતે શય્યામાં સૂઇ ગઈ.

ગોવિંદલાલને જ્યાં લઇ જવામાં આવ્યા ત્યાં ગાનતાનની બેઠક હતી; પરંતુ એ તરફ કોઈનું વિશેષ લક્ષ્ય નહોતું. મદ્યપાનથી સર્વ ઉન્મત્ત બની ગયા. એક બે નાચનારીઓ હતી તેમની પણ તેવી જ સ્થિતિ થઈ ગઈ. રાત્રિ જેમ જેમ વધારે વીતતી ગઈ તેમ તેમ ગોવિંદલાલે વિશેષ મદ્યપાન કરવા માંડયું, અને અંતે તે બેહોશ બની ગયો. મિત્રમંડળમાં બે માણસો મદ્યપાન કરવામાં ઘણા ઉસ્તાદ હતા. તેઓ સહેલાઈથી બેહોશ બની જાય એવા નહોતા. તેમણે બન્ને જણાએ ગોવિદલાલને બેહોશ બની ગયેલો જોઇને એક પ્રકારની સલાહ કરી. તેઓ બન્ને મળીને એક વેશ્યાને સુરાપાન કરાવવા લાગ્યા. એક બે કલાક પછી એ વેશ્યા પણ બેહોશ બની ગઈ. ત્યાર પછી એ બન્ને મિત્રોએ એક ગાડી બોલાવી. એ સમયે રાત્રિના લગભગ ત્રણ વાગ્યા

હતા. તેમણે બન્નેએ મળી ગોવિંદલાલ તથા વેશ્યાને—એક પછી એકને ઉંચકીને ગાડીમાં બેસાડયાં, તથા તેઓ ગાડીને ગોવિંદલાલને ત્યાં લઇ ગયા. પૂર્વ પ્રમાણે બન્ને જણા ગોવિંદલાલ તથા વેશ્યાને ગોવિંદલાલના દિવાનખાનામાં લઇ ગયા. નોકર ચાકર કોઇ તેમની પાસે આવી શકયું નહિ. પછીથી બન્ને જણાંને એકઠાં સુવાડીને દિવાનખાનાનાં દ્વાર બંધ કરી બન્ને મિત્રો બ્હાર નીકળ્યા, તથા નોકરને એમ જણાવ્યું કે:—"ગોવિંદલાલ ઉંઘમાં છે તેથી અમારે તેમને અત્રે મૂકવા આવવું પડયું હતું. તમે કોઇ તેમને ઉઠાડશો નહિ." આમ કહીને બન્ને મિત્રો મકાનની બ્હાર નીકળી ગાડીમાં બેસી ચાલ્યા ગયા.

પ્રભાતકાળે ઉઠીને શાન્તિલતાએ દાસીને પૂછ્યું:—"સ્હવાર થયું છતાં હજી સૂધી તેઓ ઘેર આવ્યા નથી કે શું ?"

દાસીએ શય્યામાંથી ઉઠીને કહ્યું:—"હું તપાસ કરું છું."

છતાં દાસીને હાથ મ્હોં ધોતાં વિલંબ થશે એમ વિચારીને શાન્તિલતા પોતે જ દિવાનખાનામાં ગઇ. શાન્તિલતાને જોતાં જ દિવાનખાનાના દ્વાર પાસે જે એક નોકર ઉભો રહ્યો હતો તેણે દ્વાર બંધ કરી દીધાં. શાન્તિલતાએ નોકરને પૂછ્યું:—"કેમ શું થયું છે ?"

નોકર શો ઉત્તર આપવો એ પ્રથમ તો વિચારી શકયો નહિ. તેણે કહ્યું:—"બાઇ સાહેબ ! તમે ઘરમાં જાઓ. હું શેઠને જગાડું છું."

એવામાં દિવાનખાનામાં કોઈના નાકનો અવાજ થતો સાંભળીને શાન્લિતાએ પૂછ્યું:—"હજી સૂધી કોણ ઉંઘે છે ?"

નોકર સંકટમાં સપડાયો. તેનું મુખ સુકાઇ ગયું. તેણે કહ્યું:—"બાઇ સાહેબ ! તમે ઘરમાં જાઓ અને હું તપાસ કરું છું" આમ કહીને તે ઉભો રહ્યો. તેને એવો ભય હતો કે કદાચ તેની પાછળ શાન્તિલતા દિવાનખાનામાં પ્રવેશ કરે તો શેઠનું પોગળ જાહિર થઈ જાય.

શાન્તિલતાએ કહ્યું:—"તું અત્રેથી ચાલ્યો જા હું જ તપાસ કરું છું. દિવાનખાનામાં અત્યાર સુધી કોણ સૂઇ રહ્યું છે.?"

નોકર આમ છતાં પણ દ્વાર પાસેથી ખસ્યો નહિ. તેણે કહ્યું:— "શેઠ સાહેબ ઘણી મોડી રાત્રે આવીને સૂઇ ગયા છે: તેથી જ હજી સુધી ઉંઘમાં છે તમે તેમને ના જગાડો તો સારું."

નોકરના આવા દુરાગ્રહથી શાન્તિલતા ગુસ્સે ભરાઈ. તેણે ક્રોધાવેશમાં જ કહ્યું:—" સારાખોટાનો વિચાર કરનાર તું કોણ છે ? દૂર ખસી જા, મ્હને અંદર જવા દે."

હવે નોકરનામાં દ્વાર આગળ ઉભા રહી શકવાનું સાહસ રહ્યું નહિ; છતાં દ્વાર આગળથી ખસતાં ખસતાં તેણે કહ્યું:—"હમણાં જો દિવાનખાનામાં ન જાઓ તો સારું."

શાન્તિલતાએ નોકરનું વાક્ય સાંભળ્યા સિવાય દિવાનખાનાનાં દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. નોકર સત્વર ત્યાંથી અદ્રશ્ય થઇ ગયો.

દિવાનખાનામાં પ્રવેશ કરતાંની સાથે જ શાન્તિલતાએ જે દેખાવ જોયો તે દેખાવથી તેના આશ્ચર્યની સીમા રહી નહિ. તે કંપી ઉઠી. તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું.

ગોવિંદલાલ ગાલિચાપર સૂઇ રહ્યો હતો. તેની સાથે જ તેના અંગપર હાથ નાખીને વેશ્યા સૂઇ રહી હતી. ઉભયનાં વસ્ત્રો અવ્યવસ્થિત થઈ ગયાં હતાં. સુરાપાનથી બન્નેનાં મુખ લાલચોળ બની ગયાં હતાં.

શાન્તિલતા પત્થરની પ્રતિમા પ્રમાણે આશ્ચર્યચકિત થઇ જઇને ઉભી રહી. ગોવિંદલાલ પૂર્વ દિશા તરફ મ્હોં રાખીને સૂઈ ગયો હતો; તેથી સૂર્યનારાયણનાં કિરણો તેના મુખપર પડતાં હતાં. અંતે કિરણોની ગરમી લાગવાથી તે જાગી ઉઠયો. લાલચોળ નેત્રો હાથથી

ચોળતો ચોળતો તે ઉઠીને બેઠો થયો. તેના મસ્તકમાં ઘણી વેદના થતી હતી. હજી પણ મસ્તક અસ્થિર જ હતું. તેણે દૃષ્ટિ ફેરવીને જોયું તો તેણે પોતાની આગળ પોતાની પત્ની શાન્તિલતાને ઉભી રહેલી જોઇ! પોતે ઘેર ક્યાંથી આવ્યો, કેવી રીતે આવ્યો એ વિચારે તેને અસ્થિર બનાવી દીધો! રાત્રે પોતે ક્યારે આવ્યો, શયનાલયને બદલે દિવાનખાનામાં ગાલિચા પર કેમ સૂઈ રહ્યો, શાન્તિલતા પત્થરની પ્રતિમા પ્રમાણે સ્થિરતાથી પોતાની પાસે કેમ ઉભી રહી છે એવા અનેક પ્રશ્નો તેના મનમાં ઉદ્ભવ્યા. આમ તેમ દૃષ્ટિ ફેરવતાં તેની દૃષ્ટિ વેશ્યાપર પડી. તે મનમાં ને મનમાં જ બોલી ઉઠયો:—"કેવું આશ્ચર્ય? મ્હારી પાસે આ કોણ સૂઇ રહ્યું છે?" આમ બોલી તે શરમનો માર્યો નીચું જોઇ રહ્યો.

શાન્તિલતા આ સમયે કાંઇ પણ બોલ્યા સિવાય ધીમે પગલે દિવાનખાનાની બ્હાર નીકળી ઘરમાં જતી રહી.



## પ્રકરણ ૨૪ મું.

### સંશયનો નાશ.

ઑફિસમાં જતાં પહેલાં ગોવિંદલાલે પત્નીની મુલાકાત કરી નહિ. ઑફિસમાં જઈ ને તેણે એક માસની રજા મેળવી. વળી તેણે પોતાના અધિપતિને એમ પણ સમજાવી દીધું કે રજાઓ પૂર્ણ થયા પછી નોકરીનો ત્યાગ કરવાનો જ તેનો વિચાર છે. આ સંબંધીનું અધિપતિએ કારણ પૂછ્યું તો તેણે શારીરિક સ્થિતિની દુર્બળતા હોવાનું કહ્યું. ઑફિસમાંથી તે ઘેર આવી પોતાના એકાન્ત દિવાનખાનામાં બેઠો.

દિવાનખાનામાં બેસીને ગોવિંદલાલ વિચારવા લાગ્યો કે, આટલી બધી વિદ્યા, બુદ્ધિ, યશ વગેરેનું પરિણામ અંતે આવું જ આવ્યું કે? પહેલાં તે માત્ર આનંદ તથા સ્ફુર્તિ મેળવવાના હેતુથી જ થોડો ઘણો મદ્ય પીતો હતો. એ સમયે શરીરનું અને મનનું તેજ કાયમ હતું. અંતરમાં અનેક આશાઓ અને કલ્પનાઓ હતી. સ્વદેશના માટે તેના અંતરમાં અપાર ઉત્સાહ હતો; પરંતુ દિન પ્રતિદિન ગોવિંદલાલની અધોગતિ થવા લાગી. પતનનો વેગ ધીમે ધીમે વૃદ્ધિંગત થવા લાગ્યો. અંતે તે દુર્ગંધમય નરકાગારમાં પડી ગયો. સતી સાધ્વી શાન્તિલતાએ પતિની આવી દુર્દશાનું દર્શન કર્યું હતું. તેની ચિંતાની સીમા રહી નહોતી. પોતાનાં અધમ આચરણોથી પત્નીને કેટલું બધું દુઃખ થતું હતું તેનો હવે ગોવિંદલાલ વિચાર સુદ્ધાં કરતો નહિ. તે એમ જ વિચારતો કે, તે પોતે પત્નીને કોઈ પણ પ્રકારનું દુઃખ દેતો નથી; પરંતુ પુરુષ માણુસ સમસ્ત દિવસના પરિશ્રમથી શ્રમિત બની જઈ સ્હાંજે થોડો ઘણો આમોદપ્રમોદ કરે—સ્ફુર્તિ મેળવે તો તેથી શો દોષ છે? પરંતુ પત્નીની દૃષ્ટિમાં તેના આમોદ પ્રમોદની સીમા હદ ઉપરાંતની જોવામાં આવી હતી. પોતાના શયનગૃહમાં પોતાને વેશ્યાની સાથે સૂઇ રહેલો જોઇને પત્નીએ પોતાના ચારિત્ર્ય માટે કેવી કલ્પના કરી હશે એ તે સમજી શક્યો હતો; પરંતુ તે કેવી રીતે કહે કે તેણે પોતાની ઇચ્છાથી અગર તો જાણી જોઇને આવો અપરાધ કર્યો નથી. શાન્તિલતા વિચારવા લાગી કે, તેના પોતાનામાં શા અવગુણ છે, શી ખામીઓ છે કે પતિ આવું પશુના જેવું વર્ત્તન ચલાવે છે? વ્યભિચાર કરીને કોણે સુખ મેળવ્યું છે? વળી સુરાપાન, વ્યભિચાર વગેરે પાપપૂર્ણ પ્રકારોને આનંદજનક પ્રકારો કેવી રીતે કહી શકાય? આનંદ મેળવવાના રસ્તા કદાપિ આવા હોય ખરા કે? જે રસ્તે જવાથી શરીર

ક્ષીણ થાય, બુદ્ધિનો નાશ થાય, શરમ, જ્ઞાન તથા માન વગેરે ચાલ્યું જાય એ પાપપૂર્ણ માર્ગે જવાથી આનંદ કેમ કરીને થાય ?

કોઈ કોઇ સમયે તર્કવિતર્ક ચાલતાં ગોવિંદલાલ એમ કહેતો કેઃ—"જે જાતિને કોઇ પણ પ્રકારની આશા નથી, જે જાતિની ઉન્નતિનો કોઇ પણ ઉપાય રહ્યો નથી એ જાતિની અધોગતિ થાય એ જ ઠીક છે. આપણે એવી નિરાશા ધરાવનારી જાતિ છીએ; માટે આપણે અવનત દશાને પામીએ તેમાં કાંઈ હરકત નથી." આ કેવા પ્રકારના તર્ક ? કોણ કહે છે કે, આપણી આશાઓનો સર્વાંશે નાશ થયો છે ? કોણ કહે છે કે, આપણી ઉન્નતિનો એક પણ માર્ગ રહ્યો નથી ? ભવિષ્યના રહસ્યને કોણ કળી શક્યું છે ? અનેક શક્તિશાળી જાતિઓ કેટલી કીર્ત્તિ મેળવીને નાશ પામી છે ? હિંદુ જાતિ બીજી બધી જાતિઓ કરતાં ઘણી પ્રાચીન છે; છતાં અદ્યાપિ તેનું અસ્તિત્વ કાયમ રહ્યું છે. ઘણા કાળ સૂધી તેની દુર્દશા કાયમ રહી છે એ સત્ય છે; પરંતુ હમ્મેશાં તે દુર્દશામાં જ પડી રહેશે એમ કહેવાનું સાહસ કોણ કરી શકે છે ? જાતિની વાત છોડી દઇએ તો પ્રત્યેક મનુષ્યમાં શું વ્યક્તિગત મહત્વ નથી ? જો કે સઘળાં માણસોનું ચરિત્ર ઉત્તમ હોતું નથી. ઉત્તમ ચરિત્રવાળાં થોડાં ઘણાં માણસો હોય છે. તેઓ કોઇ પણ યત્ન કરી શકતાં નથી કે શું ? નહિ તો પછી માનવ જન્મ થાય જ શા માટે ? મનુષ્ય મનુષ્યમાં ફેરફાર શા માટે હોય છે ? એક શિક્ષિત અને એક મૂર્ખ કેમ હોય છે ?" ગોવિંદલાલે અસાધારણ શિક્ષણ સંપાદન કર્યું હતું, તેની બુદ્ધિ ઘણી સૂક્ષ્મ હતી; પરંતુ તેણે તેના શિક્ષણ તેમ જ બુદ્ધિનો ઉપયોગ કયા માર્ગમાં કર્યો ? મદ્યપાન કરવાને તથા વેસ્યાસક્ત થવાને માટે જ વિદ્યાબુદ્ધિની જરૂર છે કે શું ? ગોવિંદલાલની વિદ્યાર્જીત પૂર્વ વાતનું અત્રે સ્મરણ થાય છે. આ દેશ કાંઇ પાપભૂમિ

નથી. ધર્મની, સાત્ત્વનાની વિદ્યાની તથા સર્વ પ્રકારના શિક્ષણની તિર્થસ્વરૂપિણી આ ભારતભૂમિ છે. ભારતભૂમિ પુણ્યભૂમિ છે. દેશવિદેશમાં મુસાફરી કરવાથી કેટલો બધો આનંદ થાય છે ?! તીર્થસ્થાનોએ કેવી પવિત્ર ભાવનાઓ અંતઃકરણમાં ઉદ્ભવે છે ! ભારતભૂમિમાં પ્રકૃતિ-દેવીનું સૌંદર્ય કેવું અપૂર્વ છે ! આટલા દિવસ સુધી ગોવિંલાલે આવું માનવ જીવન લઇને આટલી વિદ્યાબુદ્ધિ મેળવીને શું કર્યું ? ગોવિંદ-લાલ મનમાં ને મનમાં પોતાની જાતને ધિક્કારવા લાગ્યો.

શાન્તિલતા કેવા વિચારો કરતી હતી ? તેની ભાવનાઓ વિશાળ સમુદ્રના તરંગો જેટલી હતી, તેનો અંત જ નહોતો. અત્યાર સુધી ભાવનાઓની સાથે તેના અંતઃકરણમાં વિશ્વાસ હતો. તે એમ ધારતી હતી કે, હમણાં નહિ તો થોડા સમય પછી પણ પતિનું ચરિત્ર સુધરશે; તેઓ પાપી મિત્રોના સંબંધને છોડી દેશે. તેનો આ વિશ્વાસ એકાએક ઉડી ગયો. જ્યાં સુધી માણસની આંખમાં શરમ હોય છે ત્યાં સુધી જ સર્વ પ્રકારની આશા રહે છે; પરંતુ એ શરમનો નાશ થતાંની સાથે જ સઘળી આશાઓનો પણ નાશ થાય છે. જ્યારે શાન્તિલતાએ પોતાના પતિને દિવાનખાનામાં વેશ્યા સાથે સૂઇ રહેલો જોયો ત્યારે પતિનું વર્ત્તન સુધરે એવી આશા તેના અંતરમાંથી અદ્ર-શ્ય થઇ ગઈ. તેણે નિરુપાયે શ્રીવ્રજવાસીનું સ્મરણ કર્યું. અબળા નારી હવે પરમાત્મા સિવાય કોનો આશ્રય સ્વીકારે ? વિચારશીલ તેમ જ અનુભવી ઇશ્વરચંદ્રે શાન્તિલતાને કહ્યું હતું કેઃ— "બ્હેન ! જગદીશ્વરનું સ્મરણ કરજે. તેઓ જ ત્હારું દુઃખ દૂર કરશે." શાન્તિલતા એકચિત્તથી જગદીશ્વરનું સ્મરણ કરવા લાગી. તેણે પોતાની નજરે જે દેખાવ જોયો હતો તે દેખાવ જોઇને મરી જવાની ઇચ્છા થાય તેમ હતી; પરંતુ તેણે મૃત્યુને બોલાવ્યું નહિ—મરવાનો

વિચાર સુદ્ધાં કર્યો નહિ. એવા સંકટ સમયે પણ પતિનું કલ્યાણ થયેલું જોવાની તેની ઉત્કટ ઇચ્છા હતી. તે પતિ આગળ પોતાને તુચ્છ સમજતી હતી. તેણે આવા પ્રસંગે પિત્રાલયમાં જવાનો વિચાર પણ ન કર્યો. હવે તે દયાળુ દેવ સિવાય કોને બોલાવે ?

સંધ્યા વીતિ ગયા પછી અંધકાર થતાંજ ગોવિંદલાલ ઘેર આવ્યો. શયનાલયમાં તે શાન્તિલતાને જોઇ શકયો નહિ. તેણે શયનાલયની બ્હાર નીકળીને જોયું તો શાન્તિલતા અંધકારમાં એક સ્થળે બેઠી હતી. બેઠી બેઠી તે પરમાત્માનું સ્મરણ કરતી હતી. ગોવિંદલાલે થોડા સમય સુધી શાન્ત ઉભા રહ્યા પછી કહ્યું:—“ શું તું હવે મ્હારી સાથે વાતચિત નહિ કરે કે ?”

સ્વામીનું વાક્ય સાંભળી, પહેરેલા વસ્ત્રના પાલવથી અશ્રુજળ સાફ કરી શાન્તિલતા ઉઠી ઉભી થઇ. સ્વામી તરફ દૃષ્ટિ કરીને તેણે કહ્યું:—“ કેમ, તમે મ્હારા પતિ છો–મ્હારા દેવતા છો, હું શા માટે તમારી સાથે વાતચિત ન કરું ?”

જો આ સમયે પત્નીએ પતિનો તિરસ્કાર કર્યો હોત તો પણ ગોવિંદલાલ શાન્ત રહેત. પરંતુ સાધ્વી પત્નીના પ્રેમપૂર્ણ શબ્દોથી તેનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેણે ગદ્‌ગદકંઠે કહ્યું:—“ આજે આખા દિવસમાં તને જોઈ નહોતી તેથી હું ધારતો હતો કે, તું મ્હારી પાસે નહિ આવે. ”

શાન્તિલતાએ કહ્યું:—“ તમે મ્હને બોલાવી નહોતી તેથી તમે જ મ્હને મળવાને ઇચ્છતા નથી એમ હું ધારતી હતી. ”

ગોવિંદલાલ શાન્ત રહ્યો. બન્ને જણાં શાન્ત રહ્યાં. ગોવિંદલાલે થોડા સમય સુધી શાન્ત રહ્યા પછી કહ્યું:—“ હું તને એક વાત કહેવાને આવ્યો છું, જે કહ્યા વિના સ્થિર રહી શકતો નથી. ”

"શી વાત, કહો જોઇએ ?"

"મ્હારી વાતપર વિશ્વાસ મૂકીશ કે ?"

શાન્તિલતાનું ગળું ભરાઇ આવ્યું. તેણે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—"મ્હેં કદાપિ તમારાં વચનોપર અવિશ્વાસ રાખ્યો છે કે ?"

"ત્હેં જે ત્હારી નજર આગળ જોયું છે તે ઉપર જ અવિશ્વાસ ઉપજે એવી વાત મ્હારે તને કહેવાની છે. હું અતિશય મદ્યપાન કરીને બેહોશ બની ગયો હતો. એ સ્ત્રીને પણ દારુ પાઈને બેહોશ બનાવી દેવામાં આવી હતી. એવી સ્થિતિમાં મ્હારા દુષ્ટ મિત્રો મ્હને તેમ જ એ વેશ્યાને આપણા દિવાનખાનામાં મૂકી ગયા હતા. હું એમાંનું કાંઇ જાણતો નહોતો. હું તને સત્ય હકીકત કહું છું."

"તમારી હકીકતપર હું કાંઇ અવિશ્વાસ રાખતી નથી; પરંતુ આ વાત મ્હને કહેવાનું કાંઈ કારણ ?"

"કારણ ? તને હું હવે કયા મુખે કારણ કહું ? હું જો કદાચ એમ કહું કે તું જ મ્હારું સર્વસ્વ છે, ત્હારામાં જ મ્હારું સમસ્ત સુખ સમાયલું છે, હું સર્વનો ત્યાગ કરી શકું તેમ છું; પરંતુ ત્હારા સ્નેહનો ત્યાગ કરી શકું તેમ નથી તો તું મ્હારાં વચનોપર વિશ્વાસ રાખીશ કે ?"

આ સમયે શાન્તિલતાએ ઉત્તર આપ્યો નહિ. ગોવિંદલાલ પણ શાન્ત રહ્યો.

બીજી વખતે પણ ગોવિંદલાલે જ શાન્તિનો ભંગ કર્યો. તેણે કહ્યું:—"બીજી પણ એક વાત તને કહેવાની છે."

"શી ?"

"મ્હેં નોકરી છોડી દેવાનો નિશ્ચય કર્યો છે."

શાન્તિલતાએ આશ્ચર્ય પામીને પૂછયું:—"શા માટે ?"

"અત્રે આવી સ્થિતિમાં રહેવાથી મ્હને મ્હારી ખરાબ સોબતની અસર લાગ્યા સિવાય રહેશે નહિ. જેથી કરીને તને દુઃખ ન થાય એવો ઉપાય મ્હેં કરી રાખ્યો છે. હમણાં તો મ્હેં એક માસની રજા મેળવી છે. ત્યાર પછી હું ઘેર રહીને જ કામ કરીશ, અને અધિપતિ સાહેબે પણ ઘેર બેઠે હું જો નિયમિત કામ કરી આપું તો ચાલુ પગાર આપ્યા કરવાનું કબુલ કર્યું છે. થોડા દિવસ સૂધી મ્હારી ઇચ્છા વિવિધ સ્થળોએ મુસાફરી કરવાની છે. તું મ્હારી સાથે આવીશ ને ?"

શાન્તિલતાએ પતિદેવતાનો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:– "પ્રભુ! હું તમારી સાથે જ–તમારી સેવામાં જ રહેવાની ઇચ્છા રાખું છું; પરંતુ હવે તમારે પણ મ્હારી એક વાત સાંભળવી પડશે."

ગોવિંદલાલે કહ્યું:—"શી વાત છે તે કહે તો ખરી ?"

શાન્તિલતાએ સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું:—"આજે સ્હવારથી મ્હેં માત્ર જગદીશ્વરનું જ સ્મરણ કર્યું છે. તેના સિવાય આપણો ઉદ્ધાર કરી શકે એવું બીજું કોઇ નથી. કૃપાનાથે–દયાળુદેવે મ્હારી પ્રાર્થના સાંભળી છે; કારણકે તેણે જ તમને આવી સુબુદ્ધિ આપી છે, આવો, આપણે બન્ને જણાં મળીને એક વખત ફરીથી તેનું સ્મરણ કરીએ. તેના ચરણોમાં ધન્યવાદ અર્પીએ."

શાન્તિલતા પતિનો હાથ પકડીને તેને દેવમંદિરમાં લઇ ગઇ. તથા પતિ પત્નીએ રાધાકૃષ્ણની પરમપવિત્ર પ્રતિમા આગળ સાષ્ટાંગ પ્રણામ કર્યાં. જ્યારે બન્ને જણાં પ્રણામ કરીને ઉઠી ઉભાં થયાં ત્યારે શાન્તિલતાના મુખપર આનંદ છવાઇ રહ્યો હતો, અને ગોવિંદલાલનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેતી હતી.

ગોવિંલાલ પત્નીને સાથે લઈ મુસાફરી કરવા ચાલ્યો ગયો, અને તે પાછો મુંબાઇ આવ્યો જ નહિ.

——(૦)——

# પ્રકરણ ૨૫ મું.

## પતિ કે પિશાચ ?

જગત્માં અતુલનીય નૈસર્ગિક સૌંદર્યપૂર્ણ કાશ્મીરના પહાડી પ્રદેશની સાથે પોતાના તરંગો અફાળતી કલ્લોલમયી વિતસ્તા* સરિતા વહે છે. રાજધાની શ્રીનગર (કાશ્મીર) આગળ નદીનો પ્રવાહ ઘણો મંદ પડી જાય છે; થોડે દૂરથી પણ જો તેનો પ્રવાહ જોઇએ છીએ તો તે વહેતો છે કે કેમ એ સમજી શકાતું નથી. જળ જે પ્રમાણે ધીમેથી વહે છે તેજ પ્રમાણે સ્થિર હોય છે, તેમાં તરંગો હોતા નથી, ફીણ હોતું નથી, ધ્વનિ હોતો નથી. અપૂર્વ શોભામયી પ્રકૃતિ જાણે કે આયનો લઇને પોતાની અપૂર્વ રૂપવતી પ્રતિમાનું નિરીક્ષણ કરે છે. એ સ્થાને પ્રકૃતિની શોભાની સીમા નથી, આનંદકલ્લોલનો અંત નથી. કાશ્મીરનો એ પહાડી પ્રદેશ હમ્મેશાંને માટે નંદનવન સમાન છે. વળી જે પ્રમાણે વિદેશોમાં પારિસની સુંદરી અતુલ રૂપવતી ગણાય છે, તે જ પ્રમાણે હિંદુસ્થાનમાં કાશ્મીરની સુંદરી અસાધારણ સ્વરૂપવતી ગણાય છે.

વિતસ્તાનો પ્રવાહ સર્વ સ્થાને ઉપર જણાવ્યા પ્રમાણે શાન્ત નથી. રાજધાનીનો પ્રદેશ મૂકી આગળ જઇને જોઇએ છીએ તો નદીનો પ્રવાહ ધીમે ધીમે વિશેષ ગતિથી તરંગો ઉછાળતો આગળ વધતો જણાય છે. નદીના કિનારે જેમ જેમ આગળ વધીએ છીએ

---

*આ નદી મુસલ્માનોના સમયથી જેલમ નદી તરીકે ઓળખાય છે. અને કોઇ કોઇ તેને ઝિલામ પણ કહે છે.

લેખક.

તેમ તેમ ગંભીર ગર્જના સંભળાય છે. એકાએક જાણે કે સરિતાની શાન્ત મૂર્તિએ પ્રચંડ સ્વરૂપ ધારણ કરેલું જણાય છે. વળી રાજધાનીથી ઘણે દૂર જતાં વિતસ્તાનો પ્રવાહ સાંકડો થઇને એવા પ્રચંડ જોરથી વહે છે કે કોઇ પણ ત્યાંથી નદી પાર ઉતરવાનું સાહસ કરી શકે નહિ. તે સમયે મનમાં એવો જ પ્રશ્ન ઉદ્ભવે છે કે, શ્રીનગર પાસેથી વહેતી મૃદગામિની વિતસ્તા સરિતા આ જ હશે કે બીજી ?

મનુષ્યજીવન પણ અનેક સમયે આવું જ હોય છે. પ્રથમ તે સુખ-સરિતામય, નયનોને તૃપ્ત કરે એવું હોય છે, અને અંતે ઉપરોક્ત સરિતા પ્રમાણે તે છિન્નભિન્ન થઈ જાય છે. રજનીકાન્તનું જીવન પણ આવી અંતિમ અવસ્થાને પામ્યું હતું. પૂર્વકથાનું તેને સ્મરણ સુદ્ધાં થતું નહોતું. પૂર્વેનું નિશ્ચંત્ત, તરંગો વિનાનું, દર્પણના જેવું સ્વચ્છ જીવન, કિશોરી પત્નીનો અપૂર્વ તેમ જ દિવ્ય પ્રેમ ઘણા દિવસથી ભૂલી જવામાં આવેલા સ્વપ્ન સમાન થઇ ગયો હતો. હવે રાત્રિ દિવસ તેનું ચિત્ત ચંચળ તેમ જ અસ્થિર રહેતું. ક્ષણ માત્રને માટે પણ તેને શાન્તિ મળતી નહિ. અગ્નિશિખા પ્રમાણે વેશ્યા તેની આગળ સળગ્યા કરતી તથા પતંગની માફક રજનીકાન્ત એ અગ્નિશિખા પર કૂદકો મારતો: પરંતુ હજી સૂધી તે સર્વાંશે બળીને ભસ્મીભૂત થઈ ગયો નહોતો ! અગ્નિમાં એક વખત પડી બળી જઇને બ્હાર નીકળી આવતો હતો, તથા પાછો એ અગ્નિમાં અંધ બનીને કૂદકો મારતો હતો અને ફરીથી બ્હાર નીકળતો હતો. આ પ્રમાણે તે સ્વેચ્છાથી વારંવાર બળી જતો હતો. તે પોતે બળે છે કે કેમ તેનું તેને પોતાને પણ જ્ઞાન નહોતું. ધીમે ધીમે એ અગ્નિની જ્વાળાથી તે અસ્થિર થવા લાગ્યો—પ્રથમ શરમ ચાલી ગઇ, ત્યાર પછી ભય ચાલ્યો ગયો તથા ત્યાર પછી જ્ઞાન પણ ચાલ્યું ગયું.

હવે રમાનાથ ? તેણે શા માટે આવી રીતે રજનીકાન્ત તેમ જ ચારુલતાના સર્વસ્વનો નાશ કર્યો ? તેનું એક કારણ તો એ હતું કે તેણે કાંઇ મઝા જોવાને માટે જ આમ કર્યું હોવું જોઇએ. બીજું કારણ એ હતું કે, તે પાપી હતો તેથી તેનાથી કોઇ સચ્ચરિત્ર માણસ જોઇ શકાતું નહિ. હવે ત્રીજું મુખ્ય કારણ એ હતું કે, જે પ્રમાણે સુંદર જેવી વેશ્યાઓ રજનીકાન્ત જેવા ભોળા તેમ જ મૂર્ખ માણસોને ફસાવી તેમના પૈસે તાગડધીન્ના કરે છે તે જ પ્રમાણે રમાનાથ એવી વેશ્યાઓ પાસેથી દલાલી મેળવી તાગડધીન્ના કરતો હતો. રમાનાથે શિકાર પકડી વેશ્યાને સ્વાધીન કર્યો અને વેશ્યાએ તેને મોહાંધ બનાવી દઇ તેને તેના સંસારમાંથી હતો ન હતો કરી નાખ્યો. રમાનાથ રજનીકાન્તના મૂર્ખતા જોઈ સ્વાર્થ સાધી દૂર ખસી ગયો.

વેશ્યા રજનીકાન્તને લોભાવીને શું કરતી હતી ? આવી સ્થિતિમાં આવી રમણી જે પ્રમાણે કરે છે તે જ પ્રમાણે તે કરતી હતી રજનીકાન્ત અગ્નિથી બળી ગયેલાં નેત્રોથી, આંધળો થઇને સુંદરના ચરણોમાં નમી પડયો હતો. વેશ્યા તેની પાસેથી હમ્મેશાં રૂપિયા કઢાવતી હતી. મૂઢ તેમ જ જ્ઞાનહીન રજનીકાન્ત કાંઇ સમજતો નહોતો. વેશ્યા તેને વિશેષ માયામુગ્ધ કરવાના અનેક ઉપાયો જાણતી હતી; અનેક પ્રકારનાં સુખનાં પ્રલોભનથી, ગાયન વાદનથી તે તેને વશીભૂત કરી રાખતી હતી. રજનીકાન્તે પોતાની પાસે જે કાંઈ હતું તે બધું વેશ્યા સુંદરને સમર્પણ કરી દીધું. તેનાં સોનાનાં બટન, અછોડો, ઘડીઆળ, મુદ્રિકા વગેરે મૂલ્યવાન્ વસ્તુઓ તેણે વેશ્યાના વિલાસમાં ગૂમાવી અર્થાત્ દિન પ્રતિદિન તે તનથી, મનથી તેમ જ ધનથી ઘણો જ પાયમાલ થઈ જવા લાગ્યો. તેણે ઉછીની રકમો લઇ સુંદરને સ્વાધીન કરવા માંડી; અંતે સર્વએ તેને ઉછીના પૈસા આપવા બંધ કર્યા. રજનીકાન્ત

ને ખિસ્સે ખાલી થઇ ગયેલો જોઇને પ્રથમ બે ચાર દિવસ સુધી તો સુંદર કાંઇ બોલી નહિ; ત્યાર પછી એક દિવસે વાતમાં ને વાતમાં તેણે કહ્યું:—" શું હું ખાધા પીધા વિના મરી જઉં એવી જ તમારી ઇચ્છા છે કે ? "

રજનીકાન્ત સ્તબ્ધ બની ગયો. શુષ્ક મુખે તેણે કહ્યું:—" એમ કેમ કહે છે? તને ખાવાનું શા માટે ન મળે ? "

સુંદરઃ—શું ઘાસ ખાઉં ? ઘાસ ખાવાને માટે પણ પૈસા જોઇએ છીએ !

રજનીકાન્તે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—" કેમ, ત્રણ ચાર દિવસ ઉપર તો તને દશ રૂપિયા આપ્યા હતા ને ? "

સુંદરઃ—ઓહો ! જાણે કે દશને બદલે દશલાખ રૂપિયા કેમ ન આપ્યા હોય ? તમારા દશ રૂપિયાથી મ્હારું દશ વર્ષનું ખર્ચ ચાલશે કેમ ?

રજનીકાન્ત શાન્ત રહ્યો. તેને શાન્ત રહેલો જોઇને સૂર બદલીને સુંદરે કહ્યું:—" તમે એમ ધારો છો કે હું તમને જૂઠું કહું છું ? તમે જે રકમ આપો છો તેથી સઘળું ખર્ચ નભી શકતું નથી. આવી રીતે કેટલા દિવસ સુધી ચાલશે ? "

રજનીકાન્તઃ—ત્યારે હવે હું શું કરું ? હવે મ્હારી પાસે એક પણ પૈસો નથી.

સુંદરઃ—કેમ, કોઇની પાસેથી ઉછીની રકમ લ્યો !

રજનીકાન્તઃ—જ્યાં સુધી ઉછીની રકમો મળી ત્યાં સુધી લીધી. હવે કોઇ એક પાઈ પણ ઉછીની આપતું નથી.

વેશ્યા ખસી ગઈ. રજનીકાન્તે કહ્યું:—" તું દૂર ખસીને કેમ બેઠી ? "

વેશ્યા સુંદરે કૃત્રિમ ક્રોધ પ્રદર્શિત કરીને કહ્યું:—"જાઓ જાઓ, હવે નકામો પ્રેમ દેખાડશો નહિ!"

રજનીકાન્તે ગુન્હેગારના જેવા સ્વરે કહ્યું:—"વળી પાછું શું થયું?"

સુંદરે બનાવટી ક્રોધ દર્શાવતાં જ કહ્યું:—"થવાનું શું હતું?! તમારે ન આવવું હોય તો હવે ભલે ન આવશો. હું મ્હારા નિર્વાહ-નો બીજો કોઈ માર્ગ શોધી કાઢીશ."

રજનીકાન્તનું મુખ સુકાઇ ગયું, તેણે કહ્યું:-"સુંદર! પ્રિયે! તું આ શું કહે છે? તું બોલે છે કે બકે છે?"

સુંદરઃ—હું જે કહું છું તે સત્ય જ કહું છું. જો તમારી પાસે રૂપિયા ન હોય તો તમે હવે અત્રે આવશો નહિ.

રજનીકાન્તઃ—હવે રૂપિયા ક્યાંથી લાવું? મ્હેં તને બધા રૂપિયા આપી દીધા છે.

સુંદરઃ—ઓહો! જાણે કે અડધું રાજ્ય કેમ ન આપી દીધું હોય! વળી તમે મ્હારી આગળ જૂઠું બોલો છો. શું તમારી રાંડ પાસે ઘરેણાં નથી કે? એ ઘરેણાં તમારાં નહિ તો બીજા કોનાં છે?

રજનીકાન્ત આશ્ચર્યમાં પડી ગયો. તેણે કહ્યું:—"એ ઘરેણાં તો તેનાં છે. તેનાપર મ્હારો શો અધિકાર છે?"

સુંદરે છંછેડાયલી નાગણના જેવું સ્વરૂપ ધારણ કરીને કહ્યું:— "એનાં શાનાં? સઘળાં ઘરેણાં તમારાં જ છે. તમે ધારો તો એ રંડા પાસેથી સઘળાં ઘરેણાં તમારી પાસે લઇ શકો જ એમાં સહજ પણ સંદેહ નથી."

રજનીકાન્તઃ—પરંતુ એ કદાચ મ્હને ઘરેણાં ન આપે તો?

સુંદરઃ—ન કેમ આપે? તમારી વસ્તુઓપર તેનો શો અધિકાર છે?

સુંદરની સલાહ લઈને પત્નીનાં ઘરેણાં લઈ આવવા માટે રજની-કાન્ત ઘેર ગયો.

ચારુલતાનાં ઘરેણાં તેની પાસે રહેતાં નહોતાં. રજનીકાન્તની માતા પુત્રની વર્તણુક જોઇને પુત્રવધૂનાં ઘરેણાં પોતાની પાસે રાખતી હતી. રજનીકાન્તે સંધ્યા સમયે ઘેર જઇ શયનગૃહમાં પ્રવેશ કર્યો, તથા પત્નીને તેણે પોતાની પાસે બોલાવી. ચારુલતા ઘણું આશ્ચર્ય પામીને શયનગૃહમાં ગઇ, તથા મ્લાન મુખે પૂછ્યું:—" મ્હને કેમ બોલાવી છે ?"

પત્નીના મ્લાન મુખ તરફ રજનીકાન્તે દૃષ્ટિપાત પણ કર્યો નહિ. તે એકાગ્રદૃષ્ટિથી પત્નીના અંગ પ્રત્યંગનું નિરીક્ષણ કરવા લાગ્યો. ચારુલતાના અંગપર એક પણ ઘરેણું નહોતું. રજનીકાન્તે કુંચીઓ લઇને ચારુલતાની પેટી ઉઘાડી. પેટીમાં કેટલાંક પહેરવાનાં વસ્ત્રો સિવાય બીજું કાંઇ તેને માલૂમ પડયું નહિ. પેટીમાં જે થોડા ઘણા રૂપિયા હતા એ રજનીકાન્ત અત્યાર પહેલાં લઇ ગયો હતો. કોઇ પણ ઠેકાણેથી કાંઈ નહિ મળી આવવાથી રજનીકાન્તે ભ્રુકુટી ચ-ઢાવીને પૂછ્યું:—" ત્હારાં ઘરેણાં ક્યી પેટીમાં છે ?"

ચારુલતાએ કહ્યું:—" બા પાસે છે."

રજનીકાન્ત:—ત્હારાં ઘરેણાં તું ત્હારી પાસે કેમ રાખતી નથી ?"

ચારુલતા:—બા સાચવે છે; પછી મ્હારે શા માટે સાચ-વવાં જોઇએ ?

રજનીકાન્તે શુષ્ક હાસ્ય કર્યું. તેણે કહ્યું:—" કદાચ હું લઈ જઇશ એવા ભયથી ત્હેં બાને સાચવવા સોંપી દીધાં હશે કેમ ! "

ચારુલતા:—બાએ પોતાની જાતે જ લઇને પોતાની પાસે રાખ્યાં

છે. મ્હેં તેમને સાચવવાને સોંપ્યાં નથી.

રજનીકાન્તઃ—જા ત્યારે તું તેમની પાસેથી લઇ આવ.

ચારુલતાએ શયનાલયની બ્હાર જઇ આવીને કહ્યું:—“ તેઓ આપવાની ના પાડે છે.” ”

રજનીકાન્તે નેત્રો લાલચોળ કરીનાખી, ક્રોધદર્શક સ્વરે કહ્યું:—“ ત્હારાં ઘરેણાંપર મ્હારી માલિકી છે. બા શા માટે એ વાતમાં આડાં પડે છે ? ”

ચારુલતાઃ—તમારી મરજી હોય તો તમે તેમની પાસેથી માગી લ્યો. હું હવે તેમની પાસે માગીશ નહિ.

રજનીકાન્તઃ—ઠીક છે, એ બધું હું હવે પછી જોઈ લઇશ. તું ત્હારા હાથમાંની બંગડીઓ કાઢી આપ.

જો હાથની બંગડીઓ કાઢી આપે તો ચારુલતાના હાથમાં કાંઇ પણ અલંકાર રહે તેમ નહોતો. આવી અમંગળ માગણી સાંભળી ચારુલતા કંપી ઉઠી. તેણે પોતાના હાથની બંગડીઓને દબાવી રાખીને કહ્યું:—“ હું મ્હારા હાથ ઉઘાડા કરી નાખીને તમને કદાપિ બંગડીઓ આપી શકીશ નહિ. ”

રજનીકાન્ત કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય જબરદસ્તથી પત્નીના હાથમાંની બંગડીઓ કાઢી લેવા માંડયો. ચારુલતાનો જમણો હાથ આગળ જોઇને તે પ્રથમ જમણા હાથમાંની બંગડી કાઢવા લાગ્યો.

ચારુલતાએ પતિનો હાથ પકડયો; પરંતુ તે પતિને જબરદસ્તી કરતો અટકાવી શકી નહિ. રજનીકાન્તે બળાત્કારથી બંગડીઓ કાઢી લીધી; પરંતુ હાથની ખેંચતાણ થવાથી બંગડીઓ રજનીકાન્તના હાથમાંથી પડીને ગબડી ગઇ. કયાં ગબડી ગઇ તે રજનીકાન્તને માલૂમ પડયું નહિ. પોતાનો જમણો હાથ ખાલી થયેલો જોઈ ચારુલતા ઉચ્ચસ્વરે

રુદન કરવા લાગી.

ચારુલતાનો રુદનસ્વર સાંભળી તેની સાસુ તેની પાસે આવી, તથા તેણે પૂછ્યું:—" વહુ ! બેટા ! શું થયું છે ?"

ચારુલતાએ કાંઈ ઉત્તર આપ્યો નહિ. તેણે પોતાનો ખાલી થઇ ગયેલો જમણો હાથ સાસુને બતાવ્યો.

સાસુએ પોતાના કપાળપર હાથ પછાડયો, તથા તેણે પુત્રને કહ્યું:—" તું સધવા સ્ત્રીને શા માટે વિધવા બનાવવા બેઠો છે ? વહુના હાથની બંગડીઓ કયાં છે ? "

માતાને જોતાંની સાથે જ રજનીકાન્ત સ્તબ્ધ થઈ ગયો હતો. આ સમયે તેણે કહ્યું:—" આટલામાં જ પડેલી છે. હું કાંઈ જાણુતો નથી ! " આમ કહી તે સત્વર ઘરની બ્હાર નીકળી પડયો.

રજનીકાન્તની માતાએ પુત્રવધૂને પૂછી, બંગડી શોધી કાઢી ફ-રીથી તેના હાથમાં પહેરાવી. તથા ઘણાસમય સૂધી બેસી રહીને તેણે પુત્રવધૂનું સાંત્વન કરવાનો યત્ન કર્યો.

—:+:—

## પ્રકરણ ૨૬ મું.

—:—

### ભ્રમ-દર્શન.

ખાલી હાથે રજનીકાન્ત સુંદર પાસે ગયો. તેનો વેશ વિચિત્ર હતો. તે એક પછી એક ગાઢ નિશ્વાસ મૂકતો હતો. તેનાં નેત્રોની દષ્ટિ ચંચળ બની ગઇ હતી. સુંદરે તેને જોતાંની સાથે જ પૂછ્યું:—" કેમ, શું થયું ? "

જે હકીકત બની હતી તે સઘળી રજનીકાન્તે સુંદરને કહી સં-

બળાવી. એ હકીકત સાંભળી સુંદરે કહ્યું:—" તમે બળાત્કારથી શા માટે બંગડી કાઢવાનો યત્ન કર્યો હતો ?"

રજનીકાન્તઃ—કેમ, ત્હેં જ કહ્યું હતું કે, 'જો તે તેનાં ઘરેણાં ન આપે તો બળાત્કાર કરીને પણ લાવજો !'

સુંદરઃ—પરંતુ હાથની બંગડીઓ મેળવવાને માટે જબરદસ્તી થાય કે ? વળી રાત્રે તે ઉંઘી જાય ત્યારે કાઢી લેવી હતીને !

રજનીકાન્તઃ—હું એમ જાણુતો હતો કે, ત્હારે પૈસાની ઘણી ભીંડ છે, અને તેથી જ મ્હેં ઉતાવળ કરી હતી.

સુંદરઃ—વાહ ! ત્યારે તો તમે ઘણા ડાહ્યા માણુસ ! હવે શું કરશો ?

રજનીકાન્તઃ—હવે શું કરવાનું હતું ? મ્હને લાગે છે કે, હવે એક પણ વસ્તુ મળશે નહિ. કદાચ હવે ઘરનાં માણુસો મ્હને ઘરમાં જ નહિ પેસવા દે.

સુંદરઃ—ત્યારે બીજા કોઈ ઠેકાણેથી રૂપિયા મેળવવાની તપાસ કરો.

રજનીકાન્તઃ—ક્યાં તપાસ કરું ? હવે કોઇ પણ સ્થળેથી એક કોડી પણ મળી શકે તેમ નથી.

સુંદરઃ—ત્યારે મ્હારે હવે કરવું શું ?

રજનીકાન્ત નીચું જોઈ રહ્યો. સુંદરે કહ્યું:—" જુઓ, હવે વધારે ટકટક કરવાની કાંઇ જરૂર નથી. હું તમને ઓળખી ગઈ છું. તમે હવે શું વિચારીને મ્હારી પાસે આવો છો ?

રજનીકાન્ત સ્થિર થઈ ગયો. તેનું મુખ મલિન બની ગયું. ધીમેથી તેણે કહ્યું:—" તું મ્હને ચાલ્યા જવાનું કહે છે ?"

સુંદરઃ—એમાં શો શક ? રાંડ પૈસાની જ સગી છે. જ્યાં સુધી

તમારી પાસે પૈસા હતા ત્યાં સુધી મ્હેં તમને મ્હારા કરીને રાખ્યા હતા. હવે તમે પીલહાઉસના મવાલી થઇ ગયા છો એટલે મ્હારા માટે નાલાયક છો. તમારા જેવા અસંખ્ય માણસો અત્રે આવે છે અને જાય છે; જો તમારા જેવા હૈયાફુટયાના આધારપર અમે બેસી રહીએ તો અમારે સત્વર ભિક્ષા જ માગવી પડે.

રજનીકાન્તે હજી પણ નમ્રતાથી કહ્યું:—" ત્યારે તું મ્હારાપર આટલો બધો પ્રેમ—"

સુંદર:—એ પ્રેમ તમારા પર નહિ; પરંતુ રૂપિયાપર હતો.

રજનીકાન્ત:—તું મ્હને જોઇને ઘણો આનંદ—

સુંદર:—તમને જોઇને આનંદ નહોતી પામતી; પરંતુ રૂપિયા જોઇને પામતી હતી, સમજ્યા ?

રજનીકાન્ત:—ત્યારે શું તું હવે મ્હને કાઢી જ મૂકીશ કે ?

સુંદર:—બેશક. શું તમે જાણતા નથી કે, વૈદ્ય, વકીલ અને વેશ્યા રોકડીઆં હોય છે. તમે તમારે ફાવે ત્યાં ચાલ્યા જાઓ. હું મ્હારે મ્હારો રસ્તો સંભાળી લઇશ.

રજનીકાન્ત:—ત્હારાં વાકયોપર હું વિશ્વાસ મૂકી શકતો નથી.

સુંદર હસી પડી. તેનું હાસ્ય ઘણું કઠોર હતું—દયાશૂન્ય હતું—તિરસ્કારપૂર્ણ હતું. તેણે કહ્યું:—" હું તો તમારા હિતના માટે જ કહું છું કે, હવે તમે અત્રે આવશો નહિ. વિના કારણ શા માટે મ્હારૂં માથું દુ:ખાવો છો ? "

રજનીકાન્તે નમ્રસ્વરે કહ્યું:—" સુંદર ! હવે હું કયાં જઉં ? મ્હારા માટે જવા જેવું એક પણ સ્થળ નથી. "

સુંદરે ફરીથી હાસ્ય કરીને કહ્યું:—" તમારા જેવો ચક્રમ માણસ મ્હારા જોવામાં બીજો એક પણ આવ્યો નથી. તમારા પોતાના

ઘરને શું થયું છે ? "

રજનીકાન્તઃ—ઘર છોડી દઇને તો હું ત્હારી પાસે આવ્યો છું. માબાપ, સગાંવ્હાલાં, પત્ની વગેરેનો પરિત્યાગ કરી હું ત્હારી પાસે રહું છું.

સુંદરઃ—તો ફરીથી તેમની પાસે જાઓ.

રજનીકાન્તે વ્યાકુળ બની જઇ સુંદરના મુખ તરફ દૃષ્ટિ કરી. તેણે કહ્યુંઃ—" રમાનાથે મ્હને એમ કહ્યું હતું કે, તું મ્હને ચ્હાય છે. તું પૈસાની લોભી નથી. "

સુંદરઃ—એ તો એમ જ કહે ને ? ! નહિ તો તેને કમીસન કેવી રીતે મળે ?

રજનીકાન્તઃ—ત્યારે શું, તું તેને દલાલી આપે છે કે ?

સુંદરઃ—દલાલી ન આપતી હોઉં તો એ તમને અત્રે શા માટે લઇ આવે ?

રજનીકાન્તઃ—હવે હું સમજ્યો. કહે કહે, તું સાચું જ કહે છે કે, તું ફરીથી મ્હને અત્રે આવવા દઇશ નહિ ?

સુંદરઃ—તમારી સાથે ટકટક કરવાની મ્હારા ભેજામાં શક્તિ નથી.

આમ કહીને સુંદર ત્યાંથી ચાલી ગઈ. સુંદર થોડા સમયમાં જ પાછી ફરશે એમ વિચારતો રજનીકાન્ત ઘણા સમય સુધી તેની રાહ જોઇને બેસી રહ્યો; પરંતુ સુંદર ન આવી તે ન જ આવી, અને અંતે રજનીકાન્ત નિરાશ થઇ જઇને તેના ઘરની બ્હાર નીકળી પડયો.

સુંદરને ત્યાંથી નીકળી રજનીકાન્ત રમાનાથને ત્યાં ગયો. રમાનાથ બજારમાંથી એક લાકડી ખરીદી લાવી તેને નિહાળતો બેસી રહ્યો હતો. લાકડી પાકા નેતરની હતી, તથા તેનાપર રૂપાની ખોલી હતી. રૂપાની ઉપર સુંદર નકસી કામ કરેલું હતું. પોતાના હાથમાંની

લાકડી રજનીકાન્તના હાથમાં આપીને રમાનાથે પૂછ્યું:—"કેમ દોસ્ત, લાકડી કેવી સુંદર છે, તે કહે જોઇએ ?!"

રજનીકાન્તે ઉત્તર આપ્યો:—"સારી છે. હું તને એક વાર્તા પૂછવા આવ્યો છું."

લાકડી રજનીકાન્તના હાથમાં જ રહી.

રજનીકાન્તનો વિકૃત કંઠસ્વર સાંભળીને રમાનાથને કાંઇક આશ્ચર્ય લાગ્યું. તેણે તેના મુખ તરફ નજર કરી કહ્યું:—"શી વાત પૂછવી છે ?"

રજનીકાન્ત:—પેલી સુંદરે આજે મ્હને વિદાય કરી દીધો છે. તેણે મ્હને તેના ઘરમાં પગ સુદ્ધાં મૂકવાની મના કરી છે."

રમાનાથ:—એવી ખટપટ તો હમ્મેશાં થાય જ. તું ગભરાય છે શા માટે ?

રજનીકાન્ત:—આ કાંઇ ખટપટ નથી. મ્હારાં ખિસ્સા ખાલી થયાં છે તેથી જ તેણે મ્હને તેને ત્યાં જવાની મના કરી છે.

રમાનાથે એક કટાક્ષ ફેંકીને કહ્યું:—"એમ હોય તો ખરી હકીકત છે. એવી સ્ત્રીઓ માત્ર પૈસા સાથે જ સંબંધ રાખે છે. ખિસ્સાં ખાલી થતાં જ તેમનો મોહ ઉડી જાય છે. જો સાંભળ પૈસો જ સર્વ વસ્તુનું મૂળ છે. એક ઉર્દુ શાયરે લખ્યું છે કે:—

"હવસકા દામ હય, ઇમાનકા આઝાર હય પયસા,
રગે સબ્રો ખિરદકે વાસ્તે તલ્વાર હય પયસા;
ખુશામદ હય, ગરજ હય, દુશ્મની હય, પ્યાર હય પયસા,
ખુદાકો ભી ભુલાદે, વો ખુદાઈ ખ્વાર હય પયસા;
ઇસીસે સબ બખેડે હયઁ, ઇસીસે શોર હય શર હય,
જિસે કહેતા હય જર આલમ, વોહી હર ઝગડેકા ઘર હય!"

રજનીકાન્તઃ—ત્યારે ત્હેં મ્હને પ્રથમથી આ પ્રમાણે કેમ નહોતું કહ્યું ? તું તો એમ કહેતો હતો કે સુંદરનો મ્હારાપર અંતઃકરણથી સ્નેહ છે—માત્ર પૈસાની માયા નથી.

રમાનાથઃ—ત્હેં મ્હારાં એ વાક્યોપર વિશ્વાસ રાખ્યો હતો કે ? ત્હારા જેવો મૂર્ખ મ્હેં હજી સુધી બીજો એક પણ જોયો નથી !

રજનીકાન્તઃ—તે સમયે મ્હેં વિશ્વાસ રાખ્યો હતો—હવે હું મ્હારો ભયંકર ભ્રમ સમજ્યો છું. કહે રમાનાથ ! સાચું કહે કે મ્હને મેળવી આપવાના બદલામાં સુંદરે તને કેટલા રૂપિયા આપ્યા છે ?

રમાનાથનું મુખ મલિન બની ગયું. તેણે કહ્યું:—“ તું મ્હારી મશ્કરી કરવા આવ્યો છે કે શું ? ”

રજનીકાન્તઃ—આ લાકડીની કિમ્મત તને સુંદરે આપી છે કે ?

રમાનાથઃ—આજે તો તું કાંઇ બહુ ખિલેલો જણાય છે !

રજનીકાન્તઃ—રમાનાથ ! રમાનાથ ! ત્હેં મ્હારું જીવન ધૂળ-ધાણી કર્યું છે. ત્હેં મ્હારા સંસારને વિષમય બનાવી દીધો છે. જો તું મ્હને અધર્મના માર્ગે ન લઈ ગયો હોત તો આજે મ્હારી આવી દુર્દશા થાત નહિ.

રમાનાથે રજનીકાન્તનાં આ હૃદયવિદારક વચનો તરફ લક્ષ્ય નહિ આપતાં ઉચ્ચ સ્વરે હાસ્ય કર્યું. તેણે કહ્યું:—“ બરાબર—બરાબર, **Bravo** ! તું હવે વક્તૃતા કરતાં પણ શિખ્યો છે. ”

રજનીકાન્તે અલ્પ હાસ્ય કરીને કહ્યું:—“ માત્ર વક્તૃતા જ નહિ; કિન્તુ વેરની વસુલાત લેતાં પણ શિખ્યો છું. લે, જોઇ લે સપાટો !” આમ કહીને રમાનાથની લાકડી ઉંચકી તેણે રમાનાથની પીઠ ઉપર જ જોરથી મારી. બૂમ પાડીને રમાનાથ રજનીકાન્તનો હાથ પકડવા તૈયાર થયો. બન્ને જણામાં સમાન બળ હતું. જો બીજો કોઇ પ્રસંગ

હોત તો મારામારીમાં તેઓ બન્ને સમાન ઉતરત; પરંતુ રજનીકાન્ત ઘણો ઉત્તેજિત બની ગયેલો હોવાથી તેનામાં વિશેષ બળ ઉત્પન્ન થયું હતું. તે રમાનાથના સર્વાંગ ઉપર જ્યેષ્ટિકાનો પ્રહાર કરવા લાગ્યો. અંતે જ્યારે લાકડી ભાંગી ગઈ, અને રમાનાથ જમીનદોસ્ત થઇ ગયો ત્યારે રજનીકાન્ત ત્વરિતગતિથી ત્યાંથી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૨૭ મું.



## વેરની વસુલાત યાને ભયંકર ખૂન.

"Three things a wise man will not trust,
The wind the sunshine of an April day,
And woman's fighted faith."

**Southey.**

"Trust not a woman even when she's dead!"

**Buckley.**

રજનીકાન્ત રમાનાથને ત્યાંથી નીકળી પડીને સુંદરને ત્યાં ગયો. ત્યાં જતાં જ તેણે મકાનમાં પ્રવેશ કરવાનાં બારણાં બંધ જોયાં. તેણે થોડા વખત સૂધી બારણાં ખખડાવ્યાં; પરંતુ કોઇએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. રજનીકાન્ત ઘણા સમય સૂધી ઉભો હતો. તેણે ઘણી બૂમો મારી; વારંવાર બારણાં ખખડાવ્યાં ત્યારે અંતે એક દાસીએ મેડા પરની બારીએ આવીને કહ્યું:—"અત્રે આવવાની તમને સાફ ના પાડી છે, તો પણ શા માટે પાછા આવ્યા છો ? સત્વર ચાલ્યા જાઓ. તમને કદાપિ આ મકાનમાં હવે આવવા દેવામાં આવશે નહિ.

છતાં જો તમે તોફાન કરશો તો પોલિસને બોલાવી તમને તેને સ્વાધીન કરવામાં આવશે. ”

આ સમયે અંધકાર થવા આવ્યો હતો. રસ્તે જતા બે ચાર માણસો દાસીનાં વચનો સાંભળીને રજનીકાન્ત પાસે આવ્યા તથા તેનું મુખ જોઇ કઠોર હાસ્ય કરી ચાલ્યા ગયા. રજનીકાન્ત ધીમે પગલે પાછો ફર્યો; પરંતુ તે કયાં જાય ? તેનાથી ઘેર જવાય તેમ નહોતું. પત્નીનું રુદન હજી પણ તેના સ્મરણમાંથી દૂર થયું નહોતું. કયાં જવું તેનો તે નિશ્ચય કરી શકયો નહોતો. થોડે દૂર જતાં રસ્તાપર એક બાગ આવેલો હતો. એ બાગમાં થોડાં જ માણસોનો અવરજવર હતો. રજનીકાન્તે એ બાગમાં પ્રવેશ કર્યો. એકાંતમાં તૃણાસનપર બેસીને તે વિવિધ વિચારો કરવા લાગ્યો.

વિશેષ વિચાર કરવાની શક્તિ તેનામાં રહી નહોતી; પરંતુ પૂર્વ-સ્મૃતિ કેની રીતે દૂર થાય ? ભૂતકાળની કેટલીક હકીકત તેના મનમાં તાજી થઇ આવી. તેનું મસ્તક ભમવા લાગ્યું. શું હતું અને શું થઈ ગયું ? રજનીકાન્તને શું દુઃખ હતું ? તેને કોઇ પણ વસ્તુનો અભાવ નહોતો. તે ઉચ્ચવંશમાં જન્મ પામ્યો હતો. તેનો પિતા ધન-વાન્ હતો. તેના ઘરની આર્થિક સ્થિતિ પણ સારી હતી. તેને ગુણિયલ સતી સાધ્વી પત્ની હતી. એ સઘળાનો ત્યાગ કરીને તે શા માટે વેશ્યાનાપર આસક્ત થયો ? એવી આસક્તિથી આવું પરિણામ આવે એમાં શું આશ્ચર્ય ? રમાનાથની સોબતથી જ તેની આ પ્રમાણે અ-વનતિ થઇ. વળી એકલો રમાનાથ પણ શું કરી શકે ? જો વેસ્યા સુંદર, વશીકરણવિદ્યા ન જાણતી હોત, જો રજનીકાન્ત મૂર્ખતાથી તેનાપર મુગ્ધ ન થયો હોત તો તેની આવી સ્થિતિ કેમ થાત ? જ્યાં પ્રફુલ્લ પુષ્પ હતું ત્યાં આજે વાઘસર્પાદિથી પરિપૂર્ણ વનજંગલ

બની ગયું. રજનીકાન્તે વિચાર્યું, કે, કોણે આ પ્રમાણે કર્યું ? કોણે તેના જીવનના અમૃતપૂર્ણ પાત્રમાં હળાહળ ભરી દીધું ? શું આ માત્ર ભાગ્યનો જ દોષ હતો ? શું આ સઘળો રજનીકાન્તનો પોતાનો દોષ નહોતો ? પૂર્વે તેનું જીવન અસાધારણ સુખપૂર્ણ તેમ જ નિશ્ચિંત્ત હતું. ભવિષ્યનું આકાશ પવિત્ર તેમ જ સ્વચ્છ હતું. સંસાર સ્નેહથી અને સુખથી પરિપૂર્ણ હતો ! ક્યાં ગયો એ પવિત્ર તેમ જ સ્વચ્છ પ્રકાશ ? ક્યાંથી આવી ચઢયું આવું અસાધારણ દુઃખ ? ક્યાંથી થયો આવો હૃદયને ધ્રૂજાવે એવો વજ્રનાદ ? ક્યાંથી થવા લાગ્યો આવો દૃષ્ટિને અંધ કરે એવો વિજળીનો પ્રકાશ ? ભૂતકાળની તેમ જ વર્ત્તમાનકાળની સ્થિતિમાં આસમાન જમીન જેટલું અંતર હતું. જે ગયું હતું તે સમસ્ત જીવન સુધી પશ્ચાત્તાપ કરવામાં આવે તો પણ પુનઃ પ્રાપ્ત થાય તેમ નહોતું.

રાત્રિ થવા લાગી. રજનીકાન્ત ઉઠયો. ફરીથી તે વેશ્યા સુંદરના ગૃહ પાસે જઇ ચઢયો. ઘરનાં બારણાં પ્રથમની માફક બંધ હતાં. આ વખતે રજનીકાન્તે બારણાં ખખડાવ્યાં નહિ. બારણાંથી થોડે દૂર રસ્તાપરની બીજી બાજુએ એક ગ્યાસનો દીવો હતો. તથા એ દીવા નીચે અંધકાર હતો. રજનીકાન્ત એ સ્થળે ઉભો રહ્યો.

થોડા સમય પછી એક ગાડી આવીને સુંદરના મકાન પાસે ઉભી રહી. તરત જ ઉત્તમ વસ્ત્રોથી વિભૂષિત થયેલો એક ફાંકડો યુવક ગાડીમાંથી નીચે ઉતર્યો. તે સાથે જ સુંદરના મકાનનાં બારણાં ઉઘડયાં. યુવકે અંદર પ્રવેશ કર્યો એટલે બારણાં પુનઃ બંધ થઈ ગયાં. ગાડી પણ ચાલી ગઇ.

રજનીકાન્ત ઉભો જ રહ્યો. થોડા સમય પછી માળપરની બારી ખુલી. એ બારી પાસે સુંદર તથા નવો આવેલા યુવક—બન્ને આવીને ઉભાં રહ્યાં. સુંદર રજનીકાન્ત પાસે પૂર્વે જે પ્રમાણે ઉભી રહેતી હતી તે

જ પ્રમાણે આ નવીન યુવક પાસે ઉભી રહી. રજની તરફ તે જેવાં કામકુટિલ નેત્રબાણો ફેંકતી હતી તે જ પ્રમાણે આ નવીન યુવક તરફ ફેંકવા લાગી. જે પ્રમાણે તે રજનીકાન્તના અંગને સ્પર્શ કરતી હતી તે જ પ્રમાણે તેણે આ યુવકના અંગને સ્પર્શ કર્યો. પૂર્વે રજનીકાન્ત એમ જ સમજતો હતો કે, સુંદરના તન મનનો માત્ર તે એક જ ભોક્તા છે. એ પુષ્પની સુગંધિ લેનાર ભ્રમર માત્ર તે એક જ છે; પરંતુ આજનો પ્રકાર નજરે પડતાં જ તેનો વિચાર પલટાઇ ગયો. તેણે સુંદરને આ નવીન યુવક સાથે નખરાં કરતી નિહાળી !

રજનીકાન્ત જ્યાં ઉભો હતો ત્યાંજ ઉભો રહ્યો. બારી પુનઃ બંધ થઇ ગઇ. પોતે આખા દિવસમાં કાંઈ ખાધું નથી તેનું રજનીકાન્તને બિલ્કુલ ભાન નહોતું. તેના અંતરમાં પ્રચંડ અગ્નિ સળગતો હતો. આંતરદૃષ્ટિથી તે માત્ર સુંદર તેમ જ પેલા યુવકને જ તે જોઈ શકતો હતો. રાત્રિ ગંભીર થવા લાગી. ઇશાનખુણામાં કવચિત્ કવચિત્ વિજળી ચમકવા લાગી. રજનીકાન્ત એ બંધ થઈ ગયેલી બારી તરફ ટગર ટગર જોઈ રહ્યો. વિજળીઓની સાથે વાયુનું તોફાન થવા લાગ્યું. અંધકાર વધવા લાગ્યો. વાદળાંઓનો ભયંકર અવાજ ગગનમંડળને ગજાવી મૂકવા લાગ્યો. ઝંઝા તેમ જ મેઘની એકત્ર ગર્જના થવા લાગી. તે સાથે વૃષ્ટિ પણ થવા લાગી—મુશળધાર વૃષ્ટિ થવા લાગી.

રજનીકાન્ત આવા સમયે પણ ઉભો રહ્યો. એક દિવસે વૃષ્ટિથી પોતાનું રક્ષણ કરવાને માટે તે સુંદરના મકાનના દ્વાર પાસે ઉભો રહ્યો હતો. આજે પણ વૃષ્ટિ થતી હતી, અને તે તેના મકાનના દ્વાર પાસે ઉભો રહ્યો હતો; પરંતુ મકાનનું દ્વાર બંધ હતું. વૃષ્ટિથી ભીંજાતા બચવા માટે રજનીકાન્તે કોઇ પણ યત્ન કર્યો નહિ. તે ઉભો ઉભો ભીંજાવા લાગ્યો. વૃષ્ટિ બંધ થઈ છતાં પણ તે ભીંજાઈ ગ-

ચેલાં વસ્ત્રો પહેરીને જ ત્યાં ઉભો રહ્યો. તેનું સર્વાંગ કોઈ સમયે ઠંડીથી કંપતું હતું તો કોઇ સમયે દાવાનલની જ્વાળાથી બળી મરતું હતું. તેનું બાહ્ય જ્ઞાન લુપ્ત થઇ ગયું હતું. તેના અંતરમાં માત્ર એક પ્રકારની ચિંતા થતી હતી.

ધીમે ધીમે પ્રભાતકાળ થયો. જે યુવકે રાત્રે સુંદરના મકાનમાં પ્રવેશ કર્યો હતો તે બારણાં ઉઘાડી બ્હાર નીકળ્યો. દાસી ઊંઘી ગઈ હતી તેથી બારણાં બંધ કરવાને કોઇ આવ્યું નહિ.

રજનીકાન્તે આ પ્રસંગને વ્યર્થ નહિ જવા દેતાં સુંદરના મકાનમાં પ્રવેશ કર્યો. પગલાં દબાવી દબાવીને કોઈ જાણે નહિ તેમ તે બારણાં ખાલી બંધ કરીને મેડાપર ચઢયો. સુંદરની સૂઈ રહેવાની ઓરડીનાં બારણાં પણ ખાલી બંધ કરેલાં હતાં. રજનીકાન્તે એ ખાલી બારણાં ઘણે ધીમેથી ઉઘાડી ને અંદર પ્રવેશ કર્યો; તથા એ બારણાં તેણે અંદરથી બંધ કર્યાં.

સુંદર એક આકર્ષક તેમ જ મૂલ્યવાન્ પલંગ પર સૂઈ રહી હતી. તેનો કેશકલાપ તેની કમર સુધી વિખરાઇને છૂટો પડયો હતો. પલંગ પર પાથરેલાં મશરુનાં ગાદલાંમાંથી ઑટો તેમ જ સેન્ટની સુવાસ આવતી હતી. ગુલાબનાં પુષ્પોની એક માળા ઉશિકા પાસે પડી રહી હતી.

સુંદર પાન ખાઇને સૂઇ ગયેલી હોવાથી તેના અધરોષ્ઠ લાલચોળ થઈ ગયેલા જણાતા હતા. રજનીકાન્તે થોડા સમય સુધી સ્થિર ઉભા રહીને સુંદરના સ્વરૂપનું દર્શન કર્યું. ત્યાર પછી તેણે તેના અંગને સ્પર્શ કરી તેની નિદ્રાનો ભંગ કર્યો. આંખો ઉઘડતાં જ રજનીકાન્ત નજરે પડયાથી સુંદરે વિરક્તિ દર્શાવતાં કહ્યું:—" તમે પાછા ફરીથી અત્રે કેમ આવ્યા ? "

રજનીકાન્તઃ—આજે હું અત્રે છેવટને માટે જ આવ્યો છું. હું ફરીથી કદાપિ ત્હારા મકાનમાં આવી શકીશ નહિ.

સુંદરઃ—તમે તો તદ્દન મૂર્ખ જણાઓ છો!

રજનીકાન્તે એક નિશ્વાસ મૂકીને કહ્યું:—"મૂર્ખ ન હોઉં તો મ્હારી આવી અધમ સ્થિતિ થાય ખરી કે? પરંતુ પહેલાં તો તું મ્હને જોઇને આટલી બધી નારાજ નહોતી થતી."

સુંદરઃ—પ્રભાત સમયે જ શું તમે મ્હારી સાથે તકરાર કરવા આવ્યા છો? બારણાં ખુલ્લાં જણાયાથી તમે ચોરની માફક શા માટે મ્હારા મકાનમાં પ્રવેશ કર્યો છે?

રજનીકાન્તઃ—જે યુવક આજે રાત્રે ત્હારી પાસે રહ્યો હતો તેણે જ ત્હારા મકાનનાં બારણાં ખુલ્લાં રાખ્યાં છે; નહિ તો હું ત્હારા મકાનમાં પ્રવેશ કરી શકત નહિ.

સુંદરે કઠોર હાસ્ય કરીને પૂછ્યું:—"ત્યારે તમે આખી રાત મ્હારા ઘરની આસપાસ પહેરો ભર્યો છે કે શું?"

રજનીકાન્તે કોઇ પણ પ્રકારની ચિંતા રાખ્યા સિવાય કહ્યું:—"આજે મ્હારી જેવી અધમ અવસ્થા છે તેવી જ અધમ અવસ્થા થોડા દિવસ પછી તેની પણ થશે!"

સુંદરે પલંગમાં બેઠી થઈ ક્રોધે ભરાઇને કહ્યું:—"દશા દશા શાની કરો છો! જેની પાસે પૈસા હોય છે. તેને માટે જ હું છું—પૈસા ખલાસ થાય છે તેની સાથે મ્હારો સંબંધ પણ ખલાસ થાય છે—તમે તમારે હવે ગમે તેમ કરો!"

રજનીકાન્તઃ—ત્હેં પ્રથમથી જ મ્હને કેમ નહોતુ જણાવ્યું કે, તું માત્ર પૈસાની જ સગી છે?

સુંદરઃ—એમ જણાવીએ તો અમારે દુનિયામાં ભિક્ષા જ માગવી પડે.

રજનીકાન્તઃ—ત્યારે તો હવેથી તું કોઈને ત્હારી મોહજાળમાં ફ-સાવી ન શકે એવો ઉપાય હું આજે કરનાર છું. હું મ્હારા વેરની ભયંકર રીતે વસુલાત લેનાર છું.

સુંદરઃ—તમે શું કરી શકનાર છો ? આ દુનિયામાં નારીની મોહજાળમાંથી છૂટી શકે એવા પુરુષો વિરલ હોય છે. તમે ભલેને ન્હાય તેમ કરો. મ્હારા નામ પર ફરિયાદ કરો યા તો સમાચારપત્રોમાં મ્હારા સંબંધીના આર્ટિકલો લખીને કૉલમો ભરો; પરંતુ યાદ રાખ-જો કે હમ્મેશાં મ્હારા પાસા પોબાર છે, અને તમારા સર્વ પ્રયત્નો વ્યર્થ થનાર છે.

એકાએક રજનીકાન્તે વિકટ હાસ્ય કર્યું. તેણે કહ્યું:—" એ સૌના કરતાં મ્હેં સહેલો માર્ગ શોધી કાઢયો છે. "

રજનીકાન્તનું વિકટ હાસ્ય તથા તેની બોલવાની છટા જોઇને સુંદરના મનમાં થોડો ઘણો ભય ઉપજ્યો. તેણે કહ્યું:—" હું તમારી સાથે હવે બકવાદ કરી શકતી નથી. હું બ્હાર જઉં છું. "

પલંગપરથી નીચે ઉતરીને સુંદર બ્હાર જવા લાગી. રજની-કાન્તે તેનો હાથ પકડી તેને બ્હાર જતી અટકાવી. તેણે એવા તો જોરથી સુંદરનો હાથ પકડયો કે તે ' ઓ બાપરે—મરી ગઇરે ' કહીને બૂમો મારવા લાગી. બૂમો મારતી મારતી તે રજનીકાન્તને ગાળો દેવા લાગી. તેના જેવી સ્ત્રીઓ જે પ્રમાણે તદ્દન બીભત્સ ગાળો દે તેવી જ બીભત્સ ગાળો તે દેવા લાગી.

ગઇ રાત્રિથી જ રજનીકાન્તનું ચિત્ત સર્વાંશે અસ્થિર થઇ ગયું હતું. તેના ખિસ્સામાં પેન્સીલ છોલવા માટે એક રૉજર્સ ચપ્પુ હતું. એ ચપ્પુ બ્હાર કાઢી, તેને ઉઘાડી, તેણે સુંદરની છાતીમાં ઠોકી બેસાડયું. સુંદર મ્હોટી બૂમ મારી ઉઠી, " ઓ બાપરે ! મ્હને મારી

નાખી રે !" આમ બૂમો મારતાં મારતાં તે રજનીકાન્તના હાથમાંથી ચપ્પુ ખુંચાવી લેવાની સખ્ત મહેનત કરવા લાગી. સુંદરની છાતીમાંથી લોહી વહેતું જોઇને રજનીકાન્ત ઉન્મત્ત બની ગયો. સુંદરની આંગળી કપાઇ ગઇ; પરંતુ તે રજનીના હાથમાંથી ચપ્પુ ખુંચાવી લઇ શકી નહિ. રજનીકાન્ત વારંવાર સુંદરના શરીરપર ઘા કરવા લાગ્યો—તેના સમસ્ત શરીરને ચપ્પુથી વીંધી નાખવા લાગ્યો. ગરમ લોહી સુંદરના પ્રત્યેક ઘામાંથી વહેતું હોવાથી રજનીકાંતના મુખપર, નેત્રોપર, તેમજ નાકપર લોહીના ડાઘ પડયા. પલંગપરનું બિછાનું, જમીનપરનો ગાલિચો સઘળું લોહીથી ભીંજાઇ ગયું. સુંદર જમીનપરના ગાલિચા ઉપર ઢળી પડીને 'ઓ બાપરે ! મ્હને કાપી નાખીરે !' કહીને બૂમો મારવા લાગી. ધીમે ધીમે તેનો કંઠસ્વર અટકી જવા લાગ્યો. બે ચાર વખત તેનું શરીર કંપી ઉઠયું. પછીથી સઘળું સ્થિર થઈ ગયું.

વેશ્યા સુંદરની દાસી છેક નીચે સૂઈ ગઈ હતી. સુંદરે બે ચાર બૂમે પાડી એટલે તે જાગી ઉઠીને ઉપર આવી. તેણે આવીને જોયું તો સુંદરની સૂઇ રહેવાની ઓરડી બંધ હતી. બંધ ઓરડીમાંથી સુંદરની કારમી કિકિયારીઓ સંભળાતી હતી. દાસીએ ઘણા જોરથી બારણાં ખખડાવ્યાં પણ ઉઘડયાં નહિ. અંતે તે "કોણ છે રે! જલદી આવો રે! મારી નાખ્યાં રે!!" કહીને મદદ માટે નીચે ઉતરીને બૂમો મારવા લાગી.

રસ્તે કેટલાક માણસો જતા હતા તેમણે દાસીને આકુળ વ્યાકુળ બની ગયેલી જોઇને કહ્યું:—"જા જા, પહેરાવાળાને બોલાવ."

ગલીના નાકાપર પહેરાવાળો ફરતો હતો. દાસીએ તેની પાસે જઇને સઘળી હકીકત કહી સંભળાવી. પહેરાવાળાએ પૂછયું:—"ખુનનો કેસ છે કે શું? ખુની ક્યાં છે?"

"ખૂની હજી ઘરમાં જ છે. જલદીથી ચાલો નહિ તો નાશી જશે."

"શું હું એકલો ખૂનીને પકડી શકું કે ? ના ના, મ્હારાથી એમ નહિ બને." આમ કહીને પહેરાવાળો બીજા બે ચાર મદદકર્ત્તાઓને બોલાવી લાવી સુંદરના મકાન પાસે ગયો. ત્યાં જઇને જોયું તો સુંદરની સૂઈ રહેવાની ઓરડી પૂર્વ પ્રમાણે બંધ હતી. અંદરથી કોઈ પણ પ્રકારનો અવાજ આવતો નહોતો.

પહેરાવાળાની તથા તેના મદદકર્ત્તાઓની પહેલાં બારણાં ભાગી નાખવાની ઈચ્છા નહોતી; પરંતુ દાસીના અત્યાગ્રહથી અંતે તેમને બારણાં ભાંગી નાખવાં પડયાં.

ખુલ્લાં બારણાંમાંથી પ્રભાતકાળનાં સૂર્યકિરણોએ ઓરડીમાં પ્રવેશ કર્યો. સર્વત્ર લોહી લોહી થઇ રહ્યું હતું. રજનીકાન્ત લોહીથી રંગાચલા શરીરે પલંગપરની શય્યામાં બેસી રહીને પગ હલાવી રહ્યો હતો ! બિછાનાપર સુંદરનો મૃતદેહ પડયો હતો. તેની પાસે ગયા સિવાય તેને થયેલા ઘા બરાબર જોઈ શકાય એમ નહોતા.

પ્રભાતનાં સૂર્યકિરણોથી સઘળું લોહી ચમકવા લાગ્યું ! ભયંકર દેખાવ વિશેષ ભયંકર દેખાવા લાગ્યો ! રજનીકાન્તની લોહીથી રંગાચલી દીવાના જેવી સ્થિરમૂર્ત્તિ, સુંદરનો લોહીથી તરબોળ બની ગચેલો મૃતદેહ તેમ જ આસપાસ ભરાઇ ગયેલું લોહી એક પ્રકારની ભયંકરતાનું સૂચન કરી પાષાણ હૃદયવાળા માણસને પણ ધ્રૂજાવી મૂકે તેમ હતું. રજનીકાન્ત પહેરાવાળા તથા તેના મદદકર્ત્તાઓને તેમ જ સુંદરની દાસીને જોઇ ઉન્મત્ત મનુષ્યની માફક ખડખડ હસી પડયો.

પોલિસના સિપાહીઓ રજનીકાંતને હાથકડી નાંખીને તેને પોલિસચોકી તરફ લઇ ગયા.

# પ્રકરણ ૨૮ મું.

—:*:—

## સંસાર કે નરકાગાર ?

આ સઘળા ભયંકર પ્રકારની શ્યામચરણ અને મુક્તકેશીપર ઘણી જ પ્રબળ અસર થઈ. સરિતાના મધ્યભાગમાંથી વહાણ ચાલ્યું જતાં જે પ્રમાણે બન્ને કિનારા સુધી તરંગો ઉપસ્થિત થાય છે તે જ પ્રમાણે આ ભયંકર પ્રકારે ઘણે દૂર સુધી રહેતાં માણસોનાં ચિત્તોને પણ ચંચળ બનાવી દીધાં હતાં. રામપ્રસાદને પાદરે મોકલી દઇને શ્યામચરણ ઘણા ખરા અંશે નિશ્ચિંત્ત થયો હતો. તેનો એકલાનો ગૃહત્યાગ કરી પ્રવાસ કરવા જવાનો વિચાર હતો; પરંતુ મુક્તકેશીનો કાંઇ અપરાધ નહોતો ! તેમ જ મુક્તકેશીના મનમાં બિલ્કુલ પાપ નહોતું. માત્ર તેની રસિક વૃત્તિઓથી જ શ્યામચરણ કદાચિત્ કવચિત્ તેના પર સંશય લાવતો હતો; પરંતુ સ્વમુખે તે પત્નીને વિશેષ કાંઇ કહી શકતો નહોતો.

શ્યામા પણ મુક્તકેશીને ત્યાં હવે વારંવાર આવતી જતી નહોતી; રામપ્રસાદની સાથે ગમ્મત ઉડાવતાં જ્યારે તે શ્યામચરણની નજરે પડી હતી ત્યારથી એક મહિના સુધી તો તેણે મુક્તકેશીને ત્યાં પગ સુદ્ધાં મૂકયો નહોતો. તેના મનમાં ઘણી શરમ ઉપજી હતી. શ્યામચરણ પોતાને જોતાં જ શો વિચાર કરશે, એ પ્રશ્ન તેને વ્યાકુળ બનાવી દેતો હતો. કદાચ શ્યામાના મનમાં પાપ નહિ હોય; પરંતુ લોક આવો પ્રકાર બન્યા પછી તેનાપર કેવી રીતે વિશ્વાસ મૂકે ? શ્યામા જગતની દૃષ્ટિથી પોતાનું વર્તન તપાસવા લાગી; તથા મનમાં ને મનમાં પોતાની જાતનો તિરસ્કાર કરવા લાગી. મુક્તકેશી ચારુલતાને ત્યાં જતી હતી; પરંતુ ચારુલતા તથા સ્વર્ણમયીના સાસરે ગયા પછીથી એ મકાન

પૂર્વના જેવું નહોતું. શ્યામા પોતાના જેટલી ઉમ્મરની હતી તો પણ મુક્તકેશી હવે તેની સાથે વિશેષ સંબંધ રાખતી નહોતી. શ્યામચરણે તે દિવસે મુક્તકેશીને જે હકીકત કહી હતી, તે હકીકત મુક્તકેશીને પણ પસંદ નહોતી. આ પ્રકારથી શ્યામા વિશેષ શરમાતી તેમ જ સંકોચાતી હતી. શ્યામચરણ સમજી શકયો કે, પોતાના તથા ચારુલતાના ઘર સાથે પૂર્વે જેવી ઘનિષ્ઠતા હતી તે કાંઈક અંશે ઓછી થઇ ગઇ છે. શ્યામાનો સ્વભાવ પણ દિવસે દિવસે ફોઇબાના સ્વભાવ જેવો થવા લાગ્યો.

ધીમે ધીમે ચારુલતાના દુઃખી જીવનની હકીકત સર્વના સાંભળવામાં આવી. પહેલાં એ હકીકત એકાએક કોઇ જાણી શકયું નહિ; પરંતુ પાછળથી એ હકીકત સર્વત્ર જાહિર થઈ ગઇ. ચારુલતાનો પતિ વેશ્યાપર આસક્ત થયો છે સાંભળી મુક્તકેશી કોઈ કોઇ વખતે શ્યામચરણની મશ્કરી કરતી હતી; પરંતુ એ મશ્કરી કરવા જેવી વાર્ત્તા વિશેષ વખત સુધી ટકી નહિ. આ હકીકતની ચર્ચા ચાલતી હતી એવામાં પાસેના મકાનમાં કોલાહલ થઇ રહ્યો. મુક્તકેશીએ પૂછી જોયું તો તેને માલૂમ પડયું કે, રાત્રિના સમયે સ્વર્ણમયી પોતાના સાસરેથી છાનીમાની નાશી આવેલી છે ! મુક્તકેશીએ જઇને સ્વર્ણમયીને અનેક પ્રશ્ન પૂછયા; પરંતુ તે કાંઇ જાણી શકી નહિ. કદાચ તેનો પતિ કે તેનાં સાસરિયાં તેના પ્રત્યે અત્યાચાર ચલાવતાં હશે એવો સંશય થઈ આવ્યો; પરંતુ આટલી ન્હાની ઉમ્મરમાં મધ્યરાત્રિના સમયે સાસરેથી ગુપચુપ નાસી આવવા જેટલું સાહસ તે કેવી રીતે કરી શકી ? ત્યાર પછી મુક્તકેશીએ સાંભળ્યું કે, સ્વર્ણમયીને હવે તેનાં સાસરિયાં તેડી જનાર નથી; તેના પતિનો વિવાહ અન્ય સ્થળે થવાનો છે. કેટલાક દિવસ પછી સ્વર્ણમયીની માતા પુત્રીને સાથે લઇ ગામડે ચાલી ગઇ એ પ્રકાર પણ મુક્તકેશીએ જોયો.

આ સર્વ પ્રકાર જોઇને મુક્તકેશીનો સ્વભાવ બદલાવા લાગ્યો. યૌવનની ચપળતાને બદલે ગંભીરતા આવવા લાગી. પહેલાં તે પતિનો વિશેષ ભય રાખતી નહોતી કિન્તુ હવે તે પતિને પરમાત્મા સમાન સમજી તેમના પ્રત્યેક શબ્દને ઝીલી લેવા લાગી. પતિની પ્રભુતા તે સમજી શકી. તેને સમસ્ત **સંસાર નરકાગાર** સમાન જણાવા લાગ્યો, તથા આ દુસ્તર નરકાગારમાંથી પતિસેવા સ્વરૂપ પરમ પુણ્ય કરીને મૃત્યુને અંતે મુક્તિ મેળવવાનો તે યત્ન કરવા લાગી. શ્યામચરણ પત્નીનો સ્વભાવ તેમ જ વર્ત્તન બદલાયલું જોઇને ઘણું આશ્ચર્ય પામ્યો; તેના આનંદની પણ સીમા રહી નહિ. મનનો ભાવ છુપાવી નહિ શકાયાથી તેણે મુક્તકેશીને કહ્યું:—" ત્હારો સ્વભાવ તેમ જ રીતભાત આમ એકાએક કેમ બદલાઇ ગયાં ? "

પોતાની ઘણી રસિક વૃત્તિઓનો મુક્તકેશી હજી સર્વાંશે ત્યાગ કરી શકી નહોતી. તેણે કહ્યું:—" કેમ, મ્હારી વળી પાછી શી ભૂલ થઇ છે ? હું ઉઠું બેસું છું તેમાં પણ આપને દોષ જણાય છે, કેમ ? "

શ્યામચરણ:—હું દોષની વાત ક્યાં કહું છું ? હમણાંની ત્હારી રીતભાત તેમ જ સ્વભાવ જોઇને મ્હને ઘણો આનંદ થાય છે.

મુક્તકેશી:—ત્યારે શું પહેલાં મ્હારી રીતભાત ખરાબ હતી ? મ્હારો સ્વભાવ સારો નહોતો ?

શ્યામચરણ:—ના ના, ત્હારી રીતભાત તેમ જ સ્વભાવ ખરાબ હતાં એવું મ્હારું કહેવું નથી; પરંતુ પૂર્વે ત્હારો સ્વભાવ ચંચળ હતો. રસિકતા વિશેષ હતી; પરંતુ એમાં ત્હારો કાંઈ દોષ નહોતો. પ્રત્યેક મનુષ્યની વૃત્તિ પ્રવૃત્તિ તેની યુવાવસ્થામાં એવી જ હોય છે.

મુક્તકેશી:—ત્યારે તો હું હવે કદાપિ હસીશ નહિ; હમ્મેશાં મુખ બંધ કરીને જ બેસી રહીશ.

શ્યામચરણે હસીને કહ્યું:—"ત્હારી સાથે વાતચિત કરવામાં હું તને પહોંચી શકું તેમ નથી જ; પરંતુ હું ખાત્રીથી કહું છું કે, ત્હારું મન બદલાઇ ગયું છે."

મુક્તકેશીએ સત્ય હકીકત જણાવવાના ઉદ્દેશથી કહ્યું:—"તમારું કહેવું ખરું છે. ચારુલતાને ત્યાં જવા આવવાથી જ મ્હારું મન બદલાઇ ગયું છે."

શ્યામચરણ:—હજી પણ ખરી વાતને ઉડાવે છે કે શું ?

મુક્તકેશી:—ના ના, હું તમને ઉડાવતી નથી. પાડોશમાં જવા આવવાથી જ મ્હારો સ્વભાવ તેમજ મ્હારું વર્તન બદલાઈ ગયાં છે. જો કે અંતઃકરણથી હું તમને ઘણી ચ્હાતી હતી; પરંતુ મુખ ઉપર અંતઃકરણનો ભાવ બતાવતી નહોતી. તમારી વાર્ત્તા હું સાંભળતી નહોતી. તમને કેટલીક વખત નહિ કહેવા જેવાં વચનો પણ કહેતી હતી; મ્હારાં કઠોર વચનોથી તમને દુઃખ થશે કે કેમ તેની કલ્પના સુદ્ધાં હું કરતી નહોતી. પાડોશમાં રહેતી સ્વર્ણમયી અને ચારુલતા—બન્ને બાળાઓ મ્હારાથી ન્હાની છે. તેઓ બન્ને મ્હારા કરતાં વિશેષ સ્વરૂપવતી છે. મ્હેં તેમનામાં કદાપિ કાંઇ દોષ જોયો નહોતો. કોઇના મુખે તેમની નિંદા સુદ્ધાં સાંભળી નહોતી. આમ છતાં તેમના જેવી ગુણિયલ બાળાઓની આવી દુર્દશા કેમ થઇ ? ચારુલતાનો પતિ રાત્રિ દિવસ એક વેશ્યાને ત્યાં પડયો રહે છે; તે ચારુલતાના મુખ પ્રતિ દૃષ્ટિ સુદ્ધાં ફેંકતો નથી ! સ્વર્ણમયીને કોઇ પણ પ્રકારનું દુઃખ પડવાથી તે સાસરેથી ગુપચુપ અત્રે નાશી આવી છે. તેનો પતિ હવે તેને પોતાની પાસે તેડાવનાર નથી. તે પુનર્વિવાહ કરવાનો છે. આ સઘળો પ્રકાર જાણવામાં આવ્યાથી મ્હારા અંતઃકરણમાં કેવા વિચારો ઉપજે એનો ખ્યાલ તમે કરી શકો છો ? સ્ત્રીજાતિનું પરમ સુખ, તેમનું તીર્થ-

સ્થાન, તેમના આરાધ્યદેવ એક માત્ર પતિ જ છે. પતિ જ સ્ત્રીના માટે સંસારનો સાર, સ્નેહનો આધાર, જીવનનું સુખ, અને પરમ પુણ્ય પ્રાપ્ત કરવાનું સર્વ શ્રેષ્ઠ સાધન છે. જ્યાં સુધી પતિ જીવિત હોય છે ત્યાં સુધી જ સ્ત્રી પણ સુખી રહી શકે છે. મ્હેં પૂર્વજન્મના કેટલા બધાં પુણ્યપ્રતાપથી તમારા જેવા પતિ મેળવ્યા છે? આ પ્રકાર હું બરાબર સમજતી હતી તેમ જ સમજું છું; પરંતુ મ્હારા મનમાં એક પ્રકારનું અભિમાન હતું અને એ અભિમાનના પરિણામે જ હું મ્હારો ધર્મ બરાબર બજાવી શકી નથી. પ્રભુ! દેવ! હવે મ્હારી આંખો ઉઘડી છે. મ્હારાં નેત્રોમાં સત્યજ્ઞાનનો પ્રકાશ પ્રકાશ્યો છે. પૂર્વેની હકીકત યાદ કરતાં હવે હું શરમાઉં છું—દુઃખી થઉં છું, હું પરમકૃપાળુ પરમાત્માને એવી જ પ્રાર્થના કરું છું કે, જન્મ જન્માંતર હું તમારા જેવા જ પતિને પામું તથા તમારા ખોળામાં માથું રાખી હસતી હસતી મૃત્યુ પામું. આવી હકીકત આજ સુધી મ્હેં તેમને બિલ્કુલ કહી નથી,—આજે પ્રથમ જ કહું છું. ઘણા દિવસથી હું તમને આ પ્રમાણે કહેવાની ઇચ્છા રાખતી હતી; પરંતુ કહી શકતી નહોતી. પાડોશમાં ચારુલતાને ત્યાં જવાથી જ આજે મ્હારામાં સત્ય જ્ઞાન આવ્યું છે.

મુક્તકેશીનાં આવાં વચનો સાંભળીને, તથા તેનાં વચનોનો ભાવ સમજીને શ્યામચરણ અવાક્ બની ગયો. થોડા સમય સુધી ચૂપ રહીને તેણે કહ્યું:—"પ્રાણાધિકે! ત્હારામાં આટલી બધી બુદ્ધિ હશે એમ અત્યાર સુધી હું પણ જાણતો નહોતો. મ્હેં મ્હારી ઇચ્છાથી તને કદાપિ દુઃખી કરી નથી."

મુક્તકેશીએ હસીને કહ્યું:—"પ્રભુ! હવે કહો કે હું ચારુલતાને ત્યાં જઉં કે નહિ?"

શ્યામચરણે ઉત્તર આપ્યો:—" જ્યારે ઇચ્છા થાય ત્યારે બેલાશક જજે. હવે તને કોઈ પણ પ્રકારની સલાહ આપવાની જરૂર નથી. તું સારાસારનો વિચાર કરવાને શક્તિવતી છે. "

એવામાં એકાએક ચારુલતાને ત્યાં રડારોળ થઇ. " વળી પાછું શું થયું ? " એમ આવેશમાં જ બોલીને મુક્તકેશી શો પ્રકાર બન્યો છે તે જોવાને માટે ચારુલતાને ત્યાં ગઇ. ત્યાં જતાંની સાથે જ તેણે સાંભળ્યું કે, રજનીકાન્ત વેશ્યા સુંદરનું ખૂન કરી પોલિસના હાથમાં પકડાયો છે. ચારુલતાની માતા રુદન કરે છે. ચારુલતા સાસરે છે. શ્યામા મુક્તકેશીને જોઇને વધારે મ્હોટેથી રડી પડી.

મુક્તકેશી જ્યારે ઘેર પાછી આવી ત્યારે રડવાથી તેનાં નેત્રો લાલચોળ બની ગયાં હતાં. પતિનું દર્શન થતાં જ તેના ઓષ્ઠાધર સ્ફુર્યા. શોક, સહાનુભૂતિ, કાંઇક આશંકા, કેટલોક પશ્ચાત્તાપ વગેરેનું દર્શન તેના મુખપર થતું હતું. પતિએ શું બન્યું છે, એમ પૂછ્યું એટલે ઉત્તરમાં મુક્તકેશીએ દીન સ્વરે સઘળી હકીકત કહી સંભળાવી. એ કરુણાપૂર્ણ મુખ જોઇને શ્યામચરણ મુક્તકેશીને તેની છાતી સરસી ચાંપી તેને સાંત્વના આપવા લાગ્યો. મુક્તકેશીએ પતિના ચરણોમાં નમી પડી નમ્રતાથી કહ્યું:—" પ્રભુ ! મ્હને આશીર્વાદ આપો કે આ સંસારરૂપી નરકાગારમાંથી મ્હારો ઉદ્ધાર થાય ! પતિ સેવામાં મ્હારી ભક્તિ સદૈવ અચળ રહે !! હું સંસારમાં બનતા આવા પ્રકારો જોઈ શકતી નથી. આ શું ? આ તે **સંસાર કે નરકાગાર ?!** "



# પ્રકરણ ૨૯ મું.



## નરકાગારમાં પ્રવેશ.

સ્વર્ણમયીને રાત્રિના સમયે ઉદ્યાનમાં એકલી જોઇને હેમંતકુમારના મનમાં જે આશંકા ઉદ્દભવી હતી તે સત્વર નાશ પામી. તેના મનમાં લાલસાનો ઉદય થયો. જ્યાં સુધી સ્વર્ણમયી મળી શકે તેમ નહોતી ત્યાં સુધી તે તેને મેળવવાની ઇચ્છા કરતો નહિ હવે તો સ્વર્ણમયી જાતે જ સંસારબંધનનો ત્યાગ કરી, સગાં વ્હાલાંઓનો ત્યાગ કરી, સમાજની રુઢિઓપર પદાઘાત કરીને તેને મળી. પૂર્વે માત્ર દર્શન કરવાની ઈચ્છા બળવતી હતી; પરંતુ હવે તો સ્પર્શ કરવાની, આલિંગન ચુંબન કરવાની ઇચ્છા બળવતી થઇ. હવે માત્ર દર્શન થવાથી હેમંતકુમારનો આત્મા શાન્ત થતો નહિ. જે પૂર્વે સર્વથા અસંભવ હતું તે હવે સર્વાંશે સંભવ થયું હતું. હવે શામાટે મિલનસુખથી વંચિત થવું ? અત્યાર સુધી હેમંતકુમાર અને સ્વર્ણમયી સમાજરૂપી પર્વતના ભયથી એક બીજાંની સ્હામાં ટગર ટગર જોતાં ઉભાં રહ્યાં હતાં; પરંતુ હવે સમાજને નિંદા કરવાની જરૂર રહી નહોતી. સમાજના નિયમ પ્રમાણે અત્યાર સુધી સ્વર્ણમયી હેમંતકુમારને મળી શકે તેમ નહોતી; પરંતુ હેમંતકુમાર યૌવનના ઉદ્દામ બળથી બળવાન્ હતો, સમાજનિંદાના ભયથી તે શા માટે બ્હી જાય ? યૌવનમાં આશંકા ઘણા સમય સુધી ટકી રહેતી નથી. આકાંક્ષા જ ઘણા સમય સુધી ટકી રહે છે. સમાજપરથી તેનો ગુસ્સો ઓછો થયો નહોતો; કારણકે જો સમાજ તેની વિરુદ્ધ ન પડયો હોત તો સ્વર્ણમયી સાથે તેનો વિવાહ ન થાત કે ? જે જંગલી તેમ જ મૂર્ખ યુવકની સાથે સ્વર્ણમયીનો વિવાહ થયો હતો તેના કરતાં હેમંતકુમાર ક્યી રીતે ઉતરતો

હતો ? હવે શું સમાજના ભયથી તથા કલંકના ભયથી તે સ્વર્ણમયીથી દૂર રહે કે ? ઉદ્યાનમાં ગંભીર રાત્રે સ્વર્ણમયી સાથે થયેલી મુલાકાત તે કેવી રીતે ભૂલી જાય ? પૂર્વે માત્ર અનુરાગ હતો, હવે હેમંતકુમારના મનમાં સ્વર્ણમયીને આશ્રય આપવાની ઇચ્છા ઉત્પન્ન થઈ. સમાજની નિષ્ઠુરતામાંથી તેના સિવાય બીજું કોણ એ ગરીબ બાળાનું રક્ષણ કરે તેમ હતું ? માત્ર આત્મસુખને લીધે જ નહિ; પરંતુ કાંઈક દયા ઉપજવાને લીધે હેમંતકુમારે પોતાના મન સાથે એવો સંકલ્પ કર્યો કે, સ્વર્ણમયીને તે પોતાના ગૃહની તેમ જ હૃદયની અધીશ્વરી કરશે.

સ્વર્ણમયીના મનમાં વિશેષ કાંઇ ચળવળ થઇ નહોતી. હેમંતકુમારનાં વચનોપર તેને દૃઢ વિશ્વાસ હતો. તે એમ જાણતી હતી કે, હેમંતકુમારને જ્યારે સુયોગ મળશે ત્યારે તે પોતાને લઈ જશે. સમાજનિંદાનો હવે તેને પણ વિશેષ ભય રહ્યો નહોતો; કારણ કે સમાજે તેના પર પ્રથમથી જ જુલ્મ ગુજાર્યો હતો. તે એમ જાણતી હતી કે દુઃખની રાત્રિ પૂરી થઇ ગઇ છે, અને સુખનું પ્રભાત થવા આવ્યું છે. તે સ્વેચ્છાથી જ સમાજના આશ્રયમાંથી નાસી આવી હતી. છતાં ભાવી સુખની આશાથી તેના મુખપર આનંદ જણાતો હતો.

થોડા દિવસ સુધી હેમંતકુમાર તથા સ્વર્ણમયી વચ્ચે પત્રવ્યવહાર પણ ચાલ્યો. અંતે સઘળી વ્યવસ્થા કરીને હેમંતકુમાર સ્વર્ણમયીને સાથે લઇ ગુપચૂપ ચાલ્યો ગયો. તેઓ બન્ને ક્યાં ગયાં તેની કોઇને ખબર પડી નહિ.

સ્વર્ણમયીની માતા પુત્રીને લઈને રડતી રડતી ગામડે ચાલી ગઈ હતી. કન્યા જતી રહેવાથી રડતી રડતી પાછી તે ભાઇને ત્યાં આવી. તેને માટે હમ્મેશાં રુદન કરવાનું જ નિર્માણ થયેલું હતું.



# પ્રકરણ ૩૦ મું.

—:*:—

## મહાપાપનું ભયંકર પ્રાયશ્ચિત્ત.

જ્યારે પોલિસના સિપાહીઓ રજનીકાન્તને પકડીને લઇ ગયા ત્યારે રજનીકાન્ત દીવાના જેવો બની ગયો હતો. જો તેની સ્થિતિ ઉન્મત્ત ન બની ગઈ હોત તો તે વેશ્યા સુંદરનું ખૂન કરી શકત નહિ; પરંતુ તેની આવી ઉન્મત્ત સ્થિતિ વધારે વખત સૂધી કાયમ રહી નહિ. કેદમાં પડયા પછી—હાથમાં બેડી પડયા પછી તે ધીમે ધીમે શુદ્ધિમાં આવ્યો. શુદ્ધિ આવતાંની સાથે જ તે મૃત્યુની કામના કરવા લાગ્યો. મૃત્યુને બોલાવવાની હવે જરૂર રહી નહોતી. કારણ કે તેણે જે ભયંકર અપરાધ કર્યો હતો તેની સજામાં તેને મૃત્યુ જ મળવાનું હતું; પરંતુ મૃત્યુભય કરતાં સમાજના તિરસ્કારનો તેને વિશેષ ભય હતો. પશ્ચાત્તાપ કરવાનો સમય રહ્યો નહોતો. હવે એવો ઉપાય રહ્યો નહોતો કે તે ભવિષ્યમાં પુણ્યમાર્ગ પર પોતાનું જીવન ચલાવીને સગાં સંબંધીઓના તથા સમાજના સ્નેહને પુનઃ પ્રાપ્ત કરી શકે. તેણે જે પાપ કર્યું હતું તેની સજા મૃત્યુ જ હતી. પ્રાણ ત્યાગ જ તેનું પ્રાયશ્ચિત્ત હતું. સ્વેચ્છાથી આ પ્રાયશ્ચિત્ત કરવાને માટે તે અશક્ત હતો. રાજદંડના અમોઘ બળથી જ આ પ્રાયશ્ચિત્ત થવાનું હતું. જો વેશ્યાનું ખૂન કરીને તરત જ તેણે પોતે આત્મઘાત કર્યો હોત તો તેને આવું ભયંકર દુઃખ ભોગવવું પડત નહિ.

પુત્રને આવી સ્થિતિમાં જોવાથી પિતાને શોક થાય એ સાહજિક છે; પરંતુ દીનબંધુના હૃદયમાં વિશેષ સખ્ત આઘાત લાગ્યો. પુત્રના ચરિત્ર સંબંધી પિતાના અંતઃકરણમાં સંશય ઉત્પન્ન થયો હતો;

સંશય ઉત્પન્ન થવાનું કારણ સુદ્ધાં હતું; પરંતુ એક વેશ્યાનું ખૂન કરીને રજનીકાન્ત કેદ પકડાઈ ફાંસીને માંચડે ચઢશે એવો વિચાર દીનબંધુને સ્વપ્નમાં પણ આવ્યો નહોતો. આ પ્રકારથી દીનબંધુને પોતાનું મ્હોં બ્હાર બતાવતાં શરમ ઉપજવા લાગી. વર્ત્તમાનપત્રોમાં તેમ જ દેશવિદેશમાં રજનીકાન્ત તથા વેશ્યાના સંબંધની તથા તેના ભયંકર પરિણામની હકીકત ફેલાઇ ગઇ. આવા ઉત્તમ કુટુંબમાં આવો કુલાંગાર પુત્ર ઉત્પન્ન થયો એ પ્રકારપર સંપાદકો ઘણી ચર્ચા ચલાવવા લાગ્યા. સગાંવ્હાલાં, બંધુબાંધવ તથા ઓળખીતાં પારખીતાં આવીને દીનબંધુને સહાનુભૂતિ આપવા લાગ્યાં. દીનબંધુ તરફ લોકો આંગળી કરવા લાગ્યા. જો દીનબંધુ જાતે ખૂની હોત તો પણ તેમને આટલી બધી શરમ ઉપજત નહિ. આમ છતાં તેમણે પોતાનું કર્ત્તવ્ય બજાવ્યું. પુષ્કળ પૈસા ખરચીને તેમણે મ્હોટા મ્હોટા બૅરિસ્ટરોને કેસમાં રોકયા ચારે દિશાએ પૈસા ખરચવા માંડયા; પરંતુ તેઓ કેદખાનામાં પુત્રને મળવા ગયા નહિ !

હવે ચારુલતાની કેવી સ્થિતિ હતી તે જોઇએ. તેના સર્વસ્વનો નાશ થયો હતો. તેનું નામ માત્ર સધવા રહ્યું હતું. કપાળમાં માત્ર કુંકુમની ટીપકી તથા હાથમાં સૌભાગ્યના ચિહ્નસ્વરૂપ ચુડીઓ રહી હતી. હવે એટલો અવશેષ રહેલો સધવા નામનો શ્રૃંગાર પણ ચાલ્યો જવાનો સમય સમીપ આવ્યો. સ્વામીનું સુખ તેના નસીબમાં નિર્માણ થયું નહોતું; પરંતુ જો વૈધવ્ય જ તેના નસીબમાં નિર્માણ થયેલું હતું તો પછી બીજી કોઈ રીતે વૈધવ્ય કેમ ન આવ્યું ? આપણા ગુજરાતમાં તેના જેટલી ન્હાની ઉમ્મરની ઘણી બાળિકાઓ વિધવા થાય છે; પરંતુ આવી ભયંકર દશા કોઇની થતી નથી. કાળે તેમ જ અકાળે મૃત્યુ તો થાય છે જ; પરંતુ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા યુવકનું રાજદંડથી

મૃત્યુ થાય એના જેવો શોચનીય અને શરમ ભરેલો બીજો કયો પ્રકાર કહેવાય ? જ્યાં સુધી ચારુલતા જીવતી રહેશે ત્યાં સુધી તેને જે કોઈ જોશે તે એમ જ કહેશે કે તેનો પતિ એક વેશ્યાનું ખૂન કરીને ફાંસીએ ચઢયો છે. આ કાંઈ થોડું દુ:ખ નહોતું. પૃથિવીનું સમસ્ત દુ:ખ એકઠું કરીએ તો પણ એ દુ:ખની તુલના થાય તેમ નહોતી. ચારુલતા જ્યાં સુધી જીવતી રહે ત્યાંસુધી તેના ભાગ્યમાં આવું ભયંકર દુ:ખ ભોગવવાનું દૈવે નિર્માણ કર્યું હતું.

કેસ ચાલ્યો. રજનીકાન્તનો છુટકો ન થયો. તેનાપર ખૂનનો આરોપ સાબિત થયો. અંતે તેને ફાંસી દેવાનો હુકમ થયો.



## પ્રકરણ ૩૧ મું.



### સ્નેહ કે સ્વાર્થ ?

હેમંતકુમારની ઈચ્છા સફળ થઇ. તે નગરનો ત્યાગ કરીને ઘણે દૂર આવેલા એક મનોહર ગામડા પાસે જઇને રહ્યો. સ્વર્ણમયીને પણ આ પ્રકારથી આનંદ થયો. જે મકાનમાં તેઓ બન્ને રહેતાં હતાં તે મકાનની આસપાસ એક સુંદર મનોહર બાગ આવેલો હતો. આ શાન્તિપૂર્ણ સ્થાન સુધી સમાજની નિંદા તેમ જ સગાં વ્હાલાંઓનો તિરસ્કાર આવી શકતો નહોતો. હેમંતકુમારે આ સ્થાને જ સુખમાં રહેવાનો નિશ્ચય કર્યો.

સ્વર્ણમયીના મનમાં વિશેષ વિચારો આવતા નહોતા. તે બાલ્યાવસ્થાથી જ હેમંતકુમારને ચ્હાતી હતી; હવે તે તેને મેળવીને પોતાનું સઘળું દુ:ખ ભૂલી ગઈ. તેણે સ્વેચ્છાથી પોતાના સર્વસ્વનો ત્યાગ ક-

રીને આવી હતી. હવે માતા પાસે, પતિ પાસે તથા કોઈની પણ પાસે જવાનો માર્ગ તેના માટે બંધ હતો. હવે તેનો આશ્રય માત્ર હેમંતકુમાર હતો. આ સઘળું તે સારી રીતે સમજતી હતી. અત્યાર સુધી હેમંતકુમાર પ્રત્યે તેનો જે અનુરાગ હતો તે આ પ્રકારથી હવે ઘણો વૃદ્ધિંગત ગયો.

કેટલાક માસ અતિ આનંદમાં પસાર થઈ ગયા. હેમંતકુમાર થોડાં ઘણાં પુસ્તકો પોતાની સાથે લઇ આવ્યો હતો, તથા વારંવાર નવીન પુસ્તકો પોષ્ટ માર્ફત મંગાવતો હતો. તે હમ્મેશાં સ્વર્ણમયી સાથે બાગમાં ફરતો હતો, નદી કિનારે જઇને બેસતો હતો, પ્રેમપૂર્ણ વાર્તાલાપ કરતો હતો અને અવકાશના સમયમાં પુસ્તકો વાંચતો હતો. સ્વર્ણમયી એમ જ ધારતી હતી કે, દુઃખનો અંત આવ્યો છે; હવે પછી પોતાનો સમસ્ત કાળ આ પ્રમાણે સુખમાં જ પસાર થશે.

પરંતુ ભાગ્યચક્રની ગતિને કોણ કળી શક્યું છે ? અવિનાશીની અકળ કળાને કોણ જાણી શક્યું છે ? અને જો સુખદુઃખના ચક્રને પિછાની શકવાની શક્તિ મનુષ્યમાં હોત તો પછી સૃષ્ટિમાં સુખ દુઃખનું નામ જ ક્યાંથી રહેત ? રામ જેવા મહાન્ દૈવી પુરુષ પણ પોતે અલ્પકાળમાં રાજ્યાસનપર બેસવાને બદલે વનવાસી થશે એમ જાણી શક્યા નહોતા તો પછી સંસારના પામર પ્રાણીઓ ભાગ્યની કળાને કેવી રીતે કળી શકે ? જો સુખ મેળવવાનું સાધન મનુષ્ય પોતે જાણતું હોય તો તે વ્યાકુળતાથી સુખ મેળવવાનો યત્ન કર્યા સિવાય રહે નહિ. જે સુખની પ્રાપ્તિ થઇ શકે તેમ નહોતી એમ હેમંતકુમાર વિચારતો હતો, જે સુખની કલ્પનામાં પણ તેને સુખ જણાતું હતું, તેજ સુખને તે સર્વાંશે મેળવી શક્યો. જે સમાજનું સ્મરણ કરીને તે ક્રોધથી અંધ બની જતો હતો એ સમાજ તેને અડચણ કરી શક્યો નહિ. સમાજની સાથે હવે તેનો કોઈ પણ પ્રકારનો

સંબંધ રહ્યો નહોતો. જે સમાજપર તેને આટલો બધો ક્રોધ તેમ જ દ્વેષ ઉપજતો હતો તે સમાજથી છુટા પડયા પછી તેને એ માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. પોતાના મિત્રમંડળ તથા સગાંવ્હાલાં સાથેનો સંબંધ તેણે શા માટે છોડી દીધો ? આ પ્રશ્ન તેને વ્યાકુળ બનાવી દેવા લાગ્યો. એકલી સ્વર્ણમયીના સ્નેહમિલનથી તેને સર્વાંશે સુખ મળ્યું નહિ. તેને પોતાના પૂર્વપરિચિત બંધુઓનો અભાવ જણાવા લાગ્યો. જ્યારે સ્વર્ણમયીનું મિલન થયું નહોતું ત્યારે તે સમાજ-પર અગ્નિશર્મા બની ગયો હતો; પરંતુ સ્વર્ણમયીના મિલન પછી ઉલટો તે પસ્તાવા લાગ્યો. પોતાનાથી ભયંકર ભૂલ થયેલી હોય એમ તેને લાગ્યું.

આવી રીતે ધીમે ધીમે દુઃખનો આરંભ થવા લાગ્યો. માત્ર સ્વર્ણમયીના સહવાસથી તથા પુસ્તકના અભ્યાસથી હેમંતકુમાર તૃપ્ત થવા લાગ્યો નહિ, અને તેના પરિણામે તે થોડા સમયને માટે પોતાના આત્માની અશાન્તિ ભૂલી જવાને મદ્યપાન કરવા લાગ્યો. મદ્યપાનની ટેવ પાડવાને પણ વખત લાગ્યો નહિ. તેણે સ્વર્ણમયીને સુદ્ધાં ઇચ્છા-થી કે અનિચ્છાથી દુઃખ દેવાની શરુઆત કરી. સ્વર્ણમયી આ નવીન પ્રકાર જોઇ ભય પામી. હેમંતકુમારને તેણે ઘણુંય સમજાવ્યો; પરંતુ તેના સ્વભાવમાં સુધારો થયો નહિ. મદ્યપાનથી હેમંતકુમારનો સ્વભાવ દિવસે દિવસે બદલાવા લાગ્યો. તેની સ્વાભાવિક કોમળ પ્રકૃતિ કર્કશ તેમ જ કઠિન થવા લાગી. વાત વાતમાં તે ચ્હીડાઇ જવા લાગ્યો. મદ્ય-પાનથી ચિત્ત ભમી જતાં તે કવચિત્ સ્વર્ણમયી પ્રત્યે અપાર અનુરાગ દર્શાવતો હતો તો કવચિત્ તેના પ્રત્યે કંટાળો દર્શાવતો હતો. વળી કવચિત્ તે તેને બે ચાર કડવા શબ્દો પણ સંભળાવી દેતો હતો.

સુરાસુંદરી ! સુધારાના સાથીઓ સાથે ભારતવર્ષમાં આવેલી

સુરાસુંદરી ! ત્હેં ભારતવર્ષનું નખ્ખોદ વાળ્યું છે ! અનેક આર્ય યુવકોની પવિત્રતાને ત્હેં પાતાળમાં પહોંચાડી દીધી છે. અસંખ્ય સંસારોને ત્હેં નરકાગાર સમાન બનાવી દીધા છે. જ્યાં સુધી ભારતમાંથી ત્હારો નાશ નહિ થાય, ત્હારા કહેવાતા ભક્તો ત્હારો અંતઃકરણથી તિરસ્કાર નહિ કરે ત્યાં સુધી ભારતવર્ષનો ઉદ્ધાર થવો સર્વાંશે અસંભવિત છે.

જેમ જેમ હેમંતકુમારનો સ્વભાવ બદલાવા લાગ્યો તેમ તેમ સ્વર્ણમયીનું સુખસ્વપ્ન પણ અદ્રશ્ય થઈ જવા લાગ્યું. તે હેમંતકુમારને આત્મદાન દઇને જે પ્રમાણે નિશ્ચિંત થઇ હતી તેવી નિશ્ચિંતતા તે હેમંતકુમારની જોઇ શકી નહિ. હેમંતકુમારના મિલનથી જે પ્રમાણે સ્વર્ણમયીના સઘળા અભાવ મટી ગયા હતા તે પ્રમાણે પોતાના મિલનથી હેમંતકુમારના અભાવ મટી ગયેલા તેણે જોયા નહિ. જેમ જેમ વધારે દિવસો જવા લાગ્યા તેમ તેમ તેમની બન્નેની વચ્ચે વિશેષ ખટપટ થવા લાગી. હવે સ્વર્ણમયીને સાંત્વના આપે એવું કોઈ રહ્યું નહોતું. અંતે નિરુપાયે તે હેમંતકુમારનું મન પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ હેમંતકુમાર એ પ્રકાર સારી રીતે સમજી શક્યો નહિ. જો પ્રથમથી જ તે પોતાના મનનો ભાવ સારી રીતે સમજી શકત તો તેને માલૂમ પડત કે, આત્મસુખ મેળવવાને માટે જ તે ઉત્સુક છે. આત્મસુખ મેળવવાને માટે જ તે સ્વર્ણમયીની કામના કરતો હતો. સમાજ તેના આત્મસુખનો વિરોધી હોવાથી જ તેનો તેનાપર અસાધારણ ક્રોધ હતો, તથા આત્મસુખનો કાંઇક અભાવ જણાયાથી જ તે સ્વર્ણમયીપર પણ વિરક્ત થયો.

અનુરાગ પછી જો વિરાગ જણાય છે તો વિરાગ ભાવનાની વૃદ્ધિ જલદીથી થાય છે. હેમંતકુમારને માટે પણ તેમ જ થયું. પ્રથમ

ગુસ્સાના આવેશમાં તે સ્વર્ણમયીને કટુવચનો કહેતો તો થોડા સમય પછી તેને તે માટે પશ્ચાત્તાપ થતો હતો. સ્વર્ણમયી કેવી રીતે તેના દુઃખને ભૂલી જાય એનો તે યત્ન કરતો હતો. તેના મનનો આવો ભાવ પણ થોડા દિવસમાં વિલુપ્ત થયો. આવા એકાંત સ્થળે માત્ર એકલી સ્વર્ણમયીના સહવાસમાં રહેવું તેને સુખકર લાગ્યું નહિ. સ્વર્ણમયી છાયાની માફક હેમંતકુમારની સાથે રહેતી હતી; પરંતુ હેમંતકુમાર એ છાયાથી દુર કાંઈક પ્રકાશ જોઇ શકતો હતો. સ્વેચ્છાથી તે સ્વર્ણમયીને સાથે લઇને આવા એકાંત સ્થળે આવીને રહ્યો હતો; હવે આ એકાંત સ્થાનનો ત્યાગ કરી સગાં સંબંધીઓ તેમ જ બંધુ બાંધવો પાસે જવાનો તેને માટે એક પણ માર્ગ નહોતો. કારણુ કે હવે તે સમાજચ્યુત થયો હતો. સમાજમાં પહેલાં તેનું જે સ્થાન હતું તે સ્થાન હવે તેને મળી શકે તેમ નહોતું. પ્રથમ તે એમ વિચારતો હતો કે, સ્વર્ણમયીનું મિલન થતાં તેને કોઇ પણ પ્રકારનો અભાવ રહેશે નહિ. સમાજના તરફ તે દૃષ્ટિ પણ નહિ કરે; પરંતુ તેને પૂર્વેનો પોતાનો આ વિચાર હમણાં ભ્રમભરેલો જણાયો. તેનું મન એટલું બધું દૃઢ નહોતું. હવે તે સમજી શકયો કે, સમાજનું બંધન પણ કાંઇ સાધારણ બંધન નથી.

બંધન શિથિલ થતાં તેનાથી મુક્ત થતાં કેટલો વિલંબ લાગે છે ? હેમંતકુમાર દિવસે દિવસે અસંતુષ્ટ અને વિરક્ત થવા લાગ્યો. સ્વર્ણમયીનું હૃદય દિવસે દિવસે વિશેષ દુઃખી થવા લાગ્યું. હેમંતકુમાર પ્રત્યેક પ્રકારમાં હવે સ્વર્ણમયીની ભૂલો જોતો હતો. સ્વર્ણમયી બિચારી એકાંતમાં બેઠી બેઠી રુદન કરતી હતી. જો આવા સ્વભાવનાં સ્ત્રીપુરુષ વિવાહબંધનથી બંધાયલાં હોય છે તો તેમના દિવસો દુઃખમાં કે સુખમાં પણ પસાર થાય છે. બે ચાર માણસો એમનું સમાધાન કરી

શકે છે; પરંતુ સ્વર્ણમયી અને હેમંતકુમાર વિવાહબંધનથી બંધાયલાં નહોતાં. તેઓ નિરુપાય હતાં. તેમનું સલાહકાર કોઇ નહોતું. તેમને પોતાની જાતે સઘળું સુખ દુઃખ ભોગવવાનું હતું. કોઈના પણ આગળ અંતરની વાત કહી શકાય એવું એક પણ માણસ નહોતું. કોના આગળ તેઓ અંતરની વાત કહી પોતાનું મનોદુઃખ ઓછું કરે ? આથી કરીને અંતે તેમની વચ્ચે જે અશાન્તિ ઉત્પન્ન થઇ હતી તે ઘણી વધી ગઈ.

એક દિવસે રાત્રે હેમંતકુમાર બેઠો બેઠો મદ્યપાન કરતો હતો. સ્વર્ણમયી ગૃહકાર્ય કરતી હતી. કવચિત હેમંતકુમાર પાસે પણ તે આવી જતી હતી. એક વખત સ્વર્ણમયીને જોતાં જ હેમંતકુમારે કહ્યું:–"ઉભી રહે, તને એક વાત કહેવાની છે."

સ્વર્ણમયી હેમંતકુમારના મુખ તરફ જોઇને ઉભી રહી. હેમંતકુમારનાં નેત્રો લાલચોળ બની ગયા હતાં; પાસે જ એક ગ્લાસ સોડા સાથે મેળવેલી બ્રૅન્ડીથી ભરેલો પડયો હતો. તેણે એક વખત એ ગ્લાસને પોતાના મુખમાં રેડી દીધો. સ્વર્ણમયી હેમંતકુમાર શી વાત કહે છે તે સાંભળવાને ઉત્સુકતાથી ઉભી રહી હતી. હેમંતકુમારે કહ્યું:–" હું એક બે દિવસમાં મુસાફરીએ જવાનો વિચાર કરું છું."

સ્વર્ણમયીએ નમ્ર સ્વરે પૂછ્યું:–" તમે એકલા જ જશો ?"

હેમંતકુમાર:—હા, એકલો જ જઇશ.

સ્વર્ણમયી:—ક્યાં જશો ?

હેમંતકુમાર:—તેનો કશો નિશ્ચય કર્યો નથી.

સ્વર્ણમયી:—ક્યારે પાછા ફરશો ?

હેમંતકુમાર:—તેનો પણ કશો નિશ્ચય કર્યો નથી.

સ્વર્ણમયી:—ત્યારે હું એકલી ક્યાં રહું ?

હેમંતકુમારઃ—તું અહીં જ રહેજે, તથા જો અહીં તને ના ગમે તો ત્હારી માતા પાસે ચાલી જજે.

સ્વર્ણમયી અવાક્ બની ગઇ. ભાવી ભયની કલ્પનાથી તે કંપી ઉઠી. તેનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં. ગદ્‌ગદ કંઠે તેણે કહ્યું:–" હવે હું કયું મ્હોં લઇને માતા પાસે જઉં ?"

એકાએક હેમંતકુમારે અગ્નિશર્માનું સ્વરૂપ ધારણ કર્યું. તેણે ક્રોધાવેશમાં જ કહ્યું:—" એમાં મ્હારો શો દોષ છે ? "

સ્વર્ણમયીઃ—ના, તમારો દોષ નથી. મ્હારો જ બધો દોષ છે; પરંતુ માતા પાસે તેમ જ પતિ વગેરેની પાસે જવાનો માર્ગ મ્હારા માટે બંધ છે, અને તે નિરંતર બંધ જ રહેશે.

હેમંતકુમારઃ—ત્યારે અહીં રહે.

સ્વર્ણમયીનો કંઠ રુંધાઇ ગયો. તેણે કહ્યું:—" એ તો જાણે કે રહીશ જ; પરંતુ તમે મ્હને અહીં રાખીને—મ્હારો ત્યાગ કરીને શા માટે ચાલ્યા જાઓ છો ? શું હવે તમે મ્હને ચ્હાતા નથી?"

હેમંતકુમારે કહ્યું:—" હવે મ્હને કાંઈ સારું લાગતું નથી. હવે જ્યારે તું પૂછે છે ત્યારે પછી મ્હારે મ્હારા મનની વાત શા માટે છુપાવવી જોઈએ ? જો સાંભળ, ત્હારે લીધે જ મ્હારું સર્વસ્વ ગયું છે—માન મર્યાદા ગયાં છે—બંધુ બાંધવોનો તથા સગાં વ્હાલાંનો વિયોગ થયો છે. હવે સમાજમાં હું મ્હારું મ્હોં પણ બતાવી શકું તેમ નથી. "

સ્વર્ણમયી:—અને મ્હારું બતાવી શકું તેમ છું કે ?

હેમંતકુમાર વિશેષ ક્રોધે ભરાયો. તે બોલી ઉઠયો:—" શું તું એમ કહેવા માગે છે કે મ્હેં જ તને દુઃખી કરી છે ? શું મ્હેં વને

પીયરથી નાશી આવવાનું કહ્યું હતું ? શું મ્હેં તને પત્ર લખીને મધ્યરાત્રે સાસરેથી નાશી આવવાની સલાહ આપી હતી ? તું ત્હારા મન સાથે વિચાર કરી જો; ત્હેં ત્હારી જાતે જ ત્હારા સંસારને નરકાગાર બનાવી દીધો છે. હું તદ્દન નિર્દોષ છું. તું ગુન્હેગાર છે છતાં મ્હને ઠપકો આપે છે ?"

ઓરડામાં સળગતો દીપક સ્વર્ણમયીની દૃષ્ટિથી નિર્વાપિત ગયો. મહા કષ્ટે આંસુઓને ખાળી રાખીને તેણે કહ્યું:—"મ્હેં તો સ્વપ્ને પણ તમને કોઈ પણ પ્રકારનો દોષ દીધો નથી. ઉલટું મ્હને સુખી કરવા જતાં તમે દુઃખી થયા છો. હવે જ હું મ્હારી ભૂલ સમજી શકું છું. પતિ ગમે એવો હોય, વ્યસની હોય કે વ્યભિચારી હોય, લૂલો હોય કે લંગડો હોય તો પણ તેને પત્નીએ પરમાત્મા સમાન માની તેને યોગ્ય સલાહ આપવી જોઇએ. પતિને સુધારવો એ પત્નીનું કર્ત્તવ્ય છે. હું મ્હારું કર્ત્તવ્ય ભૂલી છું, મ્હારો ધર્મ ભૂલી છું અને મ્હેં જ મ્હારા સંસારને નરકાગાર બનાવી દીધો છે. હેમંતકુમાર ! તમે નિર્દોષ છો; દોષ આ પાપિણી નારીનો જ છે."

નીશાને લીધે હેમંતકુમાર સ્વર્ણમયીને નહિ કહેવા જેવાં વચનો કહેવા લાગ્યો. તેણે કલંકભયને લીધે મુસાફરીમાં સ્વર્ણમયીને સાથે લઈ જવાની સાફ ના પાડી.

વળી પાછો હેમંતકુમાર સુરાપાન કરવા લાગ્યો. જ્યારે તે સૂઇ રહેવા ગયો ત્યારે તેનું મસ્તક ઝોકાં ખાતું હતું. હાથ પગ લથડતા હતા. શય્યામાં સૂતાંની સાથે જ તે ગાઢ નિદ્રામાં પડયો. સ્વર્ણમયી ઘણા સમયથી હેમંતકુમારની શય્યા પાસે ઉભી રહીને તેના મુખ તરફ ટગરટગર જોઇ રહી. અંતે તેના લલાટપર ચુંબન કરી ઘરનાં બારણાં ઉઘાડી તે ઘરની બ્હાર નીકળી પડી.

ચાંદની રાત્રિ હતી. દાસ દાસીઓ ઉંઘી ગયાં હતાં સ્વર્ણમયી ધીમે ધીમે થોડે દૂર આવેલી એક સરિતાને કિનારે જઇ પહોંચી. આ સમયે તેનાં નેત્રામાં આંસું નહોતાં, મુખપર ચિંતા નહોતી. આટલા દિવસ સુધી જે અનિશ્ચિતતા હતી તે આજે દૂર થઈ ગઇ હતી. આજે તેનો સંકલ્પ દૃઢ હતો. આજે તે તેના કર્ત્તવ્યપર દૃઢ હતી.

મસ્તકપર ચંદ્રદેવ હસતા હતા.

કોઈ પણ સ્થળેથી કાંઇ અવાજ આવતો નહોતો. વૃક્ષોનાં પાંદડાં સુદ્ધાં સ્થિર હતાં. સ્વર્ણમયી કિનારાની નીચે ઉતરી સરિતાના જળ પાસે ઉભી રહી. જળ સ્વચ્છ હતું. જળના તરંગોમાં ચંદ્રદેવ નૃત્ય કરતા હતા. એ સ્થળે ઉભી રહીને સ્વર્ણમયી વિચારવા લાગી. તેને વ્યાકુળ થવાનું કાંઇ કારણ નહોતું. પૂર્વે એક દિવસે રાત્રે તેને આજ પ્રમાણે જળમાં ડૂબી મરવાની તૈયારી કરતી જોઇને હેમંતકુમારે પોતાની પાસે ખેંચી લઇ આલિંગન કરી શાન્ત કરી હતી. આજે એ જ હેમંતકુમાર ગાઢ નિદ્રામાં પડયો હતો. ઘરમાં આગ લાગે તો પણ આજની તેની નિદ્રા ઉડે તેમ નહોતી. હવે કોની ચિંતા રહી હતી ? તેણે પોતાના ટુંક જીવનનો વિચાર કરી જોયો. જીવનમાં તો કોઈ પણ પ્રકારનું બંધન નહોતું ! બંધન તોડી નાખવાનાં અને કારણો હતાં. હેમંતકુમારને તે સુખી કરી શકી નહોતી ! જો તે દુનિયામાં ન હોય તો હેમંતકુમાર નિશ્ચિંત રહી શકે તેમ હતો. વિકારની તન્મયતાથી સ્વર્ણમયીએ દિવ્યદૃષ્ટિથી જોયું. એટલા માટે જ તેનો જન્મ થયો હતો. તેના જીવનમાં સહજ પણ શાન્તિ નહોતી. માત્ર મૃત્યુ જ તેને આશ્રય આપે તેમ હતું—તેના સકળ દુઃખને દૂર કરે તેમ હતું. આજે તેણે મૃત્યુ પામીને ચિર શાન્તિ મેળવવાનો નિશ્ચય કર્યો હતો. આકાશમાં ચંદ્રદેવ હાસ્ય કરી રહ્યા હતા. પ્રકૃતિએ સ્થિરતા ધારણ

કરી હતી. જળની પાસે બેસીને સ્વર્ણમયી પોતાના અંગપરના અલં-
કારો કાઢી નાખવા લાગી. તેની આંગળી પર હેમંતકુમારે પ્રેમોપહાર
તરીકે આપેલી એક મૂલ્યવાન્ રત્નજડિત સુવર્ણમુદ્રિકા હતી. તેણે મુ-
દ્રિકા કાઢી કિનારાના પગથિયાંપર મૂકી. કંઠહાર, બંગડીઓ વગેરે
કાઢીને પણ તેની પાસે મૂક્યું, અને પછીથી પહેરેલું વસ્ત્ર બરાબર પહેરી
લઈ તે ધીમે ધીમે ઊંડા જળમાં આગળ વધવા લાગી.

અદ્યાપિ આકાશમાં ચંદ્રદેવ હસતા જ હતા. તેમને આ સંસા-
રનાં પાપી મનુષ્યોપર દયા આવતી નહોતી.

સ્વર્ણમયીની એક પણ ઇચ્છા પૂરી થઈ નહિ. તેનો સંસાર
તેની જ ભૂલથી નરકાગાર બની ગયો—અને પોતાના એ ભયંકર પા-
પનું પ્રાયશ્ચિત્ત કરવા તેણે જળસમાધી કરી.

પ્રભાતકાળે દાસદાસીઓનો કોલાહલ સાંભળતાં જ હેમંતકુમારની
નિદ્રા ઉડી ગઇ. તે સમયે પણ તેની લાલચોળ આંખોમાં ઘેન ભરાયલું
હતું. મસ્તક વિચારશૂન્ય—જડવત્ હતું. મકાનમાં તે કોઇ પણ
સ્થળે સ્વર્ણમયીને જોઈ શક્યો નહિ. મનમાં આશંકા ઉત્પન્ન થતાં જ
તે સરિતાના કિનારે ગયો તો જળ પાસેના છેક છેલ્લા પગથિયાપર
સ્વર્ણમયીએ કાઢીને મૂકેલા અલંકારો તેની નજરે પડયા. તેની આ-
શંકા ખરી પડી. સ્વર્ણમયીનો મૃતદેહ પ્રવાહ સાથે તણાઈ ગયેલો
હોવાથી તેનો પત્તો લાગ્યો નહિ.

## પ્રકરણ ૩૨ મું.

—:*:—

### સંસારમાં સ્વર્ગનો સાક્ષાત્કાર.

હરિદ્વારની પૂર્વ તરફ આવેલા કનખલ નામક ગામમાં ભા-

ગિરથી સરિતાના રમણીય તટપર એક બે મજલાના મકાનમાં ગોવિંદલાલ અને તેની પત્ની શાન્તિલતા રહેતાં હતાં. મનુષ્યના અંતરપર જેવી રીતે સોબતની સારી માઠી અસર થાય છે તેવી જ રીતે સ્થાનની પણ સારી માઠી અસર થયા સિવાય રહેતી નથી, અને તેથી જ પવિત્ર સ્થાનોના માહાત્મ્યની કીર્ત્તિકથા અનંતકાળથી જગતનાં મનુષ્યોને મુગ્ધ બનાવી દે છે. મનુષ્યહૃદય હમ્મેશાં દુર્બળ જ હોય; પરંતુ તે સોબત અને સ્થાનના પ્રભાવે કેટલીક વખત સબળ કિંવા સંયમી પણ થઇ શકે છે. જો સ્થાનનું માહાત્મ્ય ન હોત તો ઋષિ મુનિઓ આ માયાવી સંસારનો ત્યાગ કરી અરણ્યમાં જઈને કદાપિ નિવાસ કરત નહિ. એક બાળક જેવી રીતે પોતાનાં વડિલ જનોનાં ચારિત્ર્યનું દર્શન કરે છે, અને તેના અંતરમાં જેવા સંસ્કારો પડે છે તેવા જ સંસ્કારો સોબત અને સ્થાનના મનુષ્યહૃદય ઉપર પડે છે. માયાવી સ્થાનમાં રહી વૃત્તિપ્રવૃત્તિઓને સંયમમાં રાખી શકે એવા મહાપુરુષો વિશ્વમાં વિરલ જ હોય છે. આ સઘળી હકીકત ગોવિંદલાલ વિદ્વાન્ હોવાથી જાણતો હતો, અને તેથી જ તેણે મુંબાઈની મોહિનીનો ત્યાગ કરી—દુષ્ટ અને દુરાચારી દોસ્તોની સોબતનો ત્યાગ કરી, આવા પરમપવિત્ર ભક્તિઉત્પાદક સ્થળે પત્નીસહ નિવાસ કર્યો હતો.

ધીમે ધીમે આ સ્થળે ગોવિંદલાલના પ્રથમના વિચારો પણ બદલાઇ ગયા હતા. ધાર્મિક સાહિત્યનો વિશેષ અભ્યાસ કરવાની અને ધર્મવિષયક ગ્રંથો લખી જનસમાજનું કલ્યાણ કરવાની કામના તેના અંતરમાં ઉત્પન્ન થઇ હતી. સ્વામી શ્રી રામતીર્થ, સ્વામી શ્રી વિવેકાનંદ, સ્વામીશ્રી રામકૃષ્ણ પરમહંસ આદિ આર્ય મહાપુરુષો અને વિદેશી મહાપુરુષોના ચિત્રચારિત્ર્યનું સંપૂર્ણ દિગ્દર્શન કરવામાં જ

તે પોતાનો અવકાસનો સમય વ્યતીત કરતો હતો. તેની લેખનસામગ્રીમાં જનસમાજની પશુવૃત્તિ ઉશ્કેરાય એવો બિભત્સરસ હવે કદાપિ જોવામાં આવતો નહિ. કહેવાનું તાત્પર્ય એ છે કે, સ્થાન પરિવર્ત્તનની સાથે સાથે જ ગોવિંદલાલના આચાર વિચારોનું પણ પરિવર્તન થઇ ગયું.

આમ થયાથી શાન્તિલતા નિરંતર ભક્તિગદ્ગદ અંતઃકરણથી જગન્નિયંતા નારાયણનો આભાર માનતી હતી. પોતાના પતિના ચરિત્રમાં એકાએક આટલું બધું પરિવર્ત્તન થઇ જશે એવી તેને સ્વપ્ને પણ કલ્પના આવી નહોતી.

હમ્મેશાં ચોતરફ અપૂર્વ તેમ જ અવર્ણનીય શાન્તિનો નિવાસ હોય એમ લાગતું હતું. અતિ મધુર તથા ગંભીર ધ્વનિ કરતી, હિમાચળનો પરિત્યાગ કરીને પુણ્યમયી જાહ્નવી નીચાણના પ્રદેશમાં પ્રવાહિતા થતી હતી. તેનો મધુર ધીર ગંભીર સ્વર શાન્તિપ્રદ શીતળ તેમ જ શ્રવણાભિરામ હોય એવો ભાસ થતો હતો. થોડે દૂર હરિદ્વારની આગળ ગંગાદેવી દ્વિવેણી હતી. તેની પાસે જ ચંડી પર્વત આવેલો હતો. વર્ષાઋતુમાં એ સ્થળે કોઇનાથી જઇ શકાતું નહિ. બીજી તરફ વિવિધ પ્રકારની વૃક્ષ અને પુષ્પલતાઓથી ઢંકાયલા ન્હાના ન્હાના પર્વતો આવેલા હતા. હરિદ્વારમાં બ્રહ્મકુંડપર થઇને ભીમગોડાથી હૃષિકેશ જવાનો માર્ગ હતો. યાત્રાળુઓનો અવરજવર નિરંતર જોવામાં આવતો હતો. જૂદા જૂદા દેશના જૂદા જૂદા લોકોનાં મંડળોનું અહીં દર્શન કરી શકાતું હતું.

આ સ્થળે શાન્તિલતા સ્વહસ્તે જ રસોઇ બનાવતી હતી. વાંદરાઓનો ઉત્પાત ઘણી અડચણ કરતો હતો. આમ હોવાથી રસોડાની આસપાસ લોઢાની જાળી જડી લેવામાં આવી હતી. આ તીર્થસ્થાનમાં ગોવિંદલાલ અને શાન્તિલતા સામાન્ય સંસારીઓની માફક રહેતાં હતાં.

પ્રભાતકાળનો શાન્તિદાયક તથા આનંદદાયક સમય હતો. શાન્તિલતા સ્નાન કરી આવી દેવપૂજા કરતી હતી. ગોવિંદલાલ પણ સ્નાનાદિ સમાપ્ત કરી પાઠ કરતો હતો. તેના હાથમાં વિષ્ણુપુરાણ હતું. પાઠ કરતાં કરતાં નીચેનો શ્લોક તેના વાંચવામાં આવ્યો.

**वाङ्मनः कायिकैर्दोषैरभिभूताः पुनः पुनः ।**
**नराः पापान्यनुदिनं करिष्यन्त्यल्पमेधसः ॥**

પૂર્વ કથાનું ગોવિંદલાલને સ્મરણ થયું; પરંતુ આ પરમ પવિત્ર સ્થળે તે સંસારમાં સ્વર્ગનો અનુભવ અનુભવતો હતો. આ સ્થળે પાપ નહોતું. આ સ્થળે તો પાપનો ત્યાગ કરતાં શિખી શકાતું હતું. જે શિક્ષણ અહીં હતું તે સર્વત્ર હતું; પરંતુ સર્વત્ર આવો પુણ્યપ્રવાહ હોતો નથી—આવી અપૂર્વ શાન્તિ હોતી નથી. ચિત્તશુદ્ધિ કરવાનો આવો ઉત્તમ સુયોગ હોતો નથી. જાહ્નવી–ગંગાના નિરવિચ્છિન્ન પ્રવાહમાં ગોવિંદલાલની સઘળી પૂર્વસ્મૃતિ ધોવાઇ ગઇ–વિશુદ્ધ થઇ ગઇ.

ત્રિતાપહારિણી કલુષક્ષાલિની પવિત્ર સલિતા ભાગિરથીનો તરતર ઝરઝર ધર ધર પ્રવાહશબ્દ દંપતિના ચિત્તમાં નિર્મળતા અને પ્રસન્નતા ઉત્પન્ન કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### સંસારત્યાગ.

સ્વર્ણમયીએ આત્મહત્યા કરી પોતાના અંતરની સકળ જ્વાળા, સકળ ક્ષોભ આદિ શાન્ત કર્યું હતું એ હકીકત હેમંતકુમાર સમજી શક્યો. રાત્રે વિશેષ મદ્યપાન કરેલું હોવાથી અદ્યાપિ તેનાં નેત્રોમાં

ફીન ભરાએલું હતું. હજી સૂધી તેનું મસ્તિષ્ક સ્થિર થયું નહોતું. એકાએક તેને સઘળી પૂર્વકથાનું સ્મરણ થયું. તે સરિતાતટપર બેસી જઇ સ્વગત કહેવા લાગ્યો:—"અરેરે ! એક સમયે હું કોણ હતો કેવો હતો અને અત્યારે હું કેવો થઇ ગયો છું ! મ્હેં મ્હારા મનુષ્ય જીવનને કલંકિત કર્યું છે. હું સ્વર્ણમયીના આત્મઘાતના કારણરૂપ થઇ પડયો છું. અરેરે ! મ્હેં પાપાત્માએ જ એ નિર્દોષ બાળિકાના સંસારને નરકાગાર સમાન બનાવી દઇ તેના જીવનનો વિનાશ કર્યો છે. મ્હારા આ મહાપાપનું પ્રાયશ્ચિત્ત કોઇ પણ રીતે થઇ શકે તેમ નથી. જો મ્હેં ધાર્યું હોત તો હું એ અભાગિનીના સાંસારિક જીવનને સુખી કરી શકયો હોત; પરંતુ મ્હારી ક્ષણિક ઉત્તેજનાથી મ્હેં તેના સકળ સુખનો નિષ્ઠુરતાથી નાશ કરી તેને અકાળે આત્મહત્યા કરાવી છે. અરેરે ! તેણે મ્હારા માટે સગાં સંબંધીઓનો, પતિનો, માતાનો આદિ સર્વનો ત્યાગ કર્યો. મ્હારા સુખને માટે તે વનવાસિની થઇ રહી; છતાં મ્હેં તેને દુઃખ દેવામાં બાકી રાખી નથી. હું અધમાધમ છું. જો મ્હેં એ નિર્દોષ બાળાના અંતરનું મ્હારા પ્રત્યે આકર્ષણ ન કર્યું હોત, જો પ્રથમથી જ મ્હેં એના સહવાસનો ત્યાગ કર્યો હોત તો તેનું સાંસારિક જીવન તે જાતે જ સુખી કરી શકત; પરંતુ તેને પાપમાર્ગે ખેંચી લાવનાર હું જ છું. હે પ્રભુ ! આ મહાપાપીના અપરાધનું પ્રાયશ્ચિત્ત આપ જણાવો. હું મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને તૈયાર છું."

વળી થોડા સમય સૂધી શાન્ત રહીને પુનઃ હેમંતકુમાર સ્વગત કહેવા લાગ્યો:—"મદ્યપાન હિન્દુ ધર્મવિરુદ્ધ છે. મદ્યપાનના સતત અભ્યાસમથી જ હું મ્હારી બુદ્ધિ શુદ્ધિને સર્વાંશે ગૂમાવી બેઠો છું. મધપાનથી જ મ્હારા પૂર્વેના ઉન્નત વિચારો દૂર થઇ ગયા છે. અને હું મહાપાપી બન્યો છું. વ્યસની મનુષ્ય અને પશુમાં કાંઇ ફર્ક નથી

એવું સુજ્ઞ મનુષ્યોનું કહેવું છે તે કાંઇ ખોટું નથી. સ્વર્ણમયીએ આત્મહત્યા કરેલી હોવાથી આ જીવનમાં હવે હું કદાપિ શાન્તિ મેળવી શકું તેમ નથી. કોઇ પરમ પવિત્ર સ્થળે જઇ હું મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત કરવામાં મ્હારું અવશિષ્ટ આયુષ્ય વીતાડીશ. હે પરમકૃપાળુ પરમાત્મા ! આપ આ પાપીના ઉપર કૃપા કરો—આપ મ્હને સદ્દબુદ્ધિ આપો. હવે હું ચોક્કસ સમજી શક્યો છું કે, મોહની પ્રવૃત્તિમાં સુખ નથી—નિવૃત્તિમાં જ સુખ અને શાન્તિ સમાઈ રહેલાં છે. મોહના વિશેષ પ્રાબલ્યના લીધે જ વિશ્વમાં સર્વત્ર દુઃખનું દર્શન થાય છે. હવે હું સંસારની માયાનો ત્યાગ કરી સંન્યાસી થઈશ અને ઇશ્વરભક્તિ કરી મ્હારા અંતરમાં ઉપજેલો પાપનો પ્રબળ અગ્નિ શાન્ત કરવાનો પ્રયત્ન કરીશ. મ્હેં મ્હારા મનુષ્યજીવનને વ્યર્થ કર્યું છે. પરોપકારી થવાને બદલે હું અધમાધમ બન્યો છું. હરિ ! હરિ !"

આવો પોતાના અંતર સાથે નિશ્ચય કરી હેમંતકુમાર પોતાના નિવાસસ્થાનમાં ગયો તથા દાસદાસીઓને તેણે રજા આપી દીધી. તત્પશ્ચાત્ તે એ સ્થાનનો ત્યાગ કરી વિષણ્ણ ચિત્તે ત્યાંથી ચાલ્યો ગયો.

થોડા દિવસમાં જ હેમંતકુમાર હિન્દુઓના પુણ્યક્ષેત્ર કાશી કિંવા બનારસમાં જઈ પહોંચ્યો અને ત્યાં તેણે સ્વર્ણમયીનું યથાવિધિ શ્રાદ્ધ કર્યું. તત્પશ્ચાત્ તે સ્વામી સ્વયંતીર્થ નામના એક મહાત્મા પાસે ઉપદેશ લઈ તેમના આશ્રમમાં જ રહી ધર્મનો અભ્યાસ કરવા લાગ્યો. અસ્તુ.



# કામિની ચરિત્ર

યાને **પ્રપંચી પ્યાર** આમાં જુવાન સ્ત્રીઓએ દાવપેચ, ચતુરાઈ અને સમયસૂચકતાથી પોતાના સ્વામીને છેતરી ઇશ્કની હામ પૂરી પાડવા જે ચાલાકી બતાવી છે તે વાંચવા યોગ્યછે, ઉંચા કાગળ તથા પાકું સોનેરી પુઠું. કિ. ૮ આના.

# નટવર.

( ચંડાળ ચોકડી ) અથવા મ્હોટાનાં છોકરાં-શ્રીમંતોના છકેલ છોકરાઓનો ચિતાર. ઉત્તમ ૩૬ ચિત્રો સહિત ત્રણ ભાગ સાથે કિંમત રૂ. ૩-૦-૦ પણ હાલ ફક્ત રૂ. ૨-૮-૦

# અરેબિયન નાઇટ્સ.

( એક હજારને એક રાતની અદ્ભુત અને રસિલી વાર્તાઓમાં અરેબિયનનાઈટસ પહેલો દરજ્જો ભોગવે છે. દુનિયાની બધી ભાષાઓમાં તેનું ભાષાંતર થયું છે. મહાન પુરૂષ ગ્લેડસ્ટન પણ તેને માટે કહે છે કે **"જો કોઇ સારામાં સારાં એકસો પુસ્તકો ચુંટી કહાડવાનું કહે તો તેમાં હું કદી પણ અરેબિયન નાઇટ્સને મુકયા વગર નહિ રહું."** કહો આથી વધારે સારૂં સર્ટિફીકેટ કયું જોઇએ ! ગ્લેજ ઉંચા કાગળ પૃષ્ઠ ૫૯૦ સોનેરી પાકું પુઠું છતાં કીંમત ૨ રૂ. પોસ્ટેજ ૪ આના. રફ કાગળની કિંમત ૧॥ રૂ. પોસ્ટેજ ૩ આના.

# કૌતુક પચીસી પેટી.

આમાં જાદુના હેરત પમાડે તેવા ૨૫ ખેલો તેની સંપુર્ણ માહિતી સાથે આપેલા છે. મીજલસ અગર મંડળીમાં કરી શકાય તેવા બધા ખેલો છે. કિં. ૧૦ આના.

**મળવાનુ ઠેકાણું: મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**-ત્રણ દરવાજા **અમદાવાદ.**

## કેનબાજી.

આમાં રમવાના પર પાનાના ઢગબાજીના જુદા જુદા ખેલો તેમની સંપૂર્ણ માહિતીથી આપેલા છે. પત્તાનાં ખેલોનું આ ઉત્તમ પુસ્તક છે. કિં. ૪ આના.

## સાબુ બનાવવાનો હુન્નર.

આમાં ચરબીના તેમજ વગર ચરબીના સાબુઓ, જેવા કે કોકમના, વરાળના, કોપરેલ તેલના, પાપડખારના, બારશોપ, રેશમીકાપડ ધોવાના, વીન્ડઝર સોપ, તથા હીના, મોતીયાં, મશ્ક, કેવડા આદિના સુગંધી તેમજ બીજી ઘણી જાતના સાબુ બનાવવાની રીત આપવામાં આવી છે. કી ૪ આના.

## પ્રેકટીસ ઓફ મેડીસીન.

**( ઔષધોનો અનુભવ )** ચાલુ સમયમાં વૈદ્યવિદ્યાપારાંગત—વિદ્વાનોએ લાંબી શોધના અંતે એવું સિદ્ધ કર્યું છે કે જ્યારે કેટલાંક દરદો ટાળવાને અનાર્ય ( ઈંગ્રેજી ) ઔષધો અપૂર્વ છે ત્યારે વળી કેટલાંક દરદો માટે આર્ય ( સ્વદેશી ) ઔષધો રામબાણ છે. અને તેથી જેઓ વૈદ્યકીય ધંધામાં પૂર્ણ કુશળતા ધરાવવાને ઈચ્છતા હોય તેમને દેશી વિદેશી ઔષધોનું જ્ઞાન પૂર્ણપણે જાણવાની ખાસ અગત્ય છે. આમાં તે ખોટ પુરી પાડેલી હોવાથી ગમે તે માણસ કોઈની મદદ શિવાય સ્વતંત્રપણે નાના શહેર યા ગામમાં વૈદ્યકીય દવાખાનું સારી રીતે ચલાવી શકે છે. કદ ૬॥×૯॥ ઇંચ લંબાઈ પહોળાઇનાં ૧૧૨૦ પૃષ્ઠ, ગ્લેઝ ઉંચા કાગળ, સોનેરી પુંઠું છતાં કિં. રૂ. ૬ પોસ્ટેજ ૯ આના. ઉપર મુજબ રફ કાગળની કિંમત રૂ. ૪॥ પોસ્ટેજ ૮ આના.

મળવાનું ઠેકાણું:—બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,
ત્રણ દરવાજા—અમદાવાદ.

## અનંતરંગ.

અથવા રસિક રંગવિલાસ—આ પુસ્તકની રચના **કોકશાસ્ત્ર રતિવિલાસ** અને **અનંતરંગ** જેવાં પ્રાચીન પુસ્તકો ઉપરથી થઇ છે. સ્ત્રી પુરુષો વાંચી શકે તેવું સરળ છે આ પુસ્તકમાં ઘણા પ્રયોગો છે અને તે બધા નીતિને માર્ગે દોરાવનારા, લાંબુ આયુષ્ય આપનારા જીવનને વધારનારા યુવાન સ્ત્રી પુરુષોના શારીરિક ધર્મ પ્રધાન રાખી ચર્ચાવેલા છે કિંમત માત્ર ૧૨ આના.

## અમૃતસાગર.

( **પ્રતાપસાગર** ) આ પુસ્તકમાં પરચુરણ બધી જાતના રોગો અને તેના ઉપાય અને ઇલાજ મોટા ગ્રંથો ઉપરથી દોહન કરી નાંખવામાં આવેલા છે. પુસ્તકની ભાષા પણ એટલી સરળ વાપરવામાં આવી છે કે ગમે તેવા અજ્ઞાન માણસને પણ આ વિષયની સમજણ ઘણી જ સહેલાઇથી પડે છે. ટુંક સમયમાં જ આની ત્રણ આવૃત્તિઓ ખલાસ થઈ નેએજ આ પુસ્તકનું મહત્વ બતાવી આપે છે. ગ્લેઝ ઉંચા કાગળ, પાકું સોનેરી પુઠું કિંમત ૨ રૂ. પોસ્ટેજ ૪ આના.

## સ્પર્શકાન્ત.

આ પુસ્તક સંસારસાગરમાંથી તરવા એક નૌકારૂપ છે. આ પુસ્તકમાં સંસાર વ્યવહારમાં જ રહી કૈવલ્ય પદનો માર્ગ દેખાડ્યો છે. વિશેષમાં ધાર્મિક બાબતો દૃષ્ટાન્ત સિદ્ધાન્તરૂપે આપેલી હોવાથી ગમે તેવાં અજ્ઞાન સ્ત્રી પુરુષોને પણ ગમ્મત, ગોષ્ટી સાથે જ્ઞાન થાય છે, જેથી વાંચતાં બિલકુલ કંટાળો આવતો નથી. કહો આનાથી વિશેષ સારું પુસ્તક કયું જોઇએ ? કિંમત માત્ર રૂ. ૨ા પો, ૪ આના.

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. ત્રણ દરવાજા—અમદાવાદ.**

## ચંદ્રકાન્ત

**ભાગ ૧-૨-૩ જો.** આ પુસ્તક સારૂ હોઈ દરેક મુમુક્ષુજનોને અતી ઉપયોગી છે. પુસ્તક વાર્તારૂપે હોઈ દૃષ્ટાંતો અને સિદ્ધાન્તો ઘણા અસરકારક તેમજ બોધપ્રદ આપવામાં આવ્યા છે. દરેક ભાગની કિંમત રૂ. ૨-૮ મુજબ કુલ. રૂ. ૭-૮-૦

## રામાયણ.

**ગોસ્વામી શ્રી તુલસીદાસજીકૃત.** ( ગુજરાતીમાં ) શ્રી રામાયણ એ શાસ્ત્રનું શાસ્ત્ર છે, ઇતિહાસનો ઇતિહાસ છે અને જ્ઞાન તેમજ ઉપદેશથી અક્ષરે અક્ષર રસમય બનેલું વાર્ત્તામય વાંચન છે. આ તુલસીદાસની રસમય વાણીથી રચેલું છે કે તેનું રસામૃત પાન કરતાં ભકતોનાં હૃદય ડોલવા લાગે છે અને ભક્તિ રસથી ઉછળીને ઉભરાઈ જાય છે. બાળબોધ ન જાણનારા સારૂ આનો મૂળ ભાગ પણ ગુજરાતી અક્ષરમાં જ રાખેલો છે, જેથી થોડું ભણેલાં સ્ત્રી પુરુષો તુલસીદાસની અમૂલ્ય વાણી ઘણી જ સહેલાઈથી વાંચી સમજી શકે છે. આટલી સગવડતાવાળું અને આટલું સસ્તુ રામાયણ આ જ છે. કાગળ ગ્લેજ ઉંચા. પાકું સોનેરી પુઠું, ૬॥×૯॥ ઇંચ લંબાઈ પહોળાઈવાળાં ૧૧૪૦ પૃષ્ટ છતાં કિંમત રૂ. ૩-૦-૦ પોસ્ટેજ ૧૦ આના.

## આર્ય ઈંદ્રજાળ.

આમાં પરચુરણ પરચુરણ બધા વિષયો આપેલા છે. જેવા કે મંત્ર-તંત્ર, હાથચાલાકી, મોહીની, મારણ, જાદુના ખેલ તાવીત જ્યોતિષ, વૈદ્યક, સ્વપ્નવિચાર, સામુદ્રિક વીગેરે છે કિં. ૧૨ આના.

મળવાનું ઠેકાણું.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

ત્રણ દરવાજા **અમદાવાદ.**